

મોરારી બાપુના હસ્તે નરસિંહ મેહતા એવૉર્ડ સ્વીકારી રહેલા કવિ નિરંજન ભગત

## ફળી શકાશે ☐ વિનોદ ગાંધી

અકળ હશે તે કળી શકાશે, સહજ રીતે તો મળી શકાશે,
માટીમાં વેરાઈ જવાથી વૃક્ષરૂપે પણ ફળી શકાશે.
ક્રિયાલીલાના કુંડાળામાં
ચરણ પડે તો શું કરવાનો ?
ઊંડા જળમાં હાથ વગર શું
પડ્યા પછીથી તું તરવાનો ?
રસ્તે પહેલાં આવ, પછીથી નિશ્ચિત પંથે વળી શકાશે,
અકળ હશે તે કળી શકાશે, સહજ રીતે તો મળી શકાશે.
તળમાંથી કે શિખર ઉપરથી
અણજાણ્યો અસવાર આવશે,
આભધરાની અચ્ચેવચ્ચે
હરતોફરતો મહેલ લાવશે,
ભળવું છે એ ભૂલી જવાથી, સકળસર્વમાં ભળી શકાશે,
માટીમાં વેરાઈ જવાથી વૃક્ષરૂપે પણ ફળી શકાશે.

☐

50990

## દાદા ❑ શ્યામલ મુનશી

વડવાઈની વચ્ચે જેનું ખોવાયું છે થડ
એક લાકડી ઉપર ઊભો દાદા નામે વડ.

ભાગદોડના દિવસો તો ભાગીને દોડી ગયા
જીર્ણ શરીરે કરચલીઓના નકશા છોડી ગયા.

અવગણનાએ સીમા બાંધી દાદાજીની ફરતે
દાદા સાથે સમય અજાણ્યા માણસ માફક વર્તે.

જીવન નિર્ભર, નિરુપયોગી થયું - એટલે સસ્તું
દાદા વ્યક્તિમાંથી જાણે બની ગયા એક વસ્તુ

તન અને મન એકમેકની છોડાવે પક્કડ -

દાદાએ પોતાનાં સૌને એક તાંતણે બાંધ્યા,
અલગ અલગ ટુકડાને કૂણી લાગણીઓથી સાંધ્યા.

અંગત અંગત ઈચ્છાઓ સૌ-સૌને રસ્તે ચાલી
દાદાજીની આંખોમાંથી થયો બગીચો ખાલી

લાંબું જીવતર એ જ રોગ, જે શાપ બનીને ડંખે
દાદા સઘળાં દુઃખ સહીને સૌના સુખને ઝંખે

સંબંધોની સુગંધ ખાતર સળગે એક સુખડ -

કટકે કટકે દીધું પાછું, લીધું જે ઉછીનું
એકસામટું એક દિવસ દઈ દેવાનું બાકીનું.

ટેકો દેતાં 'પગ'ને રાખી દીવાલને આધારે,
આંખ, કાન ને દાંતને અસલી ચહેરેથી ઉતારે

થાકેલી ઘડિયાળને આપે ધ્રૂજતે હાથે ચાવી
ઊંડા અંધારે નાનકડા દીવાને સળગાવી.

નમી પડેલા ખાટલે છોડે વળી ગયેલું ધડ. -

બચ્ચાંની ધીંગામસ્તીને ગયું ઉપાડી ભણતર;
પરીકથાઓ પલકવારમાં બની ગઈ પાનેતર

લાલ હથેળી લઈને - ટૂંકી જીવનરેખા ચાલી
ધીમે ધીમે સાંજે સાંજે થયા બાંકડા ખાલી

રોજ સવારે વાંચી લે અખબારનું છેલ્લું પાનું
મળે નહીં અવસાનનોંધમાં નામ કયાંય પોતાનું.

અણગમતી આ એકલતાનું એ જ હવે ઓસડ -
એક લાકડી ઉપર ઊભો દાદા નામે વડ.



##  નરેન્દ્ર મોદી

અશ્રુની નહીં હોય અંજલિ
નહીં શોકની છાયા
ઝળહળશું થઈ જ્યોત;
અમને ઘરદીવડાની માયા

વેદકાળથી અખંડ ધારા
ઋષિઓનાં વન - ઉપવન
એમને પગલે થઈ જાય છે
જીવન સદા તપોવન
કર્મ-મર્મનો ધર્મ જાણીને ગીત અમે તો ગાયાં

વાટમાં કંટક, વાટમાં સંકટ
તોયે કશું નહીં નડતું
ડગલે પગલે જોને કેવું
જાય પ્રભાત ઊઘડતું
મારું-તારુંનો ભેદ નહીં, નહીં અમને કોઈ પરાયા

સમાજ સ્વયં છે મંદિર
એમાં માણસ નામે ઈશ્વર
અમે તો અહીંયાં ઉકેલી રહેતા,
ક્ષરમાં વસ્યા જે અ-ક્ષર
પરમેશ્વરનું પંચામૃત પીતા અમે નહીં કદી ધરાયા

❑ મહેશ દવે

મને હારતોરા પ્હેરાવી, જલસામાં બહેલાવી, રોકશો નહીં
શબ્દોના કાફલામાં, અર્થોના કાટલામાં જોખશો નહીં.

હું તો મારે મૂગો મૂગો કામ બધાં કર્યા કરું
મન રાખી મોકળું ને ખુલ્લેઆમ ફર્યા કરું
જળમાં ને જળમાં હું હળવે હલેસ્યા કરું
ટંટો કે ફિસાદ નહીં, ચિંતા કે વિષાદ નહીં
ઈશ્વરનું નામ દઈ મને કોઈ ટોકશો નહીં
શબ્દોના કાફલામાં, અર્થોના કાટલામાં જોખશો નહીં.

ધરતી ને પથરા, માટી અને આભ
જીવજંતુ કેટલાં : પ્રાણીઓનાં ગાભ.
અહો! બધી ઈશ્વરની દેખીતી આ લીલા
એને નથી આગળ : નથી પાછળ કોઈ ચીલા
ધરમ અને કરમની સોય મને ભોંકશો નહીં
શબ્દોના કાફલામાં, અર્થોના કાટલામાં જોખશો નહીં.

❑

**સમય ન હતો ❑ પ્રયાગ શુક્લ ❑ સુશી દલાલ**

(હિન્દી)
એક પંખી ઊડી રહ્યું હતું
આકાશમાં,
એના પૂરા ઉડ્ડયનને જોવાનો
સમય ન હતો

ફૂલ ઝૂલી રહ્યાં હતાં
કંઈ કેટલાય રંગોમાં
એના રંગ ઓળખવાનો
સમય ન હતો

થોડાં વાદળાં હતાં
જે ઢાંકી દેતાં હતાં તડકો
પછી નીકળતા તડકાને
જોવાનો
સમય ન હતો
સમય ન હતો
કે ઊતરતા દાદર પર
જલદી જલદી ન ઊતરું
સમય ન હતો

❑

## ❑ ગુલામ અબ્બાસ 'નાશાદ'

સંતાપ શુષ્ક ચહેરે અચાનક મળ્યો હશે,
ઈચ્છાનો સર્પ પાછો જરી સળવળ્યો હશે

દરિયો અકારણે તો નહીં ખળભળ્યો હશે,
ધરતી ધ્રૂજી હશે કે હિમાલય ચળ્યો હશે.

કારણ બન્યું શું રાતે સતાવે ઉજાગરો,
સૂરજ કદાચ સાંજના વ્હેલો ઢળ્યો હશે.

મારી નિકટ ભલે એ વ્યથાનો વિષય રહ્યો,
સ્વપ્નાનો આ જુગાર કોઈને ફળ્યો હશે.

હોઠોનું દંભી હાસ્ય પચાવી શકયો નહીં,
મારા હૃદયનો ભાવ અરીસો કળ્યો હશે.

"નાશાદ" કોણ દોરે છે પથ અંધકારમાં,
સંભવ છે બારસાખે દીવો ઝળહળ્યો હશે.



## પુનઃ ❑ વિપિન પરીખ

રીટા,
એક વૃદ્ધ તમારી પાસે આવશે
એ કેટલા વખતથી હઠ લઈને બેઠો છે :
એને તમને કશું કહેવું છે.
તમે એને ના ન કહેશો
એ આવશે
કશું બોલવાનો પ્રયત્ન કરશે
બોલી શકશે નહીં. થોથવાશે.
ધ્રૂજશે ને પછી

એક શબ્દ પણ બોલ્યા વિના
પાછો ચાલી જશે,
પચાસ વરસ પહેલાં ચાલી ગયો હતો તેમ જ !



## પ્રથમ એને ચહવો...

❑ હરિશ્ચન્દ્ર જોશી

અહીં ફક્ત માણસને માણસ સમજવો
પરખવું ત્યજીને પ્રથમ એને ચહવો

અનાગત પ્રવાસે ભરી તેજ ઝોળી
જરૂરત પ્રમાણે જ સૂરજ ખરચવો

સમયપત્રકે બદ્ધ છે સર્વ ફૂલો
અડાબીડ મહેકે અહર્નિશ મરવો

નથી બાદબાકી, નથી ખોટ કાયમ
સંબંધોનો ક્યારેક સરવાળો કરવો

બધાં સત્ય મૂઠીક લઇ નીકળે ને
જડે સહેજ કેડી ત્યાં હેમાળો ગળવો

તરસ તીવ્ર હો તો નદી દ્વાર આવે
અમસ્તો અમસ્તો શું દરિયો ચગળવો

પકડવી જ પડતી કલમ રિક્ત હાથે
કરે ભીતરે શબ્દ સાચે જ બળવો

❑

❑ બિસ્મિલ મન્સૂરી

લાગણીનાં જળ સુકાયાની નિશાની
સ્નેહના સંબંધ તૂટ્યાની નિશાની

હર્ષ ને ઉલ્લાસની કળીઓ ઊઘડતી
કોઇના સંબંધ મહેક્યાની નિશાની

પાપને પંથે વળે ચરણો અચાનક
ઇશચીંધ્યો રાહ ભૂલ્યાની નિશાની

ઊઘડે છે દ્વાર આપોઆપ ઘરનાં
ઘરતીના છેડે પહોંચ્યાની નિશાની

પાપણોના ભેજમાં ભીંજાય બિસ્મિલ
ભીતરે દરિયો છલકવાની નિશાની

❑

❑ નવનીત જાની

એક ઓછી ભીંતવાળી છત નીચે,
શું લખું, તમને લખેલા ખત નીચે?

આંસુની મોસમ વીતી ગઇ છે છતાં,
આંખ અત્યારેય છે દહેશત નીચે.

છેક નખશિખ જોઇ તલવારો ચલાવી,
એ જ જૂની એમની આદત નીચે.

કેટલાં વરસો પછી ભેગાં થયાં,
ઓળખીતી આપણી હાલત નીચે.

આપની મેડી જ જાલિમ નીકળી,
એક બૂમે ચાંદ પણ આવત નીચે.



## પહેલી-પહેલી વાર...

❑ નિનાદ અધ્યારુ

પહેલી - પહેલી વાર કર્યો છે,
હા, અમે પણ પ્યાર કર્યો છે.

આર કર્યો છે, પાર કર્યો છે,
આંખોનો ઉદ્ધાર કર્યો છે.

પ્રેમમાં એનાં બોળી - બોળી,
દિલનો તારે - તાર કર્યો છે.

મેં કહી દીધું બધું એને,
એણે પણ એકરાર કર્યો છે.

ઊંડા - ઊંડા જખ્મો દીધા,
ને કહે છે ઉપચાર કર્યો છે!

એમ જુઓ એ મારી સામે,
જાણે કે ઉપકાર કર્યો છે!

'નિનાદ' બીજું તો શું જોઇએ?
યાર જેવો મેં યાર કર્યો છે!



## આપણે ફીદા થવાનું...

❑ નિનાદ અધ્યારુ

એક બુદબુદા થવાનું હોય છે,
પ્રેમમાં ખુદા થવાનું હોય છે.

ગમવું કે ન ગમવું એના હાથમાં,
આપણે ફીદા થવાનું હોય છે.

મન ભરીને તું મળી લેજે એને,
આખરે જુદા થવાનું હોય છે.

એ જ વખતે આંસુઓ આવે નહીં,
જ્યારે અલવિદા થવાનું હોય છે.

આપણે દેખાવ કરવાનો 'નિનાદ'
આપણે પરદા થવાનું હોય છે.

❑

❑ નિખિલ જોશી

રણમાં ઊગ્યું મોતી ને એ મોતીના લીસોટે ભાઈ ખરી કાંકરી
કાંકરિયુંમાં પગલાંઓની છાપ ફરે છે કેદ
અમથું-અમથું આવળ-બાવળ ઊગીને ભીતરમાં એવી
આળસ મરડે પડખાં ચીરીતાણીને છાતીમાં પાડે છેદ

સવાર પડે ને આંખ ઊઘડતાં જ ઝાકળ જેવું સળવળ સળવળ
પાંપણની પાળે અથડાતું ઝળઝળિયાંનાં જળનું સરવર,
આજુબાજુ ઉપરનીચે આડીઅવળી વાંકીચૂંકી
દૃશ્યોની રેખાઓમાંથી ચીતરાતા પડછાયાના થર
સાવ સફાળું એક સામટું ધચ્ચ દઈને ચિરાયું રે
લમણાંઓમાં ફાળ પડી ને ફેલાયો છે ખીણ જેવડો ખેદ.

એકલદોકલ અજવાળાં છે હથેળિયુંમાં બંધ
આંખમાં લોહીઝાણ ઉજાગરા ને ચારેબાજુ અંધારાંનો દેશ,
રસ્તા વચ્ચે ભીડ ફૂટી છે અથડાતી પગથારો લઈને
ગામગામમાં તોય હવે છે મારે ભાગે એકલતાનો વેશ,
માણસ નામે દરિયો-દરિયો, માણસ નામે હોડી-હોડી
માણસ નામે હલ્લેસું ને ડૂબવા-તરવા વચ્ચેનો ભેદ.

❑

**હા, હજી ▢ સૉલિડ મહેતા**

હા, હજી પૂર્વવત્ ઊગતો સૂર્ય છે
આંખને છેડતાં એક બે દૃશ્ય છે

આમ તો ટેરવે કૈં નથી શેષ પણ
સ્પર્શની ગંધમાં ડૂબતાં સ્વપ્ન છે

આજ ને કાલમાં ફર્ક છે નામનો
સંતની વાતમાં કૈંક તો તથ્ય છે

બોલવું જો પડે માપસર બોલવું
કેમ કે શબ્દના પણ ઘણા અર્થ છે

પૂછયું આપણે કોઇને કયાં સુધી
શ્વાસના વિશ્વમાં કેટલા પ્રશ્ન છે

પિંડમાં પરહરી જે ફરી સળવળે
એ જ તો માતબર તેજ છે તત્ત્વ છે



**▢ કિરણ ચૌહાણ**

બંધન બધાં જ તોડવા હું નીકળ્યો હતો,
આ લાગણીરથ રોકવા હું નીકળ્યો હતો.
તારી જ પાસે આવીને અટકી ગયો છું હું,
પર્યાય તારો શોધવા હું નીકળ્યો હતો.



❑ મુકેશ જોશી

લાવો રે, કાચની લખોટીઓ લાવો.
લાવો, દૂરબીન આભ જોવા
કેટલાં વર્ષે હું આવ્યો છું ગામ
મારું બળબળતું શહેર અહીં ખોવા.

જાતાં મેં ભમ્મરડે વીંટી' તી દોરી,
એ દોરીની છાપ હજી હાથમાં
કેટલા કચુકાઓ શેકીને ખાવાના
વાવ્યા'તા કાતરાઓ જાતમાં
ફળિયાની ધૂળમાં બોળું છું હું જાત
મારા શૈશવના હાથપગ ધોવા...

ગિલ્લી-દંડામાં અંચાઇ કરી દોસ્તને,
દુઃખે છે હજી મને ઘાવ
મરણોત્તર સન્માનો આપી શકાય છે
શી રીતે આપું એ દાવ !
આંખો પર છાંટું બે ખોબા ભૂતકાળ
મળે સાચકલાં આંસુઓ રોવા...

લાવો આ બેગ મારી ખાલી કરું,
જેમાં જીવતરની ઉનીઉની લૂ
ચાંદની ઓઢીને સૂવું છે આંગણે
ને સ્વપ્નામાં આવે જો 'તું'
તારી સંગાથ કદી ઝૂલ્યો એ વડલાના
કેટલાં કરું હું અછોવા...

❑

❑ સલીમ શેખ 'સાલસ'

ચાલને આજે ગયો ભાંગી ભરમ.
આંખની ક્યાં છે જમાનાને શરમ.
ભેદ સમજણમાં અહીં હોઇ શકે,
રક્તને ક્યાં હોય છે જુદો ધરમ.

❑

❑ **ગાન** ❑ **ફિલિપ ક્લાર્ક**

આ લીલા પીળા ગરમાળાઓ રસ્તે ઝૂલે;
ને ભીનું ભીનું વ્હાલ પવનની પાંખે ખૂલે.
    એની મીઠી સોડમ ઘૂંટી
    વ્હેણ વહે વળ ખાતાં;
    મોસમ ગાતી ગીત, મધુરા
    શબ્દ રહે પડઘાતા.
આ ફૂલો ખીલતાં જાય ભાન કૈં ભમરા ભૂલે;
ને ભીનું ભીનું વ્હાલ પવનની પાંખે ખૂલે.

ઝીણી ઝીણી ઝંખન-ઝરમર
    શમણાંને ભીંજાવે
બુંદ બુંદ ઝાકળનાં ટપકી
    રૂઠ્યું મન રિઝાવે.
આ મૂંગું વીતી જાય આયખું મનને ઝૂલે;
ને ભીનું ભીનું વ્હાલ પવનની પાંખે ખૂલે.



❑ **દિનેશ કાનાણી 'પાગલ'**

પ્રેમ જેવું કૈંક હોવું જોઈએ
અન્યનું પણ આંસુ જોવું જોઈએ
એ જ તો છે અર્થ સાચો પ્રેમનો
ખુદનું સુખ થોડું ખોવું જોઈએ

★

પતંગિયાની
પાંખમાં
રંગ ઢોળનાર
ઈશ્વર
વિધવાની
સફેદ સાડીમાં
કણસી રહ્યો છે !



❑ **કવિતા વાવી છે** ❑ ડાહ્યાભાઇ પટેલ 'માસૂમ'
ભીના ઘર આંગણની
કવિતા વાવી છે એક જણની

પાડેલાં પગલાંની સરહદ
અમે વળોટી પળમાં,
બસ અહીંથી પાછા વળવું છે
વણબોટી ખળખળમાં,

વ્યોમ-ભોમના ઘાટે વહેતી નદી એક કામણની,
કવિતા વાવી છે એક જણની.

ભીતર ભીના પ્હાડ, પ્હાડમાં
લીલી કોયલ બોલે,
ઓળખની ઘૂઘરીઓ વાગી
એકલતાને ખોલે,
ફરફર થઇને પાલવ વરસ્યો, વાત સૂણી સાજણની,
કવિતા વાવી છે એક જણની.

મનના કોરા સરવર મધ્યે
કમળ થઇ કોઇ તરે,
તરસ માટીની મ્હેંક થઇને
ભીતર ભીતર ખરે,

હરણ દોડતું તપતી રેતમાં ચિંતા લઇને રણની,
કવિતા વાવી છે એક જણની.

❑

❑ ફિલિપ ક્લાર્ક
એની ભૂલ
એટલી જ છે કે
એ કોઇને
ખરા દિલથી
ચાહતો હતો.

❑

## ❑ ઇચ્છાઓની Train ❑ હરદ્વાર ગોસ્વામી

ધક્કામુક્કી ધક્કામુક્કી ધક્કામુક્કી Brain
આજ સવારે ચૂકી ગયો છું ઇચ્છાઓની Train.

હાથવેંતમાં ચૂકી ગયો છું નખના સઘળાં ગામ.
આંગળિયુંથી ગણતો રેતો દખને હમણાં આમ.

તરસ ભરેલા ડબ્બામાં છે વગર ટિકિટે Rain
ધક્કામુક્કી ધક્કામુક્કી ધક્કામુક્કી Brain.

મારી છાતીના પાટા પર રોજ દોડતું આભ.
તોય કદી ના સ્ટેશન આવ્યું શુભ, મંગળ કે લાભ.

બે પાટા જો ક્ષણ ભેટે તો મટે આપણું Pain.
ધક્કામુક્કી ધક્કામુક્કી ધક્કામુક્કી Brain.

ધસમસતા દુ:ખને આપે છે લીલી ઝંડી કોણ ?
ઈન્જીન થાતી જાત અમારી તોય અમે તો ગૌણ.

સપનાંઓના કાટમાળ છે, મંગાવો રે Crain.
ધક્કામુક્કી ધક્કામુક્કી ધક્કામુક્કી Brain.

❑

## ❑ વિજય રાજ્યગુરુ

ભીની રેતી પર
મારી
ખરબચડી આંગળીથી
તારું મુલાયમ નામ
લખું છું
લખું છું
અને
ભૂંસી નાખે છે...
આ
દરિયો
બહુ ઈર્ષાળુ છે...

❑

❑ અંકિત ત્રિવેદી

અહીંયા ફર્યું જે રીતથી ત્યાં પણ ફર્યું હશે
એકાદ પીંછું યાદનું ત્યાં પણ ખર્યું હશે-

આજે ફરી હું આંસુની પાછળ પડી ગયો
સપનાને પાછું કોઈકે સામે ધર્યું હશે-

બાજી અધૂરી છોડવાનું એક કારણ કહું ?
જાણીબૂઝીને એમણે એવું કર્યું હશે-

અટકી ગયેલી વાત ના આગળ વધી શકી,
મૂંગા થયેલા હોઠમાં શું કરગર્યું હશે ?

મારા વિના હું એકલો ટોળે વળી ગયો
મારા વિશેનું ગામ ત્યાંથી વિસ્તર્યું હશે.

❑

## સુગન્ધી ❑ કિરીટ ગોસ્વામી

થતી સાંજની એમ વેળા સુગન્ધી;
ભરું તારાં સ્મરણોના મેળા સુગન્ધી.

પ્રથમ ઝૂલ્ફ તારી લહેરાય થોડું;
પછી વાયરા થાય વ્હેતા સુગન્ધી.

બગીચો કહો છો તમે રણને કાયમ;
તમારા હશે ખ્યાલ કેવા સુગન્ધી.

સતત યત્ન - અત્તર રહો છાંટતા બસ,
થશે આખરે હસ્ત-રેખા સુગન્ધી.

મહેકી ઊઠી બ્હાર - ભીતર હયાતી;
ગઝલનાં અમે વસ્ત્ર પ્હેર્યાં સુગન્ધી !

❑

## ગીધ ❑ પ્રીતમ લખલાણી

ઊડતા ઊડતા
ભૂલથી
શહેરમાં
આવી ચઢેલ
ટોળામાંથી
એક ગીધે
બીજા ગીધને કહ્યું,
'ભાઇ
જંગલ કરતાં
મને
કેમ અહીં
આપણો સમાજ
દેખાય છે ?'

## ❑ પ્રીતમ લખલાણી

રાત્રે
તને
લખેલો પત્ર
સવારે ટપાલમાં નાખું
તે પહેલાં
એક સોનેરી પાંખવાળું પતંગિયું
મેજ પાસે આવ્યું
અને
તારા પત્રને
પાંખથી ઉડાડતું
બારી બહાર
આળસ મરડતી
મોગરાની કળી પાસે લઇ ગયું !

❑

### ❑ થાકેલો રસ્તો ❑ હરદ્વાર ગોસ્વામી

થાકી ગયેલો રસ્તો
કોઇ અજાણ્યા મુસાફરના પગમાં
ટૂંટિયું વાળી
સૂઇ ગયો છે.

❑

❑ અંકિત ત્રિવેદી

અહીંયા ફર્યું જે રીતથી ત્યાં પણ ફર્યું હશે
એકાદ પીંછું યાદનું ત્યાં પણ ખર્યું હશે-

આજે ફરી હું આંસુની પાછળ પડી ગયો
સપનાને પાછું કોઈકે સામે ધર્યું હશે-

બાજી અધૂરી છોડવાનું એક કારણ કહું ?
જાણીબૂઝીને એમણે એવું કર્યું હશે-

અટકી ગયેલી વાત ના આગળ વધી શકી.
મૂંગા થયેલા હોઠમાં શું કરગર્યું હશે ?

મારા વિના હું એકલો ટોળે વળી ગયો
મારા વિશેનું ગામ ત્યાંથી વિસ્તર્યું હશે.

❑

## સુગન્ધી ❑ કિરીટ ગોસ્વામી

થતી સાંજની એમ વેળા સુગન્ધી;
ભર્યું તારાં સ્મરણોના મેળા સુગન્ધી.

પ્રથમ ઝૂલ્ફ તારી લહેરાય થોડું;
પછી વાયરા થાય વ્હેતા સુગન્ધી.

બગીચો કહો છો તમે રણને કાયમ;
તમારા હશે ખ્યાલ કેવા સુગન્ધી.

સતત યત્ન - અત્તર રહો છાંટતા બસ,
થશે આખરે હસ્ત-રેખા સુગન્ધી.

મહેકી ઊઠી બ્હાર - ભીતર હયાતી;
ગઝલનાં અમે વસ્ત્ર પ્હેર્યાં સુગન્ધી !

❑

## ગીધ ❑ પ્રીતમ લખલાણી

ઊડતા ઊડતા
ભૂલથી
શહેરમાં
આવી ચઢેલ
ટોળામાંથી
એક ગીધે
બીજા ગીધને કહ્યું,
'ભાઈ
જંગલ કરતાં
મને
કેમ અહીં
આપણો સમાજ
દેખાય છે ?'

## ❑ પ્રીતમ લખલાણી

રાત્રે
તને
લખેલો પત્ર
સવારે ટપાલમાં નાખું
તે પહેલાં
એક સોનેરી પાંખવાળું પતંગિયું
મેજ પાસે આવ્યું
અને
તારા પત્રને
પાંખથી ઉડાડતું
બારી બહાર
આળસ મરડતી
મોગરાની કળી પાસે લઈ ગયું !

❑

**❑ થાકેલો રસ્તો ❑ હરદ્વાર ગોસ્વામી**

થાકી ગયેલો રસ્તો
કોઈ અજાણ્યા મુસાફરના પગમાં
ટૂંટિયું વાળી
સૂઈ ગયો છે.

❑

## ત્યાં સુધી છે છલ ▫ ધીરુ પરીખ

આરબને કાઢી ઊંટ પેસી જાય.
પાઇડ ધ પાઇપરની વાંસળીના વહેતા સૂર
દોડે સહુ ઉંદરોની લાંબી તો લંગાર.
પ્રજાઓના રાજનેતા ધર્મનેતા
વહેતાં મૂકે વચનોનાં ઊછળતાં પૂર.
પ્રજા તો શું ?! ખેંચાતો સૌ પ્રજાનો ભંગાર.
અંગાર જો વ્યાપે ક્યાંક
ઠરી જતો જ્વાળામુખી આપોઆપ.
જર માટે તૂટ્યું સોમનાથ
જોરુ માટે લૂંટ્યું ઍગામેમ્નૉનના સાથીઓએ
ટ્રૉયને કાસાન્દ્રા સાથ.
જમીન માટે લડ્યું વિએટનામ.
આર્ગોસમાં પાછા ફર્યા પ્રજાના એ સ્વામી
અયોધ્યામાં પાછા ફર્યા રામ.
દ્વારિકાથી પ્હોંચી ગયા કૃષ્ણ કયે ધામ ?

ગામેગામ સદીસદી વર્ષોવર્ષ પાછું આ નાટક ભજવાય.
પ્રજા પાડે તાળી.
સત્તાસને બેઠું કોઇ વિચારે કે :
માળી, આ તો ક્યાંથી ગઇ ભાળી !
રાજા અને રાજાઓની
પ્રજા અને પ્રજાઓની
ઊથલપાથલ.
રચાતો આવ્યો છે
અને રચાતો રહેશે ઇતિહાસ.
ઇતિહાસો લખાય ને ઇતિહાસો ભૂંસાતા રહે.

ગંગા, વૉલ્ગા, મિસિસિપી
પળપળ ખળખળ વહી જાય જળ
એનું એ તો રહે નહીં.
નદી તમે કોને કહી ?
તંબુ છે ને ઊંટ છે ને આરબ છે
ત્યાં સુધી છે અંદર-બહાર.

કાંઠા છે ને જળ છે ને વહે છે : તો નદી.
સોમનાથ ને આર્ગોસ અને ટ્રૉય
બદલે છે નામ. ઇતિહાસ બદલાતો નથી.
સમય તે ભૂંસવાને મથે છે વિફલ.
સમય ને ઇતિહાસ ઓતપ્રોત લાગે
ત્યાં સુધી છે છલ.



## ઘડપણ ❑ નામદેવ તારાચંદાણી ❑ કુન્તી તારાચંદાણી

(સિંધી)

ઘડપણ એટલે-
દૂરથી સંભળાતો શંખ
અથવા
મંદિરની ધજા
જાણે લાકડીની મહેરબાની
અથવા
તૂટેલાં ચશ્માં



ઘડપણ એટલે-
એક ખાલી માચીસ
અથવા
કોઇ ફૂટલો અરીસો
જાણે
કોઇ અજાણી બોલી
અથવા
એક પૂરી થયેલી વાર્તા !
ઘડપણ એટલે-
શબ્દો વગરની ભાષા
અથવા
એક રોકાયેલો ઓરડો
જાણે
ખાલી ઓરડામાં ચાલતો પંખો
અથવા
કોઇ ટપકતો નળ !



## પડછાયા ❑ મનીષા જોષી

વૃક્ષની બખોલમાંથી,
બે આંખો, મને પૂછે છે,
બહાર હવા તેજ છે?
વરસાદ છે?
ના, હું ખાતરી આપું છું,
કૂમળા, સોનેરી તડકાની.
પણ, મને શું ખબર હતી
કે આ જ હૂંફાળો તડકો
પળવારમાં
લાય લાય કરતો બાળી મૂકશે
પગનાં તળિયાંને, પંખીઓના પંજાને,
અને જોતજોતામાં
નજર સામે દેખાતા થઇ જશે, પડછાયા.
પંખીઓના પડછાયા, મારી આંખો સામે,
આવે છે- જાય છે,
ઊંચે નજર કરું છું તો
સાવ ખાલી હોય છે, આકાશ.
વૃક્ષની બખોલમાંથી મને પૂછતી એ આંખો
જાણે થડની જેમ ચિરાઇ ગઇ.
બહાર ઋતુઓ બદલાતી રહે છે,
આકરી હિમ વર્ષામાં
હું ગુનેગારની જેમ ઊભી રહું છું.
મારા શરીર પર જામેલા બરફના ઢગને
ચાંચથી ખોતરતાં પેંગ્વિન
ઉઝરડી નાખે છે, ચામડી પણ.
પંખીઓની જેમ પાંખો પસારતા,
ઋતુઓ સંકેલતા
મારા ત્વચા વગરના પડછાયા
પ્રખ્યાત છે, આ શહેરમાં.

❑

## હું ઉદાસ છું ▢ પન્ના નાયક

કારણકે મધ્યાહ્‌ન સૂરજ આથમી ગયો છે.
કારણકે ઘાસ પીળું પડી ગયું છે
કારણકે પતંગિયાં ઊડી ગયાં છે
કારણકે ફૂલો કરમાઇ ગયાં છે
કારણકે વૃક્ષોનાં પાંદડાં જમીન પર પડયાં છે
કારણકે ભીંજવ્યા વિનાનો વરસાદ વરસે છે
કારણકે અંધારું છવાતું જાય છે
કારણકે દીવાલો પહું પહું થાય છે
કારણકે વિચારોનું વાવાઝોડું ત્રાટકે છે
કારણકે અનેક પ્રશ્નો સળવળે છે
કારણકે દલીલોની ભૂલભુલામણી છે
કારણકે મન ભૂલું પડયું છે
કારણકે સ્મરણોની વણઝાર આંખે ઊભરાય છે
કારણકે બોદા શબ્દોથી કાન એંઠા થયા છે
કારણકે રાહ જોતા પગ ખોટા પડી ગયા છે
કારણકે તણખલું ડૂબી ગયું છે
કારણકે સપનાં નંદવાઇ ગયાં છે.



## ▢ વિવેચક ▢ પ્રીતમ લખલાણી

પક્ષીની
લાશ ચૂંથતા
એક કાગડાને
સૂર્યે પૂછયું
શું શોધે છે?
ડાચું બગાડતો બોલ્યો.
"ટહુકો !"



## કાળો સૂરજ □ રીના મહેતા

મારી જમણી તરફની દીવાલ પાછળ
ઘરડિયો ધણી
પોતાની બૈરીને મા-બહેન સમાણી ગાળો દેતો
રોજ કકળાવે છે.
ડાબેની દીવાલે
માંદલી, આધેડ બાયડીનું માથું અફાળતો વર
એને છૂટી ખુરશી મારવા દોડે છે.
સામેના બારણે
ચાર મહિના પહેલાં પરણેલી વહુને એનો પતિ
માની ફરિયાદે
ધબોધબ ધીબી નાખી કહે છે :
તારા બાપને ઘેર ચાલી જા.
ત્યારે
રાતના અંધારાંમાં
એમના ભેગી મારી આંતરડી
એવી તો કકળે છે કે
સવારે
પાછલી ઉઘાડી પૂર્વ દિશામાં
ઊગેલો લાલ સૂરજ
મને કાળો લાગે છે.

□

## ઝીલ વચ્ચે જીવવું □ 'પ્રણય' જામનગરી

છિન્ન, વેરાયા સમયના દ્વીપ વચ્ચે જીવવું
એ જ બસ આ રોજની તકલીફ વચ્ચે જીવવું.

દિવસે ઘેરી ઉદાસી, ને અજંપો રાતના
સાવ બેસૂરા જીવનના ગીત વચ્ચે જીવવું.

મંદ લ્હેરે લ્હેરવું માણી શકત હુંયે અહીં,
હોત જો હુંયે કમળ, ને ઝીલ વચ્ચે જીવવું.

જળ સુખી છે આમ તો કોઈ નથી એને કમી
એમને ફાવી ગયું સાહિલ વચ્ચે જીવવું.

એમ મોતી ક્યાં થવાતું આ જગત માંહે 'પ્રણય'
સ્વાતિબિંદુને પડે છે છીપ વચ્ચે જીવવું.

□

## ❑ વરસાદી સવાર અને પંખીઓ ❑ જયન્ત પાઠક

એક પણ પંખી
ઝીણું ઝીણુંય જરા ગાતું નથી !
સમજ્યો: કેમ ઊગવાનું
સૂરજને આજ મન થાતું નથી !

*

ઝીણી ટપટપના ટહુકા
આલાપ લાંબે રાગ ગાતી ધારના-
પંખીઓને થાય :
જવા દો, આપણે ગાવું નથી,
ભલે વરસાદ આજે ગાય !

*

રોજ જે ઊઠી જતાં'તાં,
ડાળ પર ને તાર પર
આવીને બેસી જતાં'તાં
પંખીઓ તે આજ
કેમ દેખાતાં નથી !!
-તણાઇ તો ગયાં નહીં હોય ને
રેલમાં, આવેલ રાતોરાત !

*

અનરાધાર આ વરસાદમાં
સાંભરે છે શૈશવે જે સાંભળ્યું :
એક પંખી જાય ગાતું આભલાંબા સાદમાં
ઝૂંપડી ચૂઇ... ઝૂંબડી ચૂઇ... ઝૂંપડી...

*

મેઘના ને પરોઢના
બેવડા અંધારમાં
જાડી ઝીંકાતી ધારમાં
કંઇ જ દેખાતું નથી- કિંતુ
થાય છે કે ક્યાંક
એક ચાતક પી રહ્યું છે
અંતરિક્ષે મેઘબિંદુ !

❑

## અક્ષર-બ્રહ્મની લીલા ❑ જયન્ત પાઠક

પકડાવી પાટી કોકે ને અક્ષર પાડ્યો,
ઉત્સાહે મેં ઘૂંટ્યા કર્યો એ આખો દા'ડો,
એમ પછી તો
અ પછી આ ને કની પાછળ ખ
એમ ઊઘડી વર્ણલીલા સ્વર-વ્યંજન લખલખ !
આંગળીઓથી માંડી આખો હાથ
એક તારથી રણઝણ રણઝણ
ભરવા માંડે બાથ-
પાટીથી કાગળ, ત્યાંથી આગળ આગળ
આભ ભરીને, અરે આભનું પાર ભરીને
આગળ પાછળ, ઉપર નીચે
સાત સ્વર્ગ ને સાત વળી પાતળો લિયે...
અહો, જોતજોતામાં સઘળે
અક્ષર અક્ષર
અ-ક્ષર અ-ક્ષર
વિસ્તર વિસ્તર....



## ❑ સલીમ શેખ 'સાલસ'

બસ એટલી કાયમ રહેલી પીડ છે.
ખાલીપો ખખડે છતાંયે ભીડ છે
આસપાસે છે મમી શા માનવી
(ને) ગામ તારું સાવ પિરામિડ છે.



## અચરજ ❑ રમેશ પટેલ

અત્તરના નેપથ્યે
ફૂલોનાં આંસુ !

***

બરફનું અભિમાન
પાણી - પાણી બની ગયું !



# ડોસાડોસીના જીવતરની વાત

જીવતર આખ્ખું ય જાણે એવું વરસ્યાં કે જાણે એવું વરસ્યાં કે જાણે
તરસ્યાં ને તરસ્યાં રે આપણે.
બસમાં બે બેસતાં અડોઅડ એવું કે અળગાં લાગ્યાનો ના વહેમ,
ડોસાડોસીને જોઈ લોકો બોલે છે : જાણે તાજાં પરણેલાંની જેમ,
તાળી દઈને પછી એવું મલક્યાં કે જાણે એવું મલક્યાં કે જાણે
છલક્યાં ને છલક્યાં રે આપણે.
ઉનાળે - શિયાળે - ચોમાસે આપણે તો બારમાસી વરસ્યાં'તાં હેત,
આખ્ખું ય આયખું એવું ઊગ્યું કે જાણે લીલુંકુંજાર હોય ખેત,
પાંખોની જેમ પછી એવું ફરક્યાં કે જાણે એવું ફરક્યાં કે જાણે
વેળામાં સરક્યાં રે આપણે.
જીવતર આખ્ખું ય જાણે એવું વરસ્યાં કે જાણે એવું વરસ્યાં કે જાણે
તરસ્યાં ને તરસ્યાં રે આપણે.

— ચંદ્રકાન્ત સાધુ



અલિઝાબેથ જેનિંગ્સ
(૧૯૨૬-૨૦૦૧)

## ❑ ઇશ્વર અને ❑ માલતી પરીખ

એવું કંઇ નહીં.
દરેકને એક પોતાનો ઇશ્વર.
અંગત ઈષ્ટ-દેવ. અથવા ઈષ્ટ-દેવો.
વિધિસરની કે અવિધિસર
પૂજા કે પછી આરાધના
કે પછી ઝુરાપો.
સંઘર્ષ પણ હોઇ શકે, એવો જ અંગત.

કે પછી શરણાગતિ
અથવા અડીખમ સ્ટોઇક સાયલન્સિસ.
કે પછી - (ઇશ્વર હોવો જરૂરી ખરો ?)
તો પછી
રાગ-દ્વેષ-ઈર્ષ્યાની ભારીથી ("ભારી ઉપાડી મેં તો ઠેઠની રે" - મીરાં)
આમ કેડ્યું વળી જાય
તે કેમ પાલવે,
આપણને ?
જોકે એવું કાંઇ ધાર્મિકતાભર્યું ભારેખમ જોખમ નયે હોય.
*સ્થાનકોની મુલાકાત
કે સોપાનો ચઢવાનું ભલે હમણાં મુલતવી રાખ્યું હોય.
પણ જે કંઇ છે તે
માણસાઈભરી ઉદ્ધતાઇ છે.
કે પછી, એમ જ હશે !

* સ્થાનક = મંદિર. સ્થાનકોઃ જૈન ધર્મની પરિભાષામાં ૧૪ સ્થાનકો ચઢતી ભાંજણીમાં : મોક્ષ પ્રતિ.

❑

## ❑ પરાગ મ. ત્રિવેદી

પક્ષી વૃક્ષમાં
શોધે માળો, ટહુકો
વૃક્ષ તેનામાં !

ચરતી ભેંસ
ઘાસ સાથે તડકો,
વાગોળે પછી !

❑

❑ સુ.દ.

છૂટા તો પડવું છે
પણ કોઈ પણ પ્રકારની કડવાશ વિના
છૂટા પડવાની નિયતિ નિશ્ચિત છે.

આટલાં વર્ષો સાથે રહ્યા
કર્યો એકમેકની સ્વતંત્રતાનો
પૂર્ણપ્રેમથી આદર

હવે છૂટા પડતી વખતે
આપણે આપણા સંબંધ પર
ચાદર નથી ઓઢાડવી
પણ એના પર ઝીણી ઝીણી
તારલી ચોંટાડીને
એનું ઓઢણીમાં રૂપાંતર કરવું છે

આપણો સંબંધ
એ તો મૂળથી ફળ સુધી પાંગરેલું
સતત વિકસતું વૃક્ષ
વૃક્ષને
ધરતીની મબલખ માયા
આકાશની છત્રછાયા

આવા વૃક્ષને
આપણે બોન્સાઈમાં બદલી નથી નાખવું

વૃક્ષને મૂઠ નથી મારવી
એટલે
હંમેશાં હું ચૂપ રહેવાનું પસંદ કરું છું.

❑

❑ આજ પર્યંત ❑ વિજય દાફડા 'સાગર'

પુસ્તકમાં મેં
મૂકેલું એ ગુલાબ
તાજું છે હજી !

❑

## ❑ શિશિર રામાવત

સુખનો એક સળંગ ટુકડો
છટકી ગયો છે હાથમાંથી
વિખેરાઈ ગયા છે એના નાનાનાના ટુકડાઓ
અનેક દિશાઓમાં.

સુખના અંશને આમ કહેવાય તો
સુખ જ ને ?

સુખનું સત્ત્વ હણાઈને શું વેરાઈ ગયું છે
તમામ હિસ્સાઓમાં
સરખે ભાગે /
કે પછી-
આ છુટ્ટા, અલ્પપરિચિત અંશો
વધુ દૈદીપ્યમાન બની ગયા છે,
સુખના પેલા અકબંધ ટુકડા કરતાં ?

સુખનું સુખમાં વિભાજિત થવાની પ્રક્રિયા
પીડા જન્માવે, એમ બને ?
ના, નથી જોઈતી મારે
સુખ સાંધવા માટેની સોય.
મને સુખને સીવતાં આવડે છેય ક્યાં ?
આંગળીઓ લોહીલુહાણ બની જવાનો
મને ડર છે.
ભલે રહ્યા એ ટુકડાઓ
વેરવિખેર
શક્ય છે, એ શીર્ણવિશીર્ણતામાંય
મને કોઈ લય દેખાય.

❑

□ **વતનાથણ** □ **જગદીપ ઉપાધ્યાય**

હતું એક રંગે હતું એક રાગે; હવે ગામ મારે જવા મન ન માને
અહીં પ્હોર થાતા નવો પક્ષ જાગે હવે ગામ મારે જવા મન ન માને

પણે દૂર રેલાય પાવો ન જંતર, કર્યું ગોપ લોકે અહીંથી સ્થળાંતર
ચવાયેલ કેસેટ બેફામ વાગે હવે ગામ મારે જવા મન ન માને

ગમે તે પ્રકારે કરી હાથ આસન લજ્જા વગરનો કરે શખ્સ શાસન
લીધો જાણે ભરડો ભીષણ કોઈ નાગે હવે ગામ મારે જવા મન ન માને

જનેતા લીસા છીપરે વસ્ત્ર ધોતી જળે ઢબઢબુ દૂર તો સાદ દેતી
નદીપટ બળે આજ એ શુષ્ક આગે હવે ગામ મારે જવા મન ન માને

હજુયે મળે છે અહીં આવકારો છતાં કોણ જાણે નથી એ ઉમળકો
બધા અવસરો માત્ર વ્યવહાર લાગે હવે ગામ મારે જવા મન ન માને

□

□ **પ્રતિજ્ઞા** □ **પ્રીતમ લખલાણી**

રામ નામનું રટણ કરતા
જીભ
મીઠી મધ થઈ ગઈ
પણ
દર્શનની તરસી આંખડીને
ક્યાંય
ઓછું આવે નહીં
એથી જ
ભલી શબરી
હવે
બોરને ચાખ્યા વિના જ
છાબડીમાં
મૂકી દે છે !

**ભટજી માટે** □ **દિલીપ ભટ્ટ**

અડધે રસ્તે પડધે રસ્તે ચડે બિંબ ચકરાવો અસ્તુ
ભટજી માટે સોળ વરસની કન્યાને પધરાવો અસ્તુ

કોઇ ઝાડના ઘરની વચ્ચે લાવો કુંકુ -ચોખા
હું ને મારી અંગત ઘટના સકલ વિશ્વથી નોખા

ઝાડ ઉપરથી લીંબોળી કો' પડે
તો એને કુંજેકુંજા પવન ભરી નવરાવો અસ્તુ
ભટજી માટે સોળ વરસની કન્યાને પધરાવો અસ્તુ

રેતીનાં સપનાઓ બાંધી દરિયા વચ્ચે રૂહેશું
પછી મત્સ્યકન્યાના કાને રૂપકથાઓ ફ્હેશું

હું ને મારા ડિંગ બધા ભફડિંગ હવે જળ લાવો અસ્તુ
ભટજી માટે સોળ વરસની કન્યાને પધરાવો અસ્તુ



**ચરણ તમારાં ધોઉં** □ **ભગવતીકુમાર શર્મા**

હરિ, હું ચરણ તમારાં ધોઉં
જળસંકટ અતિવસમું છે તો અનરાધારે રોઉં...હરિ.

ચરણ ધોઉં તો ચરણામૃતનો મળે અલૌકિક લ્હાવ;
નહિતર જીવન દુકાળપૂરનું સુક્કુંભઠ તળાવ.

હરિપુષ્પામૃત યોગ આજ હું હૃદય-ટીપણે જોઉં...હરિ.

પાંપણથી પસવારું પગ ને હોઠથી ચૂમું ઘાવ;
ધબકારાનાં ફૂલ બિછાવું; ધરો હેતથી પાંવ.

ચરણકમળમાં મસ્તક મૂકી નિંદ સનાતન સોઉં...
હરિ, હું ચરણ તમારાં ધોઉં....



## શું રળ્યો/હરિકૃષ્ણ પાઠક

નુગરા, રળી રળી શું રળ્યો ?
ખાલી ખેપ કરી તેં
ફેરો ફોગટ જેવો ફળ્યો,
–નુગરા.

અણઘડ કર્યાં ઉધામા કૈં
ને છળથી ખુદને છળ્યો,
પવન જોઈને પીઠ ફેરવી
જૂઠ થકી ઝળહળ્યો.
–નુગરા.

હાર્યો પણ હુંકાર ન છોડયો
વાળ્યોયે ના વળ્યો
પડઘા પૂંઠળ ભમી ભમીને
ભણકારામાં ભળ્યો,

–નુગરા.

સોનલબીજ પામ્યો'તો–
જતને જીવ જરી ના હળ્યો,
કસોટીએ જઈ કસ ના દીધો
ચાળો દઈને ટળ્યો,
–નુગરા.

❑

## ❑ નિનાદ અધ્યારુ

એ
કપડા સૂકવે છે
ને હું
ભીંજાતો જાઉં છું !

❑

## કાપડ રંગે છે રંગારો ❑ વિનોદ ગાંધી

કાપડ રંગે છે રંગારો,
લાલ એટલો ઘટ્ટ થાય કે જાણે કે અંગારો !
કાપડ રંગે છે રંગારો !

શ્વેત હતું એને શણગારી
જાત સમૂળગી બદલી,
ગુલમહોરી કાયા પહેરીને
જાણે ઊભું કદલી !
તાંબાના ટુકડા શા બુટ્ટા-રાજહંસનો ચારો,
કાપડ રંગે છે રંગારો !

એક તરફ જળકુંભ ચીતર્યા
ઉપર પંખી દોર્યાં,
પંખી-ચાંચે તરસ મૂકી ને
જળઘટ વચ્ચે કોર્યાં,

તૃષા, તૃપ્તિનું હવે થશે શું, એનો શો વરતારો !
કાપડ રંગે છે રંગારો ?

❑

**❑ રમેશ પટેલ**

અરીસાનો
ઉદાસ ચહેરો
જોઇ
ચકલીની આંખમાં આંસુ !

❑

**❑ ગામવટો**(તાન્કા)❑ **કિશોર મોદી**

મારાં પગલાં
જોઈને ચોતરાને
પાદરે પૂછ્યું :
સાચેસાચ કિશોર
કાયમ માટે ગયો ?

❑

## કોન્સેપ્ટ દેવ□ ઇન્દુ પુવાર

આજે
એક એવો વિચાર આવે છે
કે
લાલપીળાં પતંગિયાં
જે ઊડે છે આપણી આસપાસ
એમનો કોન્સેપ્ટ શું હશે ?
એક કીડી અચાનક હરતી ફરતી
ટેબલ પર આવી ચઢે છે
હાથને ચટાક ચટકો ભરી લે છે
'ઓઈ' એમ બોલાઈ જાય છે
આ 'ઓઈ' જે બોલાય છે
એનો, કોન્સેપ્ટ શું હશે ?
રહેવા દો ભાઈ ઇન્દુ પુવાર
આપણે કોઈ કોન્સેપ્ટ ક્લિયર કરવો નથી
રહેવા દો આપણો ધૂંધળો પવન
હરહંમેશ તરતું ડૂબતું ધુમ્મસ
સદાય ખળખળ વહેતું જળ, ઝારી ને જમુના
આ કોન્સેપ્ટ નામે વાવેલું મોતી
માછલીના પેટમાં
દરિયાના પાણી સામે
બળવાખોરીનો ઝંડો ફરકાવે
તે સમયે
મોજાંની સાથે આવેલ ભરતીથી
આપણે દરિયો ઉલેચવાનું ગૌરવ લઈએ
અલ્યા ભઈ
અમદાવાદમાં રહેનારને
દરિયા સાથે શી લેવા-દેવા હેં ?
આપણી કલ્પનાને
ફ્લોરિટીનું વરદાન મળે તોય ઘણું
એટલે ખુલ્લાં શર્ટ અને બેગી પેન્ટ પહેરી
ભલે ટાલિયા તો ટાલિયા
ક્વિક માર્ચમાં
ભાદરવાના ભીંડાની ચાલ ચાલીએ અમે
એમાં કંઈ વાંધો ખરો તમને ?
આપણો કોન્સેપ્ટ બગાસું

કવિતા (૨૦૬)

આપણો કોન્સેપ્ટ કોઇકને ખણેલી ચૂંટલી
અથવા કોઇને મારેલી આંખ
યા વાડ પરથી કંકોડાં વીણતાં
મળેલી પતંગિયાની પાંખ
નહીંતર દર વખત ખોવાઇ જતી સ્કૂટરની ચાવી
ઘૂઘરા સાથે નાચતી બાવી

હાય કેમ છે સાવિ ?
મારે એક કવિતા છે ગાવી.....
કે...કે...કે...
કોન્સેપ્ટની માની...
નહીં, નહીં
આપણે છેલ્લે પાટલે જઇ બેસીએ
એ આપણને શોભા દેતું નથી ઇન્દુ પુવાર
બળ્યું તમારું નામ છે
તમે મિડિયાના માણસ છો
તમે છીંક ખાઓ છો
તમે કપડાં પહેરો છો
તમે મૂતરડીમાં મૂતરવા જાઓ છો
તમે સાંજે છ વાગે સૂર્ય પાસે
રાત્રે અગિયાર વાગે ચંદ્ર પાસે
હિસાબ માગો છો
તમે......
તમે......
જવા દો યાર
બીડી એક વખત સળગાવવાથી
પૂરી થતી નથી
એને બે વખત કદાચ બાર વખત
સળગાવવી પડે છે
તોય બીડી એટલે બીડી
છેલ્લે એને ફેંકી દેવાની હોય છે
ચાલો ઇચ્છાના પાનને
રેશમિયો કીડો કોતરવા માંડયો છે
એ આખું ખાઇ જાય એ પહેલાં
સાબરમતીમાં પાણી આવ્યું છે
ડૂબકી મારી લઇને
હંબો-હેઇ કરી લઇએ

સાંભળો બંધુવર !
ખિસકોલીઓએ
વૃક્ષ સાથેની લાગણીઓ
પોલીસને આપી દીધી છે
એમણે માણસના
ઘરમાં રહેવાની ટેવ પાડી દીધી છે
ગોદડાંમાં બચ્ચાં જણવાનું શરૂ કર્યું છે
કૂંડાંમાં ઊગેલાં
લીલાં પાન એમને ભાવતાં થયાં છે
માટે હે કોન્સેપ્ટ દેવ !
તમારી બલિહારી ન્યારી છે
નિરાળી છે
મેં ખડક કોતરવાની શરૂઆત કરી દીધી છે જરા જરા પરંપરા !



## ▫ વજેસિંહ પારગી

રોજ શાને જિંદગીની ફાળ જીવણ,
બુદબુદાની વ્યર્થ છે સંભાળ જીવણ

આંખ સૂકી, ટેરવાં રેતાળ જીવણ,
લાગણીનો રોજ છે દુષ્કાળ જીવણ.

ક્યાં મળે છે: પ્રેમ, દોસ્તી, ભાઈચારો,
આપણાં સગપણ બધાં પથરાળ જીવણ.

વાયદો ના આપ પરભવનો પ્રણયમાં,
કાકવંધ્યાને નથી ઘટમાળ જીવણ.

કોઈને ક્યાંથી ધરીશ ફૂલ નવલું,
હાથ તારા પાનખરની ડાળ જીવણ.

કાળ કો'નો ના થયો છે કે થવાનો,
હાથ પર બાંધો ભલે ઘડિયાળ જીવણ.



## ❑ એમ જ જવાની ! ❑ જિતુ પુરોહિત

ઉતાવળ કરે છે એ પાછા જવાની.
હવે જિંદગી કઇ રીતે વીતવાની.

નિરાંતે પીવાનો છે જીવતરનો પ્યાલો,
તને શું ઉતાવળ છે ઝટ પી જવાની ?

તવાયફના જેવી ક્ષણો આ બધી છે,
એ કોની થઇ છે ને કોની થવાની ?

છુપાવો, દબાવો, ભીતર સંઘરી દો,
કરો લાખ યત્નો વ્યથા બોલવાની.

રસ્તે પડ્યો માત્ર પથ્થર બની જા,
તને હોય ઇચ્છા કશું પામવાની.

બ્રહ્માંડ આખું મળે એક ક્ષણમાં,
જરૂરત છે મનની દિશા ખોલવાની.

હવે જિંદગી માટે બોલો ન કંઇ પણ,
એ એમ જ ગઇ છે ને એમ જ જવાની

સવાલો કર્યા છે તેં દોથો ભરીને,
રજા કોણે આપી તને પૂછવાની ?

❑

## જગદીશચંદ્ર ત્રિવેદી

ક્ષિતિજ
એટલે
આભ અને ધરતીનો
ભેળા થયાનો
ભ્રમ,
ઘર એટલે.....?

❑

## □ છે : દ્વાદશી □ લાભશંકર ઠાકર

।૧।
જોગમાયા બેઠી છે
દીવા જેવી
તગ તગ તાકતી
ચૂસીને
અંત : સ્તલના અનુદેશનને

।૨।
બાવાનાં બેય બગડ્યાં છે-
વસન
અને નિર્વસન.
ભખ ભખ ઊંઘતી ટ્રેનમાં
ધસમસતી અંત : સ્રોતાના
ઉત્તુંગ
આવિર્ભાવમાં ખરડાયેલાં
નિર્વસનને
બાવો ક્યાં ધોવે ?

।૩।
સુકાયેલા સમુદ્રને
ઊંચકીને
કાચબો ચાલે છે-
જળાશયની શોધમાં.

।૪।
છે
બ્રહ્મચાટ ચસકાથી ચાટવાની
તલપ
નિશ્ચયના
જીભ વગરના મો-ને.

।૫।
છે
શ્રુતિઓના અનુશ્રુતિઓના
કડડભૂસ કાટમાળમાં
દટાઇ ગયેલા કાન ?
પૂછ્યા કરે છે-
બહેરાશો ઊંચકીને
ઉત્કટ ભાન.

।૬।
ચતુર્ભુજાના હાથ
ખરી પડ્યા છે-
સ્વપ્નના કૅન્વાસ પરથી.
જાગૃતિના હાથ બે
પોતાનીય બાથમાં
સમાવી શકતા નથી
છે તેને
અને નથી તેને.

।૭।
છે હાથ અને હાથા
હથિયારો
બાથ
અને બાથંબાથા
અન્યના
મુકાબલામાં

।૮।
છે પ્રથમ પુરુષ એકવચનની
અંગત ઓરડીમાં
અવાજ
પગ ડગ ભરતાનો
અલ્પમાં
અનલ્પના કલ્પમાં

|૯|
છે ઘી
ઘી ચાટતી
પૃથક્કરણનું
દ્વૈત પરાયણ.

|૧૦|
છે ધૃતિ
નિષ્પલક
ચિરહરણને ચૂપ તાકતી.

|૧૧|
છે સ્મૃતિ સ્મૃતિના
મનુસ્મૃતિ અનુસ્મૃતિના
ગંજ
ફુહોવાતા
હું-ના હાલકડોલક જહાજમાં.

|૧૨|
છે
નિરાધારતામાં સતત ઊગતા
ઉપમાનો.
ઉપમેય નથી.



## ❑ ખેડુકન્યાનું પ્રીતિગાન ❑ લાલજી કાનપરિયા

મારા ખેતરમાં ઊગ્યો છે મોલ, હો સાયબા રે
તું આવીને લીલુંછમ્મ બોલ, હો સાયબા રે.

તને પહેરાવું ઘાસની વીંટી, હો સાયબા રે
હું તો અટકળને મોજથી પીતી, હો સાયબા રે.

મારા શેઢે કળાયેલ મોર, હો સાયબા રે
મારા ચિત્તમાં મચાવે છે શોર, હો સાયબા રે.

ઊડે આભમાં કુંજડાનું ટોળું, હો સાયબા રે
હું તો ભીતરમાં એકલી કૉળું, હો સાયબા રે.

મને સૂરજ પણ સોનાનો લાગે, હો સાયબા રે
મારા અંતરમાં ઓરતાઓ જાગે, હો સાયબા રે.

મારી નજરુંમાં ઊડે પતંગિયાં, હો સાયબા રે
હું તો રંગોના કરું અંઘોળિયાં, હો સાયબા રે.

મને આવીને હળવેથી ઝાલ, હો સાયબા રે
એકબીજામાં ભળી જઇએ ચાલ, હો સાયબા રે.



# અલિઝાબેથ જેનિંગ્સ ◻ સુ.દ.

અલિઝાબેથ જેનિંગ્સ બ્રિટિશ કવયિત્રી છે. એમનો જન્મ બોસ્ટન લૅંકેશાયરમાં ઈ. સ. ૧૯૨૬માં થયો હતો. તેઓ અપરિણીત છે. ડૉક્ટરનાં દીકરી છે. બચપણથી જ કુટુંબનો વસવાટ ઑક્સફર્ડમાં થયો, એટલે ઑક્સફર્ડ જ એમનું કેળવણીનું ધામ. ઑક્સફર્ડની પબ્લિક લાઈબ્રેરીમાં અને પ્રકાશનસંસ્થા સાથે કામ કર્યું હતું. હવે એ કશું જ કરતાં નથી. કેવળ વાંચન અને લેખન એ એમનો પ્રાણવાયુ છે. રોમન કેથલિક ધર્મ અને પોતાનાં કાવ્યો એ એમના જીવનનું સારસર્વસ્વ છે.

આલિઝાબેથ જેનિંગ્સે કવિતા ઉપરાંત વિવેચન પણ કર્યું છે. 'એવરી ચેન્જિંગ શેપ' એ એમનો મહત્ત્વનો વિવેચનગ્રંથ છે. એમણે માઈકલ એન્જેલોનાં સૉનેટ્સના અનુવાદ કર્યા છે, સંપાદન કર્યું છે, અને બાળકાવ્યો પણ લખ્યાં છે. એમના અનેક કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે. અને યથાર્થ રીતે જ એમને અનેક પારિતોષિકો પણ પ્રાપ્ત થયાં છે. ચિત્રકલા એમનું દ્વિતીય હૃદય છે. એમની સમગ્ર-કવિતાનો સંચય ઈ. સ. ૧૯૬૦માં પ્રગટ થયો અને એમણે પોતે પસંદ કરેલાં કાવ્યોનો સંચય ઈ. સ. ૧૯૭૯માં પ્રગટ થયો.

આજથી દસપંદર વર્ષ પહેલાં, કલકત્તાથી પ્રગટ થતા 'કેસૂડાં'માં ગુજરાતી સર્જકોને કેટલાક પ્રશ્નો પુછાયા હતા. એ પ્રશ્નાવલિ મને પણ મોકલવામાં આવી હતી. એમાં એક પ્રશ્ન એવો હતો કે તમને કયા સર્જક વધુ પ્રિય છે? ત્યારે જે બેત્રણ નામ આપ્યાં હતાં એમાં એક નામ અલિઝાબેથ જેનિંગ્સનું પણ હતું. આપણા કવિ નિરંજન ભગતે એક વખત વાતચીતમાં કહ્યું હતું કે અત્યારે ઇંગ્લૅંડમાં એક જ જણ વિરલ કવિતાઓ લખે છે, અને તે અલિઝાબેથ જેનિંગ્સ, ત્યારે અલિઝાબેથની કૃતિઓ પર હું ઓવારી ગયો હતો એ સાવ અકારણ ન હતું, એવી શ્રદ્ધા પણ મળી. અલબત્ત, ઇંગ્લૅંડના, એમની સાથે યાદ કરી શકાય એવા, ફિલીપ લાર્કીન, ટેડ હ્યુ અને કેથેલિન રેઈન છે, પણ અલિઝાબેથ જેનિંગ્સની કવિતા તરફ મારો ઝોક વિશેષ રહ્યો છે.

આ વર્ષે ઑક્સફર્ડમાં એમને મળવાનું પણ સદ્ભાગ્ય મળ્યું. અલિઝાબેથે માનસિક યાતનાઓ પારાવાર વેઠી છે અને એમને માનસિક સારવાર માટે હૉસ્પિટલનો આશરો પણ લેવો પડ્યો હતો. આપણે ત્યાં જગદીશ જોષીએ એમના 'હૉસ્પિટલ પોએમ્સ' ગુચ્છનો અનુવાદ પણ કર્યો છે.

અલિઝાબેથ માટે વિવેચકો કહે છે, કે એમની કવિતાના વિષયો બ્રેક-ફાસ્ટથી માંડીને બ્રેક-ડાઉન સુધીના છે. બ્રેક-ફાસ્ટથી બ્રેક-ડાઉનના વિષયના અનુસંધાનમાં મેં જ્યારે એમને પ્રશ્ન પૂછ્યો ત્યારે એમનો જવાબ માર્મિક હતો. કહે, "અ પોએમ કઝ નોટ કમ આઉટ ઑફ અ સીક માઇન્ડ"—શરીર ભલે માંદું હોય, પણ

કવિતા તો નિરામય મનમાંથી જ પ્રગટે છે. એમની કવિતાની પવિત્રતા માટે એમ પણ કહેવાય છે કે એ જાણે હાથ ધોઈને નરી શુદ્ધતાથી કવિતા ન લખતાં હોય! અલિઝાબેથ જેનિંગ્સ કવિતા ને પ્રાર્થનામાં કાંઈ ભેદ જોતાં નથી. કવિતા એમને માટે પ્રાર્થના જ છે. એ પોતે કહે છે એમ, "પોએટ્રી ઈઝ ઓલવેઝ અ સર્ચ ફોર ઓર્ડર." કવિતા એમને માટે એક વ્યવસ્થા છે, પણ શાની વ્યવસ્થા? તેઓ લાગણીની અતંત્રતામાં માનતાં નથી. કવિતા દ્વારા એ લાગણીને—અનુભવને વ્યવસ્થિત કરે છે, 'રિ-અરેન્જ' કરે છે, કહો કે એનું પુનઃસર્જન કરે છે. માતા જે રીતે ગર્ભમાં માંસના લોચાને ઉછેરીને બાળકનું સ્વરૂપ આપે એમ. એમની કવિતામાં લાગણીનો ધોધ નહીં, પણ એની ગુપ્તગંગા વહેતી હોય છે.

બહારની દુનિયા સલામત અને સ્થિર છે અને આંતરિક દુનિયા એકલવાયી અને અસલામતીભરી છે. કહેવાય છે કે અલિઝાબેથ જેનિંગ્સ આ બંને દુનિયા વચ્ચેનો, શંકા અને શ્રદ્ધા વચ્ચેનો સંબંધ સ્થાપી આપે છે. મનુષ્યની ભીતર તો ભર્યો હોય છે વિષાદી અંધાર.

અલિઝાબેથે પ્રારંભમાં પ્રણયકાવ્યો લખેલાં અને વ્યક્તિનો વ્યક્તિ સાથેનો તેમ જ બાહ્ય જગત સાથેનો સંબંધ એમણે કાવ્યપ્રકાશી શબ્દ દ્વારા ઉકેલવાનો પ્રયત્ન કરેલો. એમને મતે વ્યક્તિ મૂળિયાં વિનાની થતી જાય છે. કશાકનો અભાવ સાલ્યા કરે છે. વ્યક્તિ પોતાની ઓળખથી દૂર ને દૂર થતી જાય છે. અને આ બધી અવ્યવસ્થાથી માણસ ઘેરાયેલો છે. પોતાની શય્યામાં પણ માણસ ફફડે છે. "પ્રેમથી અને ભયથી, પ્રેમનાં ક્રંદનો એ બીજું કશું નથી, પણ ભયનાં ક્રંદનો છે."

લાગણીનો ઝંઝાવાત અનુભવવો એ એક વાત છે. એ અનુભવને સંયમિત રીતે નિરૂપિત કરવો એ બીજી વાત છે. ઝંઝાવાતી લાગણીને અલિઝાબેથ કાવ્યમાં નિરૂપે છે ત્યારે હૃદયકંપની વાત હોય તો પણ પવનલહરી પસાર થતી હોય એ રીતે નિરૂપે છે. સ્વાનુભવ જ્યાં સુધી સર્વાનુભવ નથી થતો ત્યાં સુધી શબ્દ અંગત જ રહે છે. અલિઝાબેથ જેનિંગ્સની કવિતા કન્ફેશનલ પોએટ્રી નથી. એમનો શબ્દ વ્યક્તિમાંથી પ્રારંભ પામીને વ્યક્તિગત ન રહેતાં સમષ્ટિગત થાય છે, પ્રણયનું નાજુક સંવેદન એટલે તો સૌને સ્પર્શી શકે છે. પ્રિય વ્યક્તિ વિનાના સ્થળને જોતાં જે લાગણી પ્રગટી છે, તે એમણે આ રીતે મૂકી છે :

"અહીં માણ્યું'તું મિલન મધુરું : એ જ એ જ સ્થાન,
કાંઈ કશું પલટાયું નહીં આ રમ્ય એ જ ઉદ્યાન!
અહીં કશાનો અંત? જાણે નહીં એનું કંઈ એંધાણ;
અને કશું નહીં એવું કે જે ભૂલવે મારું ભાન!

ધીર ગતિએ ઊડે ફુવારા જલનો એ હિલ્લોલ!
ડાળડાળથી ઊડી પંખી મચવે શો કિલ્લોલ!
ઊડતા એ આનંદછંદને નહીં શકું હું માણી,
ચિત્તે મારા સાવ અચિંતી દિશા લીધી અણજાણી!

# અલિઝાબેથ જેનિંગ્સ ◻ સુ.દ.

અલિઝાબેથ જેનિંગ્સ બ્રિટિશ કવયિત્રી છે. એમનો જન્મ બોસ્ટન લિંકશાયરમાં ઈ. સ. ૧૯૨૬માં થયો હતો. તેઓ અપરિણીત છે. ડૉક્ટરનાં દીકરી છે. બચપણથી જ કુટુંબનો વસવાટ ઑક્સફર્ડમાં થયો, એટલે ઑક્સફર્ડ જ એમનું કેળવણીનું ધામ. ઑક્સફર્ડની પબ્લિક લાઈબ્રેરીમાં અને પ્રકાશનસંસ્થા સાથે કામ કર્યું હતું. હવે એ કશું જ કરતાં નથી. કેવળ વાંચન અને લેખન એ એમનો પ્રાણવાયુ છે. રોમન કેથલિક ધર્મ અને પોતાનાં કાવ્યો એ એમના જીવનનું સારસર્વસ્વ છે.

અલિઝાબેથ જેનિંગ્સે કવિતા ઉપરાંત વિવેચન પણ કર્યું છે. 'એવરી ચેન્જિંગ શેપ' એ એમનો મહત્ત્વનો વિવેચનગ્રંથ છે. એમણે માઈકલ એન્જેલોનાં સૉનેટ્સના અનુવાદ કર્યા છે, સંપાદન કર્યું છે, અને બાળકાવ્યો પણ લખ્યાં છે. એમના અનેક કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે. અને યથાર્થ રીતે જ એમને અનેક પારિતોષિકો પણ પ્રાપ્ત થયાં છે. ચિત્રકલા એમનું દ્વિતીય હૃદય છે. એમની સમગ્ર-કવિતાનો સંચય ઈ. સ. ૧૯૬૦માં પ્રગટ થયો અને એમણે પોતે પસંદ કરેલાં કાવ્યોનો સંચય ઈ. સ. ૧૯૭૯માં પ્રગટ થયો.

આજથી દસપંદર વર્ષ પહેલાં, કલકત્તાથી પ્રગટ થતા 'કેસૂડાં'માં ગુજરાતી સર્જકોને કેટલાક પ્રશ્નો પુછાયા હતા. એ પ્રશ્નાવલિ મને પણ મોકલવામાં આવી હતી. એમાં એક પ્રશ્ન એવો હતો કે તમને ક્યા સર્જક વધુ પ્રિય છે? ત્યારે જે બેત્રણ નામ આપ્યાં હતાં એમાં એક નામ અલિઝાબેથ જેનિંગ્સનું પણ હતું. આપણા કવિ નિરંજન ભગતે એક વખત વાતચીતમાં કહ્યું હતું કે અત્યારે ઇંગ્લૅંડમાં એક જ જણ વિરલ કવિતાઓ લખે છે, અને તે અલિઝાબેથ જેનિંગ્સ, ત્યારે અલિઝાબેથની કૃતિઓ પર હું ઓવારી ગયો હતો એ સાવ અકારણ ન હતું, એવી શ્રદ્ધા પણ મળી. અલબત્ત, ઇંગ્લૅંડના, એમની સાથે યાદ કરી શકાય એવા, ફિલીપ લાર્કીન, ટેડ હ્યુ અને કેથેલિન રેઈન છે, પણ અલિઝાબેથ જેનિંગ્સની કવિતા તરફ મારો ઝોક વિશેષ રહ્યો છે.

આ વર્ષે ઑક્સફર્ડમાં એમને મળવાનું પણ સદ્ભાગ્ય મળ્યું. અલિઝાબેથે માનસિક યાતનાઓ પારાવાર વેઠી છે અને એમને માનસિક સારવાર માટે હૉસ્પિટલનો આશરો પણ લેવો પડ્યો હતો. આપણે ત્યાં જગદીશ જોષીએ એમના 'હૉસ્પિટલ પોએમ્સ' ગુચ્છનો અનુવાદ પણ કર્યો છે.

અલિઝાબેથ માટે વિવેચકો કહે છે, કે એમની કવિતાના વિષયો બ્રેક-ફાસ્ટથી લઈને બ્રેક-ડાઉન સુધીના છે. બ્રેક-ફાસ્ટથી બ્રેક-ડાઉનના વિષયના અનુસંધાનમાં મેં જ્યારે એમને પ્રશ્ન પૂછ્યો ત્યારે એમનો જવાબ માર્મિક હતો. કહે, "અ પોએમ કૅન નોટ કમ આઉટ ઑફ અ સીક માઇંડ"—શરીર ભલે માંદું હોય, પણ

કવિતા તો નિરામય મનમાંથી જ પ્રગટે છે. એમની કવિતાની પવિત્રતા માટે એમ પણ કહેવાય છે કે એ જાણે હાથ ધોઈને નરી શુદ્ધતાથી કવિતા ન લખતાં હોય! અલિઝાબેથ જેનિંગ્સ કવિતા ને પ્રાર્થનામાં કાંઈ ભેદ જોતાં નથી. કવિતા એમને માટે પ્રાર્થના જ છે. એ પોતે કહે છે એમ, "પોએટ્રી ઈઝ ઓલવેઝ અ સર્ચ ફોર ઓર્ડર." કવિતા એમને માટે એક વ્યવસ્થા છે, પણ શાની વ્યવસ્થા? તેઓ લાગણીની અતંત્રતામાં માનતાં નથી. કવિતા દ્વારા એ લાગણીને—અનુભવને વ્યવસ્થિત કરે છે, 'રિ-અરેન્જ' કરે છે, કહો કે એનું પુનઃસર્જન કરે છે. માતા જે રીતે ગર્ભમાં માંસના લોચાને ઉછેરીને બાળકનું સ્વરૂપ આપે એમ. એમની કવિતામાં લાગણીનો ધોધ નહીં, પણ એની ગુપ્તગંગા વહેતી હોય છે.

બહારની દુનિયા સલામત અને સ્થિર છે અને આંતરિક દુનિયા એકલવાયી અને અસલામતીભરી છે. કહેવાય છે કે અલિઝાબેથ જેનિંગ્સ આ બંને દુનિયા વચ્ચેનો, શંકા અને શ્રદ્ધા વચ્ચેનો સંબંધ સ્થાપી આપે છે. મનુષ્યની ભીતર તો ભર્યો હોય છે વિષાદી અંધાર.

અલિઝાબેથે પ્રારંભમાં પ્રણયકાવ્યો લખેલાં અને વ્યક્તિનો વ્યક્તિ સાથેનો તેમ જ બાહ્ય જગત સાથેનો સંબંધ એમણે કાવ્યપ્રકાશી શબ્દ દ્વારા ઉકેલવાનો પ્રયત્ન કરેલો. એમને મતે વ્યક્તિ મૂળિયાં વિનાની થતી જાય છે. કશાકનો અભાવ સાલ્યા કરે છે. વ્યક્તિ પોતાની ઓળખથી દૂર ને દૂર થતી જાય છે. અને આ બધી અવ્યવસ્થાથી માણસ ઘેરાયેલો છે. પોતાની શય્યામાં પણ માણસ ફફડે છે. "પ્રેમથી અને ભયથી, પ્રેમનાં ક્રંદનો એ બીજું કશું નથી, પણ ભયનાં ક્રંદનો છે."

લાગણીનો ઝંઝાવાત અનુભવવો એ એક વાત છે. એ અનુભવને સંયમિત રીતે નિરૂપિત કરવો એ બીજી વાત છે. ઝંઝાવાતી લાગણીને અલિઝાબેથ કાવ્યમાં નિરૂપે છે ત્યારે હૃદયકંપની વાત હોય તો પણ પવનલહરી પસાર થતી હોય એ રીતે નિરૂપે છે. સ્વાનુભવ જ્યાં સુધી સર્વાનુભવ નથી થતો ત્યાં સુધી શબ્દ અંગત જ રહે છે. અલિઝાબેથ જેનિંગ્સની કવિતા કન્ફેશનલ પોએટ્રી નથી. એમનો શબ્દ વ્યક્તિમાંથી પ્રારંભ પામીને વ્યક્તિગત ન રહેતાં સમષ્ટિગત થાય છે, પ્રણયનું નાજુક સંવેદન એટલે તો સૌને સ્પર્શી શકે છે. પ્રિય વ્યક્તિ વિનાના સ્થળને જોતાં જે લાગણી પ્રગટી છે, તે એમણે આ રીતે મૂકી છે :

"અહીં માણ્યું'તું મિલન મધુરું : એ જ એ જ સ્થાન,
કાંઈ કશું પલટાયું નહીં આ રમ્ય એ જ ઉદ્યાન!
અહીં કશાનો અંત? જાણે નહીં એનું કંઈ એંધાણ;
અને કશું નહીં એવું કે જે ભૂલવે મારું ભાન!

ધીર ગતિએ ઊડે ફુવારા જલનો એ હિલ્લોલ!
ડાળડાળથી ઊડી પંખી મચવે શો કિલ્લોલ!
ઊડતા એ આનંદછંદને નહીં શકું હું માણી,
ચિત્તે મારા સાવ અચિંતી દિશા લીધી અણજાણી!

આ આનંદે મને ન કનડે કોઈ વેદના છાની,
પરિમલનું અમીપાન કરીને વહે હવા તોફાની !
એનું એ આ સ્થળ છતાંયે નહીં સાજન ! તવ સાથ,
એથી તો વસમો લાગે છે ઊંડેરો આઘાત.

પંછી ને તરણાંને હૈયે એવી થતી ધ્રુજારી
કંપી કંપી ઊઠી રહી આ જલની ઝીણી ફુવારી
અહીં ભૂકંપે કંપી ઊઠી સઘળી લીલા લલામ,
મ્હારા સહેજ વિચારે જેવું આવ્યું હોઠે નામ !"

સંતાન પોતાનાં માતાપિતાને, બંને વચ્ચેના પ્રેમને, ઠંડા પડતા પાવકને કઈ રીતે જુએ છે, તેનું અભાવ-ભાવચિત્ર અલિઆબેથે અપૂર્વ રીતે નિરૂપ્યું છે. લાગણીની રંગદર્શિતા નહીં, પણ લાગણીની વાસ્તવિકતાને તેઓ એ રીતે પ્રગટ કરે છે, કે માણસ સાથે હોય તોપણ, કુટુંબ હોય તોપણ, આખરે તો એકલો જ છે.

શીરીન કુડચેડકરનો આ કાવ્યનો અનુવાદ જોઈએ :

"હવે બંને સૂતેલાં છે અલગ. પ્રત્યેક જુદા પલંગ પર.
તે સૂતાં છે ચોપડી લઈને, દીવો મોડે સુધી બળતો રાખી,
તે મુગ્ધા જેવી, શૈશવનાં સ્વપ્નોમાં ખોવાયેલી—
જેમાં બધાય પુરુષો તો બીજે ક્યાંક, જાણે બંને
કોઈ નવા બનાવની રાહ જોઈ રહ્યાં ન હોય,

તેણે ઝાલેલું પુસ્તક અણુવાંચ્યું,
તેની આંખો ઉપરના પડછાયા તાકતી.

પૂર્વના આવેશ સમુદ્રમાંથી વહાણના ભંગાર જેમ ફેંકાયલા,
કેટલાં ઠંડાં તેઓ સૂતાં છે. એકબીજાને તેઓ ભાગ્યે જ સ્પર્શે છે.
અને સ્પર્શે છે તો તે બને છે નહિવત્ લાગણીની
અથવા ખૂબ લાગણીની કબૂલાત જેવું,
વાનપ્રસ્થ તો સામે છે,
જે મુકામ માટે એમનું સકળ જીવન એક તૈયારી હતું.

અદ્ભુત રીતે, અલગ, છતાં અદ્ભુત રીતે લગોલગ
એમની વચ્ચેનું મૌન, દોરા જેવું—ધરી રાખવાનું
પણ ખેંચવાનું નહીં, કાળ છે પોતે એક પીંછું
જે તેમને સ્પર્શે છે નજાકતથી, શું તેઓ વૃધ્ધ છે તે તેઓ જાણે છે ?
આ બે જે છે મારા પિતા ને મારી માતા,
જેમના પાવકમાંથી હું પ્રગટી છું તે હવે ઠંડો થઈ રહ્યો છે."

અલિઆબેથ પ્રણયભાવ કે ભાવનાને તારસ્વરે કદી ન પ્રગટ કરે. મનોજગતની વાત કરતાં કરતાં એકાદ પંક્તિમાં એ કહી દે કે જેને હું પ્યાર કરું છું એ તો આ

રાત્રિની જેમ જ બહાર રહ્યા છે. કાવ્યની માંડણી અને એની બાંધણી એ કઈ રીતે કરે છે એ જોવા માટે આ કાવ્ય જ વાંચવું રહ્યું :

તાકી તાકી મોડી રાતે બારીની હું બહાર નિહાળું !
તારલિયા પર પડે નજર
પણ કાંઈ કશું દેખાય નહીં,
ને ટ્રેઈનનો અવાજ
તોયે સ્પષ્ટ કશું સંભળાય નહીં !
જાગ્રત રહેવા મથું છું
એથી મનમાં મારા ફરું છું પડખું !
—પણ સાંયે હું પૂર્ણપણે નહીં !
મારો જે કંઈ અંશ...
એ તો ઘેરા અંધારાના દશ્ય મહીં...ત્યહીં !
તો હું જે કંઈ રહું વિચારી
એમાં મારો અંશ કેટલો ?
ને મારો એ અરે કેટલો અંશ
જ્યારે હું તો અનુભવીને પામું છું
કંઈ કેટલા દંશ ?

તારલિયા પર મીટ માંડીને બેઠેલી આ આંખ,
એની સીમા કહો લગી કયાં ?
જે કંઈ ચિંતન કરી રહી હું
એ પર મારી કોઈ લગામ ?
કે મારી આ દૃષ્ટિ ઉપર
રહ્યો કોઈનો દોરદમામ ?

વળી વળી હું વિચરું મનમાં,
મન મારું એક ખંડ,
દીવાલની છતને જેની હું જોઈ શકું
પણ પૂરેપૂરી શકું ના માપી !
ને જેને હું પ્યાર કરું છું
એ તો આ રાત્રિની જેમ જ બહાર રહ્યા છે !

તાકી તાકી જોયા કરવા ઘણા ગમે છે,
ને ન્યાળું છું ત્યારે એવું થાતું;
એકદા અણસારે સહેજે મનમાં એને આણું:
કે અંતરિયે લાવી એની સાથે કરશું વાતું

પણ હું જેવા કરું વિચારો એને વિશે :
વિચાર એ સૌ એની સાથેનો મારો છેદ ઉડાડે !

અને હવે હું શય્યામાં જ્યાં ફરું છું પડખું
ત્યાં તો સૃષ્ટિ ફરે છે પડખું બીજી બાજુ !

કવયિત્રીને પ્રેમના તત્ત્વમાં શ્રદ્ધા છે, પણ "મૈત્રી" કાવ્યમાં કહે છે એમ, "આવા પ્રેમનું હું પૃથક્કરણ કરી શકતી નથી. એ નથી વસતો હોઠમાં કે નથી વસતો આંખમાં, નથી વસતો ચુંબનોમાં. હું જે પ્રેમની સૌમ્યતા અને સમજણ જાણું છું, તે પણ અંશતઃ એકાદ કે ઓછા શબ્દોમાં જ. હા, એ જળવાય છે શ્રદ્ધાથી, આદરથી અને આત્માથી. આ શબ્દો માટે મને કંઈક લાગ્યા કરે છે. બે માણસો, હા, બે ખૂબ જૂના મિત્રો, આપવાનું હોય છે, લેવાનો અંત. આવી બધી વસ્તુઓ કોઈ માપી મપાય છે? આ બધાને માટે તો પ્રકૃતિ સ્વયં પણ મંદગતિથી થાય છે અને ગાય છે."

પૃથક્કરણથી પર એવા પ્રેમનું અવિજ્ઞાપ્ય જેનિંગ્સની કવિતામાં કલાકારની રીતે કરેલું સંયોજન છે.

૩૧-૧૦-૧૯૮૧



## ચાલ, ફરીએ □ નિરંજન ભગત

ચાલ ફરીએ !
માર્ગમાં જે જે મળે તેને હૃદયનું વ્હાલ ધરીએ !

બહારની ખુલ્લી હવા
આવે અહીં, ક્યાં છે જવા ?
જ્યાં પથ નવા, પંથી નવા;
એ સર્વનો સંગાથ છે તો નિત નવા કૈં તાલ કરીએ !

એકલા રહેવું પરી ?
આ સૃષ્ટિ છે ના સાંકડી !
એમાં ભળી લે બે ઘડી
ગાવા વિશે, લ્હાવા વિશે; તો આજની ના કાલ કરીએ !
ચાલો, ફરીએ !

૧૯૫૭



## મારે પ્રીતમાં તો આવું જ/ઉશનસ્

અરેરે, કોનેયે અહીં પૂરાગ રીતે - મનભરી
શકાતું ચાહી ના, ખરી વખત પ્રીતિ ટૂંકી પડે,
શકાયે પ્હોંચી ના, રહી જતું જરી છેટું - ન અડે
પ્રલંબાવું તોયે કર મુજ, ઊંચો થૈ ફરીફરી;
બધા સંબંધોમાં પ્રસરવું હતું વ્હાલપ થકી,
ઉવેખ્યાં તેને યે ઊંચકી લઈ આલિંગન મહીં
લઈ લેવાં'તાં રે સઘન, પાગ તે કૈં થયું નહીં;
અરે, આ શું મારા મહીં,ઊમટી જે જાય અટકી?
- અને બીજી બાજુ કર મુજ પથે સર્વની પ્રતિ
- મળે જે જે તે તે તરફ - ઊંચકાતો પ્રીત ઝર્યો
અમસ્તો આકૂડો ઊલટભર આભારથી ભર્યો;
પરંતુ સામાને જરા વલાગ તાણી ન પડતી,
અરેરે, આ ભોંઠા પડવું ઉછળેલે ઉમળકે;
અને ના ચાહ્યાની તરફ જઉં તો
પ્રીત ટૂંકી પડે, પ્હોંચી ન શકે.

(અખંડ આનંદમાંથી)



## લિઓનાર્ડ કોહેન□ સુ.દ.

(કેનેડિયન)

આ કાવ્યો બતાવી શકું
એવું અહીં કોઇ નથી
જે કાર્ય આપણે એકલાએ કરવાનું હોય
એમાં મિત્રને સાથી તરીકે બોલાવશો નહીં
આ તો મારી રાખ છે
મૂંગા રહીને મારા કોઇ પણ કાર્યથી
તને ઉગારવાનો મારો કોઇ ઇરાદો નથી
તારી પાસે મારા જેટલી શક્તિ નથી
એટલું તો મારું માનજે
પણ હું તને માનતો નથી
આ યુદ્ધ છે
અને અહીં ને અહીં મારે તારો નાશ કરવો છે



## *The Child's Story* ❑ Elizabeth Jennigs

When I was small and they talked about love I laughed
But I ran away and I hid in a tall tree
Or I lay in asparagus beds
But I still listened.
The blue dome sang with the wildest birds
And the new sun sang in the idle noon
But then I heard love, love, rung from the steeples, each belfry,
And I was afraid and I watched the cypress trees
Join the deciduous chestnuts and oaks in a crowd of shadows
And then I shivered and ran and ran to the tall
White house with the green shutters and dark red door
And I cried "Let me in even if you must love me"
And they came and lifted me up and told me the name
Of the near and the far stars,
And so my first love was.



## *Family History*

Family history
Is always sad. You go
Far, far back and there,
Richer than memory,
You find an ancestor
Out of whom you grow.

Who can live up to
The promise of the past?
Who can bear to find
A face that matches you,
Or touch within your mind
A guardian or guest?

We say "Beneath this star
Or that I find my way."
But we are wrong. Our will
That shows a just-healed scar
Selects our acts each day
And holds the present still.



## *Tell Me*

Tell me where you go
When you look faraway.
I find I am too slow

To catch your mood. I hear
The slow and far-off sea
And waves that beat a shore

That could be trying to
Call us toward our end,
Make us hurry through

This little space of dark.
Yet love can stretch it wide.
Each life means so much work.

You are my wealth, my pride.
The good side of me, see
That you stay by my side

Two roots of one great tree.

## ALL THOSE FINE PROMISES ❑ Rutger Kopland
(Dutch)

The green pastures, the still waters,
I have looked for them and indeed
have found them, they were even lovelier
than I had been promised,
magnificent.

And in this endearing landscape the son
of the maker, nailed to a tree,
but no trace of violence,
of resistance, just
peace, quiet.

His vacant eyes stare into the scene,
eternal questions play around his mouth,
why then, who are you,
where were you, and the like.

Without reproach, he must have known
what was about to happen.
I have no reply.



કવિતા : લાગણીનું પુન: સંયોજન
વર્ષ : ૩૫/અંક : ૨/ ડિસે.૦૧-જાન્યુ.-૦૨
સળંગ અંક : ૨૦૬
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં.
**અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**
**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.
કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેના પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.
**લવાજમ : દેશમાં ૧૫૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૨૪૦/-, ઍરમેલ રૂા. ૩૭૦/-, આ અંકના રૂપિયા ૩૦/-.**
**બહારગામનું લવાજમ :**
**પત્રવ્યવહારનું સરનામું :**
**મુદ્રક અને પ્રકાશક :**
માર્ગ, કોટ, મુંબઈ-૧.
**મુદ્રણ સ્થળ :** પ્રિન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.



મોરારી બાપુના હસ્તે નરસિંહ મેહતા એવૉર્ડ સ્વીકારી રહેલા કવિ ઉશનસ્

## ▢ શું લખું તને ? ▢ કાસમ પટેલ

રસ્તે રઝળતી રાવ વિષે શું લખું તને ?
આ રોજના બનાવ વિષે શું લખું તને ?

તું પણ રખે એ વાંચવા રાજી થશે નહીં,
ભરપૂર એ અભાવ વિષે શું લખું તને ?

તારા વડે એ હારવાની ક્યાં મજા હવે !
જીતી રહેલા દાવ વિષે શું લખું તને ?

આશા ભરેલી આંખથી જોતી હવા તરફ,
એ લાંગરેલી નાવ વિષે શું લખું તને ?

કેવું મજાનું મુક્ત છે વણઝારનું જગત,
પથ્થરના આ પડાવ વિષે શું લખું તને ?

ના, હું તને ના મોકલું કાગળમાં પ્યાસને,
પાણી વગરની વાવ વિષે શું લખું તને ?

તો શું લખું હું આખરે એ તું જ લખ મને,
તારા હૃદયના ભાવ વિષે શું લખું તને ?

▢

## પ્રતીક્ષા : દ્વાદશી ❑ લાભશંકર ઠાકર

॥૧॥
પ્રતીક્ષાની ખીસ્રોમાં
આઉટવર્ડ
એન્ડ ઇન્વર્ડ
પડઘાય છે
પ્રતીક્ષાના
પડઘાઓ

॥૨॥
છે
અર્થને અવળસવળ
કરતી
અને થતી
પ્રતીક્ષા
અર્થની અંદર
અને
બહાર

॥૩॥
આશય છે આધાન નથી
એવું નકારતી
પ્રતીક્ષામાં
આશયથી અભિન્ન
સમાધાન
ધસધસાટ ધબકે છે-
ઇનેટ

॥૪॥
સ્વપ્નના સથિયારામાં
પ્રતીક્ષા
ચસ ચસ
મૃગજળ ચૂસે છે

॥૫॥
ધબકારા
પ્રતીક્ષા સાથે
એકરૂપ થઈને
ધબકે છે ?
હા
છે
તો
છે
હૃદયપૂર્વકની
પ્રતીક્ષા

॥૬॥
પ્રતીક્ષાની હોડીમાં
બેઠા છો ?
કે
હોડીની પ્રતીક્ષામાં
બેઠા છો ?

॥૭॥
પ્રતીક્ષાના ઘટાટોપ
ગુંબજોમાં
પાર વગરની
પ્રતીક્ષાઓ
ઊડે છે
બેસે છે
કલબલ કલબલ ચરકે છે

॥૮॥
પ્રતીક્ષા
શિશ મહલમાં
કાળી કીકીઓ સાથે
ધૂસર

જાળાંઓમાં
તડકાની ટશરોમાં
શતસહસ્ર
પ્રતિબિમ્બાય છે--
કૅમેરાને ક્લિક કરતી
પ્રતીક્ષાની
આંખમાં

॥૯॥
પ્રતીક્ષાના
ઉત્કટ ભાષાભાન સામે
ઓપન સ્કાય
પ્રતીક્ષા
ભજવે છે--
નાટિકા
અશબ્દ

॥૧૦॥
પ્રતીક્ષા
ફૂંકી ફૂંકીને
પ્રતીક્ષાને ફોલી ખાય
તેની
પ્રતીક્ષા છે
કોને ?

ખવાતી
અને ખાતી
પ્રતીક્ષાને

॥૧૧॥
છે
ઊગવાની પ્રતીક્ષામાં
બીજ
ફૂટવાની પ્રતીક્ષામાં
પર્ણ
ખીલવાની પ્રતીક્ષામાં
પુષ્પ
ફળવાની પ્રતીક્ષામાં
ફળ.

॥૧૨॥
છે
પાપ
પુણ્યની પ્રતીક્ષામાં
પ્રગટ થવા
છે
પુણ્ય
પાપની પ્રતીક્ષામાં
પ્રગટ થવા

□

---

**□ 'શીત યુદ્ધ' □ ઉદય બી. શુક્લ**

ઝાકળ જોડે
લડે તડકો, સ્થાન
પોતાનું લેવા.

□

## ❑ ફિરોઝ કાઝી

તડકાનો તાંતણો તીખો તડાક્
અને છાયાની છાતી છે છીછરી
વીંધે, વીંધાય, વધે વ્યોમ તણો વ્યાપ
અને ચમકીને ચેહેકે છે ચીબરી

સળગે છે સપનાંના સાતે સમુદ્ર
અને આખું આકાશ આગ ઓકે
ભડભડતી ભોંય ભલે ભડકીને ભાગતી
રસ્તાને રાખ નહીં રોકે
આવે અમાસ અને પાંપણ પૂનમની
ઠંડીમાં ઠરી જઈ ઠીકરી
તડકાનો તાંતણો…

નકશાને નાક નથી તોય નવરાશ નથી
કાગળને કરગરવા કેમ કરી ?
સીમાઓ સરકે જો સ્હેજસાજ સમજીને
જગ્યાઓ જન્મે જરી જરી

પ્રારબ્ધ પાંગળું, પરિણામ પાંગળું
ફરિયાદને યાદ કરી ફરી ફરી
તડકાનો તાંતણો…

❑

### તથ્ય ❑ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

શબવાહિની જતી જોઈને
પ્રતીતિ થઈ કે
બીજાના પગે ચાલવું
તે મૃત્યુ છે.

❑

## ❑ રમેશ શાહ

પીડા મળી તો એનું પીણું કર્યું,
કૈં વાગ્યું તો મન જરી મ્હોરી ગયું

ટચુકડી આંગળીમાં ફ્રેક્ચર થયું
ને અહીં આડા કૈં એમ પડે પાસા,
પર્વત ઊંચક્યાની વાત સપનું લાગે,
મારે કલમ ઉપાડવાના સાંસા,
મેં તો રણમાં ગુલાબ જેમ ખીલવા ચહ્યું
કૈં વાગ્યું તો મન જરી મ્હોરી ગયું

ડૉક્ટરે આંગળીએ પાટો બાંધીને
કરી દર્દને વીંટાળવાની ટ્રાય,
મીરાંનું દર્દ એ તો મીરાં જાણે,
એમ દર્દ કંઇ બાંધ્યું બંધાય ?
મેં તો વેદનાનું અંતરજલ વ્હેતું કર્યું
કૈં વાગ્યું તો મન જરી મ્હોરી ગયું

❑

## ❑ ભરત વિંઝુડા

તમે સ્વયમ્‌ને અરજદાર જેમ જુઓ છો
સમસ્ત લોકને સરકાર જેમ જુઓ છો

તમારી આંખમાં બે-ચાર હોય ખલનાયક
બીજાને એના મદદગાર જેમ જુઓ છો

તમે કશુંય ન જાણીને મૌન બેઠાં છો
ફક્ત સહુને સમજદાર જેમ જુઓ છો

લખી શકાય કદી ગદ્ય, પદ્ય ધારો તે
તમે કશુંક કલાકાર જેમ જુઓ છો

પ્રભુની મૂર્તિની સામે જ ખુદ મટી જઇને
ધરો છો ધ્યાન, નિરાકાર જેમ જુઓ છો

❑

### ❑ મહેન્દ્ર જોશી

ખુલ્લી હવા નથી અને સંચાર પણ નથી
ઊગી જતી દીવાલને કૈં દ્વાર પણ નથી

એ કોણ છે જે અશ્વ છે વીતેલ ઊમ્રનો
જેનો હવે બજારમાં અસવાર પણ નથી

પગલાં કરી પૂજ્યા કરે એને જીવન-જગત
એ ખુદ કહે કે વાતમહીં કૈં સાર પણ નથી

હા, આપણી જ પીઠ છે ને આપણી જણસ
હા, આપણા સિવાય કોઇ ભાર પણ નથી

એને ફરી ફરી તમે ફેંકી શકો નહીં
આ લાગણીના શસ્ત્રને તો ધાર પણ નથી

તું સાંજ ને સવારના રંગો વિષે વિચાર
તારી કને બીજું કશું અખબાર પણ નથી

એવા ગહન પાણી વિષે હું ઊતરી ગયો
જ્યાં બુદ્દબુદા જેવો નવો અવતાર પણ નથી

❑

### ❑ પશ્ચાતાપ ❑ પરાગ મ. ત્રિવેદી

આજે
ચગદાઇ ગઇ
મારા હાથની એક આંગળી...
લોહી નીકળ્યું,
ઘણી વેદના થઇ...
સહસા
યાદ આવ્યું...
બે દિવસ પહેલાં
મેં જ્યારે પેલા વૃક્ષની ડાળ કાપી
ત્યારે
વૃક્ષ સ્હેજ ધ્રૂજી ઊઠ્યું હતું...

❑

## 'પ્રણય' જામનગરી

અંદરના ઘાવ કોઇને બતાવવા નથી
એ અણબનાવ કોઇને બતાવવા નથી

બારેય માસ ખાલી-ખાલી જે રહ્યા કરે
સૂનાં તળાવ કોઇને બતાવવાં નથી

હાલત એ ફૂલ કેરી અહીં જોઇ છે અમે
કોમળ સ્વભાવ કોઇને બતાવવાં નથી

પહોંચી જવાયું પાર તોફાનોની મ્હેરથી,
ડૂબેલ નાવ કોઇને બતાવવાં નથી

એથી કદીય આત્મકથા મેં લખી નથી
હારેલ દાવ કોઇને બતાવવા નથી

સાચી કહીશ વાત 'પ્રણય' કોણ માનશે !
ખોટા સુઝાવ કોઇને બતાવવા નથી

❑

## ❑ કિરીટ ગોસ્વામી

છે યાદો બે-ચાર મખમલી,
તો સઘળું છે યાર, મખમલી

હોંશે-હોંશે રોજ ઉઠાવું
ઇચ્છાઓનો ભાર મખમલી

ખુદની સાથે રોજ પળેપળ
કરતો હું તકરાર મખમલી

હોય ભલેને દુનિયા બરછટ
મારો છે વ્યવહાર મખમલી

પામ્યો કૈંક જનમનાં પુણ્યે
શબ્દોનો સથવાર મખમલી

❑

## ગીત ❑ ચંદ્રકાંત સાધુ

જળ બારે તે મેઘ તણાં નીતરે.

એમને તો એવું કે માતેલા સાંઢ સમા
દજ્જ્ઞા મેલી દે સાત દરિયા,
ભરતીની સરગમમાં એવાં ડૂબાડૂબ કે
હું ને બસ મારો સાંવરિયા,
મને બાંધી છે એવી અળવીતરે,
જળ બારે તે મેઘ તણાં નીતરે.

પગલી મ્હેકે કે પછી પાનીની ફોરમના
ઉંબરિયે સરવાળા જેટલા,
તોરણિયે ગૂંથેલા મોતીના મોરલાના
ટહુકાનાં અજવાળાં એટલાં,
મને રૂપાળી રૂપાળી ચીતરે,
જળ બારે તે મેઘ તણાં નીતરે.

❑

## હાઇકુ ❑ ધીરુ મોદી

પુદ્ગલ, તું શું છે?
બોલ. તો કહે : એ તો
ખુદ તું જ છે.

❑

## ❑ ફિલિપ કલાર્ક

શબ્દ પણ ક્યારેક પોકળ હોય છે;
અર્થથી અકળાતો કાગળ હોય છે.

કોકની આંખો મહીં સપનાં બળે;
કોકની આંખોમાં કાજળ હોય છે.

આંખ પણ ક્યારેક છેતરાયા કરે;
ડુંગરા દેખાય વાદળ હોય છે.

બારણાંને ખોલવાં સહેલાં નથી;
બારણાંની સાથ સાંકળ હોય છે.

ચીજ ગમતી ક્યાંય ના નજરે ચડે;
ના ગમે તેવું જ આગળ હોય છે.

પાડતું જે ના કદી પગલાં હવે;
ઝંખતું એને જ પાદર હોય છે.

છે સપાટી શાંત, ભીતર ખળભળે;
જિંદગી પણ એક સાગર હોય છે.

કેટલા વાગે અહીં ઊગે સૂરજ?
પ્રશ્ન કરતું રોજ ઝાકળ હોય છે.

❑

## સ્નેહ સુગંધી સરનામે... ❑ હરદ્વાર ગોસ્વામી

તીર સુગંધી તાકી ઊભી, ફૂલોની આ ફોજ.
તને અરીસો સમજી, ભીત્યું જોયા કરતી રોજ.

દ્વાર બની ઊભું અજવાળું
ટહુકે આખો મોભ.
શરમબાવરી, જૂઇ ઝૂકતી
શેનો છે આ ક્ષોભ !

સ્નેહ સુગંધી સરનામાં પણ તારી કરતાં ખોજ.
તને અરીસો સમજી, ભીત્યું જોયા કરતી રોજ.

તારી વાતે રંગાઇને
પતંગિયાં હરખાતાં.
વેંત વધીને વાયુ જાણે
વાંભ જેવડા થાતા.

સાવ સુગંધી થઇ શકાશે, સાથે હો, જો તો જ.
તને અરીસો સમજી, ભીત્યું જોયા કરતી રોજ.

❑

## એક છોકરી/એ જ છોકરી ❑ હરદ્વાર ગોસ્વામી

એક છોકરી ફરકી ગઇ ને વાવાઝોડું થ્યું'તું.
એ જ છોકરી તરસી થઇ ને સરવર ભેગું થ્યું'તું.

એક છોકરી બની છોકરી
સહુને ઊગી મુચ્છ.
એ જ છોકરી નથી છોકરી
છે ગીતોનો ગુચ્છ.

એક છોકરી ટહુકી ગઇ ને સૌનું નભ વરસ્યું'તું.
એ જ છોકરી તરસી થઇ ને સરવર ભેગું થ્યું'તું.

છાતીના પંચાગે છલકે
ચોઘડિયાઓ લાભ.
સોળ વરસ તો પવન પાંદડી
ઓછું પડતું આભ.

એક છોકરી વરસી નઇ ને વરસ મોળું ગ્યું'તું.
એ જ છોકરી તરસી થઇ ને સરવર ભેગું થ્યું'તું.

❑

**□ સાહિલ**

મનના સવાલો બાળકો જેવા સરળ હતા.
કિન્તુ સમજવા યત્ન કરો તો અકળ હતા.

તડકાઓ આપવાની હતી જેમની ફરજ,
એ સૂર્ય પણ તમારી સ્મૃતિમાં સજળ હતા.

તો પણ અમે ડૂબી ગયા એની નવાઈ છે,
નહિતર તો સાવ છીછરાં આ વહેતાં જળ હતાં.

આશ્ચર્યચકિત દોસ્ત ! અમસ્તો નથી થયો,
મઝધારથી વધારે કિનારે વમળ હતાં.

'સાહિલ' આ એપણાની જનમ-ભોમ તો જુઓ,
ચોમાસાં પીવડાવ્યાં છતાં કોરાં તળ હતાં.

□

**□ દોડવા લાગ્યા □ હરજીવન દાફડા**

ન જાણ્યો દોડવાનો અર્થ, કેવળ દોડવા લાગ્યા,
ભટકતા કાફલા સાથે સ્વપ્નને જોડવા લાગ્યા.

ઘણા જન્મો પછી ભાગે મળ્યું'તું ખોરડું એક જ,
અમે એમાંય ચારેકોર ખીલા ખોડવા લાગ્યા.

નિખાલસતાભર્યો ચહેરો ઘણુંય કરગર્યો તોપે,
અમે એના ઉપર રંગીન મ્હોરાં ચોડવા લાગ્યા.

સુધારી ના શક્યા કોઈ રીતે ખૂનખાર માનસને,
નિરર્થક આંખ સામેના અરીસા ફોડવા લાગ્યા.

હતી સંસારની સઘળી મમત અકબંધ અંતરમાં,
અને ભગવાં ધરી ઘરબાર શાને છોડવા લાગ્યા !

## □ આ નગરના માણસો □ વિશાલ જોષી 'સ્નેહ'

ભીતરે સળગી રહ્યા છે આ નગરના માણસો
બહાર તો થીજી રહ્યા છે આ નગરના માણસો

દૂર ઊંચે ચોકમાં ત્યાં એક લોલક સ્થિર છે;
વ્યર્થ ત્યાં અટકી રહ્યા છે આ નગરના માણસો.

ખૂન દર્પણનું થયું ને એકબીજાની તરફ;
આંગળી ચીંધી રહ્યા છે આ નગરના માણસો.

સાવ કોરી લાગણીની સ્લેટમાં કક્કો લખી;
એકડો ઘૂંટી રહ્યા છે આ નગરના માણસો.

ટ્રેન, ઑફિસ, બોસ, ફાઇલ, લંચ નામે બૉક્સને;
જિંદગી સમજી રહ્યા છે આ નગરના માણસો.

□

## □ હરિહર જોશી

હવે થાક્યોપાક્યો દિવસ ઢળતો રાત પડતી*
હવે થાકી પાકી નગરપથની વાટ સરતી
હવે થાક્યાપાક્યા ધવલ પથરા સ્હેજ ઝબકી
જતા જંપી પાછા સડક પર સૌ હાથ પકડી

અહીં લંબાયેલી અટવીકરની માળ વચમાં
નિદાઘે દાઝેલાં તરુવર થયાં ચૂપ હમણાં
વળ્યાં પંખી નીડે : રૂધિર કણસ્યાં તીડ તમરાં
દિશાઓ સંકોરી નગર પ્રગટ્યા દીપ નમણા

અહીં જોતો આખ્ખું નગર નિજ થાક્યાં ચરણ લૈ
ઊભા આવાસોમાં શ્રમિત સરતું સાંજ પડતાં
ગલીમાં, પોળોમાં કદીક ભયની ઓધ જડતાં
જતું થાકી હારી સતત ખુદની સાથ લડતાં
દિનાંતે - એકાંતે ઝમ, ઝમ થતી રાત ઝમતી
ઉદાસી લોહીમાં અરવ પગલે રાસ રમતી

(*ક્રીકી મેટ્રસ કાવ્યસ્પર્ધામાં અપાયેલી પંક્તિ)

## □ કૈફી આઝમી □ રઈશ મનીઆર

(૧)

પૂછો તો જાણવા મળશે અહીં નર્યા કિસ્સા
બધા અજાણ્યા અહીં, એકમેકથી અળગા

આ વગડા મારી તરસથી ફૂંકઈ ચૂક્યા છે,
જરા ઝડપથી સિધાવો અહીંથી, વણઝારા !

આ મારી ભક્તિની હદ જોઈ, શું થયું સૌને !
કરે છે બંધ બધાં મંદિરોના દરવાજા !

વીતેલી રાતે અહીંથી કોઈ તૃષાર્ત ઊઠયો
તમામ દોસ્ત અહીં આજ ફોડે છે પ્યાલા

વસંત આવે તો મારાં પ્રણામ પાઠવજો
મને તો આજે રણે નોતર્યો છે એને ત્યાં

થયો હુકમ કે આ કૈફીને પથ્થરો મારો
ખબર ખુદાને, ઈસુ ક્યાં છુપાઈને બેઠા ?

(૨)

છે ક્ષોભ એ જ હૃદયની દશાઓ કહેવામાં
થશે તમારોય ઉલ્લેખ મારા કિસ્સામાં

તમે ઉઠાવ્યો ઘૂંઘટ, એ પળે જે છલકાઈ
છે એ જ ચાંદની આજેય મારા કૂબામાં

પ્રણયને નામ કર્યો હોત, કાશ ! થોડો સમય...
તમે ગુમાવ્યો એ મારી પરીક્ષા લેવામાં

કહીને આટલું ડાળીથી છેલ્લું ફૂલ ખર્યું,
રહું વસંતની હું ક્યાં સુધી પ્રતીક્ષામાં ?



❑ **પન્ના નાયક**
સાત જનમનાં ચુંબન ને આઠ જનમનાં આલિંગન
અમને ઓછાં પડે છે સાજન
અમને ઓછાં પડે

શ્વાસશ્વાસમાં બાહુપાશ
ને રેશમની ભીંસ
ગીત થઈને પ્રગટી ઊઠે
જનમજનમની ચીસ
બીજ રોપીને હશે સદાય સ્નેહનું અમીમય સીંચન

દંતક્ષત ને નખક્ષતની
અમને લત, પિપાસા
મન ફાવે તે બોલો
અમને વ્હાલી તમારી ભાષા
હૃદય ભરીને હૂંફ આપે છે ઇન્દ્રિયોનાં ઇંધણ

સાત જનમનાં ચુંબન ને આઠ જનમનાં આલિંગન
અમને ઓછાં પડે છે સાજન
અમને ઓછાં પડે



❑ **પન્ના નાયક**
મરણપથારીએ પડેલા
પિકાસોને
જે રંગ
અંતિમ ક્ષણે દેખાયો હશે
એનાથી તો એની પીંછી
કાયમ માટે રહી ગઈ હશે વંચિત !



❑ **મુકેશ જોશી**
કશીયે અસર કેમ થાતી નથી
દુઆમાં કસર તો જણાતી નથી

બધાં પાન-ફૂલોની વાતો કરે
અહીં મૂળની વાત થાતી નથી

ગયા જન્મથી આંખ ભીની થઈ
હજુ આ જનમમાં સુકાતી નથી

મને શીખવી મારી માએ કદી
એ વાતો નિશાળે ભણાતી નથી

અહીં ઈંટ આવી જ ક્યાંથી કહો
અમસ્તી દીવાલો ચણાતી નથી

ખુશ્બૂ તો પોતાની હોવી ઘટે
બીજાને ઉધારે અપાતી નથી



## લગ્ન એટલે લાચાર - સંહિતા ▢ સુ. દ.

અમને હવે એકમેકમાં રસ નથી
નથી કોઈ વાતનો વિષય
નથી કોઈ ગીત, નથી કોઈ લય
હૃદયમાં સંગોપી રાખીને પ્રલય
જાણે કશું જ બન્યું ન હોય એમ
અમે લગોલગ, છતાં અલગ અલગ
જીવીએ છીએ એક છાપરા તળે.
આમ જુઓ તો
સંસારમાં બધું જ હેમખેમ છે
અને છતાંય
ભીતર તો ભડભડ ભડભડ બળે.
શબ્દોથી હવે જીવી શકાય એમ નથી
મૌન હવે જીરવાય એમ નથી
કોયલ ચૂપ થઈ ગઈ છે
અને બુલબુલ ગાય એમ નથી
કેમ નથી ? એ પ્રશ્નનો ઉત્તર
અમારી પાસે પણ નથી
અમને પણ ખબર ન પડે એમ
ક્યાંક પડી ગઈ છે ખાઈ
સંતાનને કારણે આ ભવની ભવાઈ
ભજવીએ છીએ,
જાણે સુખી હોઈએ એમ.
શબ્દોએ એકાએક
એનો અર્થ ગુમાવી દીધો છે
અને અમને બાઝ્યાં છે
અનર્થનાં કરોળિયાનાં જાળાં
બહાર એક સામાજિક જંજીર
અને ભીતર છે જ્વાળા.
ફ્લૅટ છે, કાર છે. ટી.વી. છે. ફ્રીજ છે
વસ્તુઓ તો ઘણી ઘણી છે,
પણ વાસ્તવ નથી
એક ભવમાં અનેક ભવનું
ભાવ વિનાનું, સ્વભાવ વિનાનું જીવવાનું
એટલે

એના જેવો વસમો કોઈ ભવ નથી
ચાહ, નાસ્તો, દવા - બધું જ હાજરાહજૂર
છતાં અમે એકમેકથી દૂર દૂર દૂર.
નિકટ જવાનો નથી કોઈ ઊમળકો
દિવસ અને રાત જાણે વૈશાખનો તડકો.
વૈશાખ એ તો લગ્નની મોસમ,
પણ સપ્તપદી અચાનક થઈ ગઈ ભડકો.
I prefer I differ ની વચ્ચે જ
શું એકમેકના સંબંધો કણસતા હશે ?
દલીલો માણસને ક્યાંય પહોંચાડતી નથી.
પણ ખડકાળ અંતરાયો ઊભા કરે છે
એ એની રીતે જીવે, હું મારી રીતે જીવું
હું મારે રસ્તે એ એને રસ્તે
અમે સાથે તોય જુદાં
બે જણની વાતમાં શું કરી શકે ખુદા !

ફ્રેક્ચર્ડ રિલેશન
અમે પોશ ફ્લૅટવાળાં
અપંગ ને ઓશિયાળાં.
ડાયવોર્સ લેતાં નથી
અને સાથે અમે રહીએ
છતાં સાથે અમે રહેતાં નથી
એ મને છોડે નહીં
ને હું એને કાઢું નહીં
ઘરની દીવાલમાં સુક્કું સુક્કું ઘાસ :

હું એને વાઢું નહીં
લગ્ન એટલે લાચારસંહિતા
એક એક શ્લોકમાં પ્રકટે છે ચિંતા
આમ તો અમે
અમેરિકા, સિંગાપોર
ટૂર પર પણ જઈએ.
શોપિંગ પણ કરીએ
સાથે સાથે ફરીએ
ને જીવનની ક્ષણોને
ફોટામાં પણ મઢીએ

પણ આ બધું યંત્રવત્...
યંત્રવત્ એ જીવનવત.

ઘરની બહાર નીકળું છું
ત્યારે કહીને નીકળું છું
એ કહે છે : 'આવજો.'
મોડું વહેલું થાય તો ફોન પણ કરું છું
સુક્કા સુક્કા સરોવરમાં સહજપણે તરું છું
કાગળમાં કમળ જેમ ખીલ્યા વિના ખરું છું

ડાઈનિંગ ટેબલ પર
મોર્નિંગ ટી, બ્રેકફાસ્ટ, લંચ, ડિનર
પણ ઇનરની તો વાત જુદી
નથી કોઈ સ્વાદ
નથી કોઈ ભૂતકાળની કનડતી યાદ
ભવિષ્યની વાતનો નથી કોઈ અર્થ

આમ જુઓ તો સુખી
અને આમ જુઓ તો -
જવા દો, જોવાનું જ
બંધ કરી દઈએ.
જેનો કોઈ પ્રારંભ નથી
એનો અંત કરી દઈએ.
પ્રેમની વાતોના કાબરચીતરા પડછાયામાં બેસી
કેં કરતાં કેં ઝાઝું હવે કહેવું નથી
કાંઈ કશું લખવું નથી

❑

### ❑ મહેશ દવે

હું વીણું છું ચીંથરાં
ને એ વીણે છે ફૂલ
'કરમત કી ગત ન્યારી'
કે ભાગ્યની ભૂલ ?

❑

❐ **સંદીપ ભાટિયા**
ઝાંખીપાંખી નજરું પાછાં મંદિરમાં અંધારાંજી
ગામલોકમાં વાતો ચાલે ગિરિધર કામણગારાજી

થાળ ભરીને અમે ધરાવ્યાં કાચાંપાકાં જીવતરજી
પ્રેમથી જમજો અહો મુરારી, સ્મિત, સપન ને કળતરજી
હૃદય વલોવી મિસરી લાવ્યા ઘેલા રે મહિયારાજી

ફુંવેફુંવે દીવા મોહન અંગે અંગે ઝાલરજી
મંદિરને એક ખૂણે ઊભા લઈ પાંપણની ચામરજી
ડૂબતી આંખોને છેવટના તમે તૃણસધિયારાજી



**ક્યાં વંચાય છે ?** ❐ **નીતિન વડગામા**
પગ તળેથી સામટો આધાર સરકી જાય છે
એ જ ક્ષણથી આપણો આ દેહ ઢગલો થાય છે

શોધ યુગોથી સતત જેની અહીં કરતા રહ્યા
છેવટે એ તત્ત્વ પાછું ક્યાં જઈ સંતાય છે ?

પુસ્તકો કે પંડિતો પણ જે ન સમજાવી શક્યાં,
એક પળમાં આખરે એ ફિલસૂફી સમજાય છે.

ઝંખીએ સઘળું અહીં ભૂલી જવાના શાપને,
તોય પાછી એક ઘટના એમ ક્યાં વિસરાય છે ?

કેદ કરવાની મથામણ માણસો કરતા રહે,
શ્વાસનું પંખી કદી ક્યાં પિંજરે પુરાય છે ?

આંખની સાથે જ સમજણ પણ જરૂરી હોય છે
આ શિલાલેખો અમસ્તા એમ ક્યાં વંચાય છે ? *

* સદ્‌ગત માતુશ્રીને....



□ મુકેશ જોશી

પવન માનતો નથી નહીં તો એની સાથે સરી જવું છે
સાચું કહું તો મારે મારી ડાળ ઉપરથી ખરી જવું છે

પાણીમાં ઓગાળી તડકો પી જવાનું સહેલું નથી
સુગંધનો દીવો જ કહે છે મારી પાસે તેલ નથી
પીળા શ્વાસે લીલાં સ્વપ્નો ઉછેરવાં કૈં ખેલ નથી

ધગ ધગ સૂરજ સામે હો ને એક જ શ્વાસે ડરી જવું છે
સાચું કહું તો મારે મારી ડાળ પરથી ખરી જવું છે

મળે ધરાનો ખોળો અંતે શું મોટી મિરાત નથી ?
મરણ પછી પણ હૂંફ મળે એ નાનીસૂની વાત નથી
ઝળહળ પાંખે ઊડી જવાનું એ બાજુ જ્યાં રાત નથી

જીવન જેણે આપ્યું એનાં દર્શન કાજે ફરી જવું છે
સાચું કહું તો મારે મારી ડાળ ઉપરથી ખરી જવું છે

□

## પરવડે નહીં □ તુરાબ 'હમદમ'

આંખો રહે ઉદાસ મને પરવડે નહીં.
બુઝે નહીં એ પ્યાસ મને પરવડે નહીં.

કોઈ બીજાની આશ મને પરવડે નહીં.
આ આંધળો વિશ્વાસ મને પરવડે નહીં.

દિલથી કરો જો યાદ તો સન્મુખ આવશે,
કાયમ કોઈ તલાશ મને પરવડે નહીં.

ક્યાંથી ઉદાસી આજ આ ટોળે વળી ગઈ,
મારી જ આસપાસ મને પરવડે નહીં.

અંધાર મૂળમાંથી ઉખેડીને ફેંકીએ,
આ બે ઘડી ઉજાસ મને પરવડે નહીં.

શબ્દો જ મારા લોહીમાં છે રક્તકણ સમા
'હમદમ' ગઝલ વનવાસ મને પરવડે નહીં.

□

## ❑ હિતેન આનંદપરા

કંઈક છે નક્કર ને દેખાતું નથી
આ હવાનું પોત સમજાતું નથી

કોઈ પણ કારણ વગર ચાહીશ તને :
આ શહેરમાં આમ બોલાતું નથી

સાધના વરસોની એમાં હોય છે
કેન્દ્રમાં દોડીને બેસાતું નથી

હાથ ટૂંકા છે ને થાકેલાય છે
એટલે આકાશ ખોલાતું નથી

લો ફરી છરકો કરીને રાત ગઈ
લો ફરીથી લોહી દેખાતું નથી

વિસ્તરીને શું કરું તું એ કહે
જેટલું છે એય સચવાતું નથી

❑

## ❑ રમેશ પટેલ

તને
વરસાદમાં ભીંજાતી જોઈ
મારી ભીતર ઊગી ગયું
લીલુંછમ્મ ઘાસ !

❑

## બ્રેસ્ટ કૅન્સર ❑ અરવિંદ ગડા

એની આંખોમાં
આંસુ તગતગી રહ્યાં હતાં.
ક્ષણભર તો કંઈ બોલી જ ન શકી.

તો હવે હું મરી જઈશ ?
ના !
મરવાનું નથી.
હું ઑપરેશન કરી તેને હટાવી દઈશ.
બીજો કોઈ રસ્તો ?
હું વાળ ગુમાવવા તૈયાર છું.
બહુ મોડું થઈ ચૂક્યું છે !
બીજો કોઈ રસ્તો નથી.

હતાશ થઈ તે માંડ માંડ ઘરે પહોંચી
સીધી બેડરૂમમાં ગઈ.
અનાવૃત્ત થઈને રોજની જેમ
અરીસા સામે ઊભી રહી.
ક્ષણ વાર જ.
અને પછી પાસે પડેલી ફૂલદાની
તેણે અરીસા પર ઝીંકી દીધી.

❑

## અહીં અને ત્યાં ☐ જયન્ત પાઠક

અક્ષર પાડું એક અહીં, ત્યાં ઊઘડે લખલખ તારા;
હોઠ જરા મરકે અહીં બે, ત્યાં ચપલાના ચમકારા!

અરધું પરધું અડકું અહીં, ત્યાં પુલકે વનનાં વન;
શબ્દ કરું અહીં સહજ, પો ત્યાં પડઘા ચૌદ ભુવન!

બે ડગલાં ચાલું અહીં કે ત્યાં ઊઘડે અદ્દર પંથ;
એક દ્વાર ખોલું અહીં ને ત્યાં ખૂલે દ્વાર અનંત!

છાંટો એક અહીં, ત્યાં આખ્ખું વરસી પડતું આભ;
ફૂલ ખીલે અહીં એક આંગણે, ને ત્યાં મઘમઘ બાગ!

એક ઊછાળું દડો અહીં કે આખ્ખો ઘૂમે ખગોળ;
એક છીંડું શોધું અહીં, લાધે અંતરિક્ષમાં પોળ!



## મૌન મરમને જાણો ☐ જયન્ત પાઠક

મનવા, મૌન મરમને જાણો;
બોર વેચવા બજાર બેઠા નથી કે ધાંટા તાણો!

લૂલી જેનું નામ, આમ
કે તેમ વાળીએ, વળે;
પડતા પાણી જેવી એ તો
ઢાળ મળ્યો કે ઢળે;
અવાજને ના એક દિશા, ચોગમ એનાં પરિયાણો.

સાગરમોજાં ગરજે
ઊછળી ઉપજાવે છે ફીણ,
ઘૂઘવતાં જલ નદનાં
ક્ષણમાં થાય હાંફીને ક્ષીણ;
છાનીમાની છીપ ગહનમાં પકવે મોતીદાણો.



## હાઇકુ ☐ ધીરુ મોદી

કેવું લાગશે!
- ચંદ્રક લેવા જ્યારે
ચંદ્ર દોડશે.



## ❑ મહેશ દવે

પ્રભાત કદીક ઊગતું ઉજમાળું, ઝાઝે ભાગે કાળું,
શ્વેત-શ્યામની અફડાતફડી, હું તો રોજ નિહાળું.

શુભ-અશુભ સંઘર્ષ અવિરત, સદાય સત્ ના જીતે,
સતત અસત્નો વિજય : દુનિયાદારીની રીતે.

અસત્‌ના ઊંચા પ્હાડ પર સતનાં ખોડંગાતાં પગલાં,
માણસ નામે જોયા કરતો મડદાં તણા ખડકલા.

દીવો ક્યારનો ડગમગ થાતો, ક્યારે સ્થિર એ થાશે,
સત્યમ્, શિવમ્, સુન્દરમ્‌નો ઉત્સવ અહીં ઊજવાશે?

❑

## દૂર સુધી (પંજાબી)

### ❑ જશવન્ત દીદ ❑ સુશી દલાલ

પવન હતો
પક્ષી પણ હતાં
પરસ્પર નહોતો
કોઈનો સંવાદ
હું કેટલી વાર સુધી
વૃક્ષનાં પાન ગણી શકતો હતો
કેટલી વાર સુધી હું
સંવાદ કરતો હતો પવનની સાથે
કેટલી વાર સુધી
પક્ષીના પગના રંગ ગણતો
હું પૂરેપૂરો આદમકદ હતો
વૃક્ષની ડાળખી પર
નાચી ઊઠ્યો
પવનનાં વસ્ત્ર ખોલીને જોયું
પક્ષીના પગ પર
ઊડી ગયો હું દૂર સુધી.

❑

## ઝૂલી ગયો ❑ શ્યામ સાધુ

તારો વિચાર બારીના પડદે ઝૂલી ગયો,
દૃશ્યોનો ભેદ એ પછી દરિયે ડૂબી ગયો.

બે ડાળી વચ્ચે જાણે કે તડકો ગુલાબ છે,
મોસમનો રંગ કેટલો મિઠ્ઠો બની ગયો!

પથ્થરની જેમ હાંફતાં પીળા શહેરમાં,
મારા સમયના મોરનો ટહુકો તૂટી ગયો.

આકાશ આમતેમ વિખેરાઈ જાય પણ,
એકાદ સૂર્ય ઊગવું આજે ભૂલી ગયો.

એકાંતનો પરિચય એ રીતે થયો,
સૂનકાર તારી યાદની જેમ જ ઊભી ગયો!



## સ્વયંવર ❑ ધીરુ મોદી

મોતના કેદીને પૂછવામાં આવ્યું :
- બોલ, તારી શી ઇચ્છા છે?
તો કહે :
- ઇચ્છાને અધૂરી રાખવાની.

એવામાં બન્યું એવું કે
દુનિયાની અગણિત ઇચ્છાઓમાંની
એક ઇચ્છા
ત્યાં અમથી ફર્યા કરતી હતી.
તેણે સાંભળ્યું.
એને થયું :
- અહો, હું જેને વરસોથી શોધ્યા કરતી હતી
આ એ જ મ્હારો ઇચ્છાવર!
તત્ક્ષણ એણે
કેદીના ગળામાં વરમાળા આરોપી દીધી.
ને પછી
એ પોતે કેદીનાં ચરણોમાં સમાઈ ગઇ.





ઈશા-કુન્દનિકાનાં પંચોત્તેર વર્ષની પૂર્તિ નિમિત્તે પ્રકાશિત પુસ્તક 'ઉજાસ
ઉલ્લાસ'ના પ્રાગટ્ય પ્રસંગે સંપાદક મકરન્દ દવે અને કુન્દનિકા કાપડિયા

## યુદ્ધાન્ત ☐ અતુલ નાચી

ખંજરને
હોય કદી ખંજનની તલબ ?
તેને તો
માત્ર માતમથી મતલબ !
બદલવી જોઈશે...
આ આદત તેની,
હસ્તધૂનનોના હસ્તક્ષેપથી,
જેથી
કોઈ હાથ
અટૂલો ન ટળવળે
કે, ના...
ઘરવા તેને સળવળે.

☐

યુદ્ધ જીતીને
પરત પહોંચું તે પ્હેલાં તો
તે રણભૂમિનાં
કેટલાંય ગીધ
આવીને બેસી ગયાં હતાં
મારા ઘરની છત પર.
કદાચ એ જ આશાએ
કે હમણાં,
કોઈ બળિયો,
પાછો 'આ' ઘર ઉપર ત્રાટકશે !

☐

## હાઇકુ ☐ વિજય દાફડા

હા, મેં પત્રમાં
મોકલ્યું ગુલાબ.
તેં મોકલ્યું રણ.

☐

## સમજાતું નથી કંઇ (મરાઠી)
## ☐ પ્રભા ગણોરકર ☐ સુશી દલાલ

સમજાતું નથી કંઇ. નિશ્ચિત ક્યાંથી
ચુકાઇ ગયો છે રસ્તો
હજી પણ કોઈ મળી જાય તો
વિચારું છું કે પાછી ફરી જાઉં
આમ તો મળી જાય છે લોકો, વૃક્ષ, પક્ષીઓ
પણ વિશ્વાસ નથી બેસતો કોઈ પર
કોઈ સીધો રસ્તો બતાવે
એવો ભરોસો નથી રહ્યો હવે મને. અને મારે
ક્યાં જવું છે એ તેઓ પણ ક્યાં
જાણે છે ? બરાબર મારી જેમ જ.

☐

## "નામ" ❑ હરેશ કાનાણી

એક
દિવસ તું અને હું
જંગલમાં ગયાં હતાં
અને
એક વૃક્ષના થડમાં
તેં મારું નામ કોતર્યું ને મેં તારું
તમે - મને ગમે તેવું.
પછી
સમયની લહેર સાથે આપણે
આગળ જવા લાગ્યાં...
ઘણી વખત
એ જ થડ પાસે જઈને
તે નામને ઘૂંટતાં...
અચાનક એક દિવસ
આપણી બન્ને વચ્ચે મોટું
વાવાઝોડું આવી ગયું !
અને
આપણે મૂળસોતાં ઊખડી ગયાં...
પરંતુ-
આ વાવાઝોડાની અસર
પેલા વૃક્ષના થડમાં કોતરેલા
'નામ'ને થઈ હશે ?!

❑

## ❑ દિનેશ કાનાણી 'પાગલ'

પતંગિયાની
આત્મકથા
ફૂલોએ વાંચી
ને
ટપોટપ ખરી પડયાં !

❑

## ❑ અનુ. : રજની મહેતા

(સંસ્કૃત)

"હે નવયૌવના,
શા માટે તું ભૂમિ પરથી નજર ઊંચકતી નથી ?
તારું કશુંક ક્યાંક પડી ગયું છે ?'

"હે મૂરખ,
તને એટલી પણ ખબર નથી
કે યૌવનનું આ રત્ન સરી ગયું છે ?"

❑

## પછી ❑ મહેશ દવે

સ્વસ્થ આકાશમાંથી
સરતો નથી અન્ય કોઇ અવાજ,
સાંજ સમયે સરોવરના ચહેરા પર
નથી કોઇ કરચલીઓ;

વૃક્ષમાં લપાઇને
લ્હેરખી લઇ રહી છે નિરાંતનો શ્વાસ
સરોવરના જળમાં પડેલાં વૃક્ષોનાં પ્રતિબિંબો
સ્થિર છે કોઇ પ્રબુદ્ધની જેમ.

અંધકારના ખભા પર હાથ મૂકી
ધીરે ધીરે પૃથ્વીનાં પગથિયાં ઊતરે છે રાત
- જાણે તેને કોઇ ઉતાવળ નથી.

હળુ હળુ સરે છે સમય
ને આકાશમાં દેખાય છે
બીજના ચંદ્રની નૌકા.

આવી કોઇ ક્ષણે
મારા હૃદયમાં સ્ફુરી ઊઠે પંખીનો રોમાંચ.
એના ટહુકાના બીજને રોપી દઉં અંધકારમાં.

વૃક્ષને ઊગવું હશે તો ઊગશે
- મને પણ ક્યાં ઉતાવળ છે ?



## ❑ પ્રીતમ લખલાણી

આ દોડધામમાંથી
જો
બેચાર ક્ષણ
નિરાંતની મળી જાય તો !
મારે
પેલા ચિત્રમાં દેખાતા !
વૃક્ષને છાંયડે બેસીને
વગાડવી છે
વાંસળી !



## ખાલીપો ☐ ઇન્દ્ર શાહ

ભરચક ભીડ વચ્ચે ધ્યાનસ્થ બેઠો હોય છે ખાલીપો.
કોલાહલથી તેને વ્યર્થ ભરવા મથું છું.
હું જ્યાં જાઉં ત્યાં—
લગ્નમાં, પાર્ટીમાં, સિનેમામાં, નાટકમાં, સંગીતમાં
પડછાયાની જેમ પીછો કરે છે એ.
ઊંઘમાં પણ મને એ છોડતો નથી.
છળી ગયેલા બાળકની માફક
મને વળગીને એ
સૂઈ જાય છે મારી પડખે આખી રાત.
ત્રણ કાર ગરાજ અને પાંચ બેડરૂમના
ઘરને સંપૂર્ણ રીતે તે ભરી દે છે
અને તેને હું અણગમતા અતિથિની
જેમ વિદાય આપવા ઇચ્છું છું.
પણ નવજાત શિશુની માફક
રાતે ન વધે તેટલો દિવસે
અને દિવસે ન વધે તેટલો રાતે
તે વધે છે, વધે છે;
વિસ્તરે છે વિસ્તરે છે
અને આખો અવકાશ તેનાથી ભરાઈ જાય છે.
અને પછી તે અજગર બની મને
ચારે બાજુ વીંટળાઈ વળે છે; મને ભીંસે છે;
હું હવાની જેમ તેને કાપવા મથું છું
શબ્દોની ધારદાર તલવારથી.
ચોતરફ ઊમટ્યું છે
આ ખાલીપાનું પૂર
ગોઠણ સુધી, ગળા સુધી
માથાનીય ઉપર
ઘેરી વળ્યું છે મને
અને હું
ડૂબું છું, ડૂબું છું, ડૂબું છું....



## ▢ ભિન્ન ઇતિહાસ ▢ સુજાતા ભટ્ટ ▢ અનિલા જોશી

(અંગ્રેજી)

(૧)

મહાન પૃષ્ઠ હજી મરી પરવાર્યું નથી
એ કેવળ ભારતમાં વસે છે.

અહીં ભગવાનને ગમે ત્યાં ફરવાની સ્વતંત્રતા છે,
સર્પો અથવા વાંદરાઓના વેશ બદલીને,
દરેક વૃક્ષ પવિત્ર છે
પુસ્તક સાથે ઉદ્ધતાઈથી વર્તવું
એ પાપ છે.
પગથી પુસ્તકને બાજુમાં ધક્કેલવું
એ પણ પાપ છે.
ટેબલ પર પુસ્તકને જોરથી પછાડવું
એ પાપ છે,
ઓરડામાં બેદરકારીથી આમ તેમ ઉલાળવું
એ પણ પાપ છે.
મા સરસ્વતીને આંચ ન આવે તેમ
પાનાંઓને મૃદુતાથી ફેરવતાં શીખવું જોઇએ,
જેમાંથી કાગળ બન્યો છે
તે વૃક્ષનું અપમાન કર્યા વગર.

▢

(૨)

કઈ ભાષા
સેતાનની જીભ બની નથી ?
કઈ ભાષા
હકીકતમાં કોઇનું ખૂન કરવા સર્જાઇ છે ?
એવું કેમ બને છે કે
યાતના પછી
આત્માના વઢાઈ ગયા બાદ
વિજેતાના મુખમાંથી
લાંબું દાંતરડું એકાએક તૂટી પડે છે-
ન જન્મેલા પૌત્રો અને પૌત્રીઓ ઉછેરાય છે
અપરિચિત પરદેશી ભાષાને ચાહવા માટે.

▢

# પૂર્વજોની પાઠશાળા અને વંશજોની પ્રયોગશાળા

□ નરેન્દ્ર પટેલ

'કવિતા' એટલે સુઘડ છપાઈ, આકર્ષક મુખપૃષ્ઠ, વ્યવસ્થિત સંપાદન અને કવિઓના ફોટોગ્રાફ્સ. કાવ્યોને લોકભોગ્ય બનાવવામાં 'કવિતા'નો સિંહફાળો છે અને તેમાં સુરેશ દલાલની ચકોર અને વિલક્ષણ દૃષ્ટિનો પરચો જોવા મળે છે. છેલ્લાં ૩૪ વર્ષથી એકધારું સંપાદન કરવું એ નાનીસૂની વાત નથી. આપણી ભાષાના, પરપ્રાંતીય ભાષાના અને વિદેશી ભાષાના કવિઓને વાચક સમક્ષ રજૂ કરવા તથા અંક ભારેખમ ન બની જાય તેની કાળજી રાખવી એ સુરેશ દલાલનો સદ્ગુણ છે. કવિ સંમેલનનું સંચાલન કરવું, કવિઓને શોધીને રજૂ થવા માટે પ્લેટફોર્મ આપવું, નવા કવિની સારી કવિતાઓ શોધીને રજૂ કરવી આ એમની શૈલી છે.

ઑક્ટોબર - નવેમ્બરનો (૨૦૦૧) દિવાળી અંક તેમણે વિશિષ્ટ રીતે સંપાદિત કર્યો છે. તેમાં કાવ્યાષ્ટક એટલે કે આઠ કવિઓનાં કાવ્યો લીધાં છે. ખરેખર તો કાવ્યાષ્ટક નહીં પરંતુ કવિ-અષ્ટક છે. તેમાં ભગવતીકુમાર શર્મા, સુરેશ દલાલ, રમણીક સોમેશ્વર, રઈશ મનીઆર, દિલીપ રાવલ, જતીન બારોટ, યેહુદા અમિચાઈ અને સેઝલો મિલોઝ એમ આઠ કવિઓ છે. સુરેશ દલાલે લાક્ષણિક રીતે આ કવિઓનો પરિચય આપ્યો છે. પરિચયના કેટલાક અંશો :

ભગવતીભાઈને જો એક અંગત પ્રશ્ન પૂછીએ તો કદાચ એ આવો જ જવાબ આપે, એમને પૂછીએ કે તમને ગુજરાતી સાહિત્યમાં કઈ રીતે ઓળખાવું ગમે, તો કદાચ એમ જ જવાબ આપશે - કવિ તરીકે. ગઝલકાર તરીકેની એમની ગુંજાશ અનન્ય છે. અનેક ગઝલકારોની વચ્ચે અને ગઝલોની વચ્ચે રહ્યા હોવા છતાં એ પડઘાથી રાચનારા કવિ નથી. એમની પાસે એમના પોતાના અવાજની જ્યોત છે.

સુરેશ દલાલ વિશે (સુ. દ. લખે છે) : સુ. દ.ની કવિતાને હું બરાબર ઓળખું છું. લખે છે. ઘણું લખે છે. લખ-વા થયો હોય એમ લખે છે. ગીત લખે., પરંપરિત, અછાંદસ, નગરજીવનનાં કટાક્ષકાવ્યો, લઘુકાવ્ય, દીર્ઘકાવ્ય, સૉનેટ ઇત્યાદિ. થોડીક ગઝલો લખી છે, પણ એમાં હજી સુધી કંઈ વળ્યું નથી. અનેક પ્રકારના પ્રયોગ કરે છે. ક્યારેક કવિતા સાથે સંયોગ થાય છે તો ક્યારેક વિયોગ પણ. આ કલમ ક્યારેક ભલે દરિયો આપતી હોય પણ ઘણી વાર દરિયાની સાથે રેતી, મોતી, શંખલા, છીપલાં, જાળ, ડૂબેલી હોડી, તૂટેલાં હલેસાં અને ફાટેલાં શઢ પણ આપે છે. (એમના નિખાલસ એકરારમાં, ચર્ચમાં જઈને કન્ફેસ કરવાની વાતનો રણકો છે.)

રમણીક સોમેશ્વરની કવિતામાં શાંત, અનાક્રમક સૌમ્યતા છે. મનમાં જે કંઈ 'ચણભણ' થતું હોય એને શબ્દ, લય દ્વારા રણઝણ કરી આપે છે.

ગઝલ લખવી એ રઈશ મનીઆર માટે કાંઈ વૈભવનો અંશ નથી પણ ભીતરની અનિવાર્યતા છે. એ ઓછું લખે છે પણ આછું કે ઝાંખું લખતા નથી... રઈશ 'પડઘાઓની પારના પ્રદેશના' કવિ છે.

પરંપરાની દિલીપ રાવલને આભડછેટ નથી અને આધુનિકતાના અભરખા નથી. આ બંને અંતિમોની વચ્ચે ક્યાંક એમની કવિતા કૂંપળની જેમ ફૂટી રહી છે.

જતીન બારોટ એક નવા, નોખા, મુંબઈમાં વસતા કવિ છે. વસે છે શહેરમાં પણ એમની નસમાં ગામડાંનું તળપદું વાતાવરણ છે. આ તળપદું વિવિધ કાવ્ય - વિષયમાં એકવિધ

થઈને નહીં પણ અનેકવિધ થઈને પ્રગટ્યું છે.

યેહુદા અમિચાઈ, હિબ્રુ ભાષાના આ કવિની કવિતા પોતે જ પોતાના સાક્ષી થવાની કવિતા છે અને એટલે જ એમની કવિતામાં આંતરપ્રદેશનો સાક્ષાત્કાર થાય છે.

સેઝલો મિલોઝ નૉબેલ પારિતોષિક વિજેતા કવિ છે. આ કક્ષાના કવિઓનાં વિષય અને અભિવ્યક્તિનો કેટલો વિશાળ વ્યાપ હોય છે અને કેટલું ગહન ઊંડાણ હોય છે. જગત સાથે પૂરેપૂરા સંપૃક્ત હોવા છતાંય જાતને અને જગતને સાક્ષી ભાવે જોઈ આલેખન કરે છે.

આટલી પૂર્વભૂમિકા પછી કવિઓની કવિતા માણીએ. ભગવતીકુમાર શર્માની કવિતાના અંશોઃ

વિશાળ ઘર છે ટક્યું અહીંતહીંથી ટેકા થકી,
પરસ્પર અમેય તે ટકી રહ્યા કશી હૂંફથી

-

લોહી બધા હૃદયમાં વહે છે સમાન પણ
કેવી અલગ અલગ છે નસેનસની વારતા !

-

પોતીકાના પ્રહારની ફરિયાદ શું કરું ?
પાડી શકે ન ચીસ કોઈ મૂઢ મારમાં.

હવે સુરેશ દલાલની કેટલીક કાવ્યપંક્તિઓ જોઈએ -

હું તો મારી અંદર બેઠો
ને હું તો મારી બહાર ઊભો છું.
આમ જુઓ તો પ્રગટ પ્રગટ
ને આમ જુઓ તો સાવ છૂપો છું.

-

દાંત તો હવે દંતકથા ને ચોકઠું ચમત્કાર
તાલ મિલાવી ચાલતો રહું, સમયની વણજાર

-

એના ઘરમાં
મંદિરનો અલાયદો ખંડ હતો
પણ ઈશ્વરની શ્રદ્ધા નહોતી

રમણીક સોમેશ્વરની કેટલીક પંક્તિઓ :

ઘણું ઊભડક ઘણું બિસમાર ઊભા
કદી ઊભા તો મારોમાર ઊભા

-

ઉપર સળગે આભલું, અંદર સળગે શ્વાસ
લેખણ લવકારા કરે, અધવચ ખૂટે પ્રાસ

-

# પૂર્વજોની પાઠશાળા અને વંશજોની પ્રયોગશાળા

□ નરેન્દ્ર પટેલ

'કવિતા' એટલે સુઘડ છપાઈ, આકર્ષક મુખપૃષ્ઠ, વ્યવસ્થિત સંપાદન અને કવિઓના ફોટોગ્રાફ્સ. કાવ્યોને લોકભોગ્ય બનાવવામાં 'કવિતા'નો સિંહફાળો છે અને તેમાં સુરેશ દલાલની ચકોર અને વિલક્ષણ દૃષ્ટિનો પરચો જોવા મળે છે. છેલ્લાં ૩૪ વર્ષથી એકધારું સંપાદન કરવું એ નાનીસૂની વાત નથી. આપણી ભાષાના, પરપ્રાંતીય ભાષાના અને વિદેશી ભાષાના કવિઓને વાચક સમક્ષ રજૂ કરવા તથા અંક ભારેખમ ન બની જાય તેની કાળજી રાખવી એ સુરેશ દલાલનો સદ્‌ગુણ છે. કવિ સંમેલનનું સંચાલન કરવું, કવિઓને શોધીને રજૂ થવા માટે પ્લેટફોર્મ આપવું, નવા કવિની સારી કવિતાઓ શોધીને રજૂ કરવી આ એમની હૉબી છે.

ઑક્ટોબર - નવેમ્બરનો (૨૦૦૧) દિવાળી અંક તેમણે વિશિષ્ટ રીતે સંપાદિત કર્યો છે. તેમાં કાવ્યાષ્ટક એટલે કે આઠ કવિઓનાં કાવ્યો લીધાં છે. ખરેખર તો કાવ્યાષ્ટક નહીં પરંતુ કવિ-અષ્ટક છે. તેમાં ભગવતીકુમાર શર્મા, સુરેશ દલાલ, રમણીક સોમેશ્વર, રઈશ મનીઆર, દિલીપ રાવલ, જતીન બારોટ, યેહુદા અમિચાઈ અને સેઝલો મિલોઝ એમ આઠ કવિઓ છે. સુરેશ દલાલે લાક્ષણિક રીતે આ કવિઓનો પરિચય આપ્યો છે. પરિચયના કેટલાક અંશો :

ભગવતીભાઈને જો એક અંગત પ્રશ્ન પૂછીએ તો કદાચ એ આવો જ જવાબ આપે, એમને પૂછીએ કે તમને ગુજરાતી સાહિત્યમાં કઈ રીતે ઓળખાવું ગમે, તો કદાચ એમ જ જવાબ આપશે - કવિ તરીકે. ગઝલકાર તરીકેની એમની ગુંજાશ અનન્ય છે. અનેક ગઝલકારોની વચ્ચે અને ગઝલોની વચ્ચે રહ્યા હોવા છતાં એ પડઘાથી રાચનારા કવિ નથી. એમની પાસે એમના પોતાના અવાજની જ્યોત છે.

સુરેશ દલાલ વિશે (સુ. દ. લખે છે) : સુ. દ.ની કવિતાને હું બરાબર ઓળખું છું. લખે છે. ઘણું લખે છે. લખન્વા થયો હોય એમ લખે છે. ગીત લખે., પરંપરિત, અછાંદસ, નગરજીવનનાં કટાક્ષકાવ્યો, લઘુકાવ્ય, દીર્ઘકાવ્ય, સૉનેટ ઇત્યાદિ. થોડીક ગઝલો લખી છે, પણ એમાં હજી સુધી કંઈ વળ્યું નથી. અનેક પ્રકારના પ્રયોગ કરે છે. ક્યારેક કવિતા સાથે સંયોગ થાય છે તો ક્યારેક વિયોગ પણ. આ કલમ ક્યારેક ભલે દરિયો આપતી હોય પણ ઘણી વાર દરિયાની સાથે રેતી, મોતી, શંખલા, છીપલાં, જાળ, ડૂબેલી હોડી, તૂટેલાં હલેસાં અને ફાટેલાં શઢ પણ આપે છે. (એમના નિખાલસ એકરારમાં, ચર્ચમાં જઈને કન્ફેસ કરવાની વાતનો રણકો છે.)

રમણીક સોમેશ્વરની કવિતામાં શાંત, અનાક્રમક સૌમ્યતા છે. મનમાં જે કંઈ 'ચણભણ' થતું હોય એને શબ્દ, લય દ્વારા રણઝણ કરી આપે છે.

ગઝલ લખવી એ રઈશ મનીઆર માટે કાંઈ વૈભવનો અંશ નથી પણ ભીતરની અનિવાર્યતા છે. એ ઓછું લખે છે પણ આછું કે ઝાંખું લખતા નથી... રઈશ 'પડઘાઓની પારના પ્રદેશના' કવિ છે.

પરંપરાની દિલીપ રાવલને આભડછેટ નથી અને આધુનિકતાના અભરખા નથી. આ બંને અંતિમોની વચ્ચે ક્યાંક એમની કવિતા કૂંપળની જેમ ફૂટી રહી છે.

જતીન બારોટ એક નવા, નોખા, મુંબઈમાં વસતા કવિ છે. વસે છે શહેરમાં પણ એમની ... ં ગામડાંનું તળપદું વાતાવરણ છે. આ તળપદું વિવિધ કાવ્ય - વિષયમાં એકવિધ

થઈને નહીં પણ અનેકવિધ થઈને પ્રગટ્યું છે.

યેહુદા અમિચાઈ, હિબ્રુ ભાષાના આ કવિની કવિતા પોતે જ પોતાના સાક્ષી થવાની કવિતા છે અને એટલે જ એમની કવિતામાં આંતરપ્રદેશનો સાક્ષાત્કાર થાય છે.

સેઝલો મિલોઝ નૉબેલ પારિતોષિક વિજેતા કવિ છે. આ કક્ષાના કવિઓનાં વિષય અને અભિવ્યક્તિનો કેટલો વિશાળ વ્યાપ હોય છે અને કેટલું ગહન ઊંડાણ હોય છે. જગત સાથે પૂરેપૂરા સંપૃક્ત હોવા છતાંય જાતને અને જગતને સાક્ષી ભાવે જોઈ આલેખન કરે છે.

આટલી પૂર્વભૂમિકા પછી કવિઓની કવિતા માણીએ. ભગવતીકુમાર શર્માની કવિતાના અંશોઃ

વિશાળ ઘર છે ટક્યું અહીંતહીંથી ટેકા થકી,
પરસ્પર અમેય તે ટકી રહ્યા કશી હૂંફથી

-

લોહી બધા હૃદયમાં વહે છે સમાન પણ
કેવી અલગ અલગ છે નસેનસની વારતા !

-

પોતીકાના પ્રહારની ફરિયાદ શું કરું ?
પાડી શકે ન ચીસ કોઈ મૂઢ મારમાં.

હવે સુરેશ દલાલની કેટલીક કાવ્યપંક્તિઓ જોઈએ -

હું તો મારી અંદર બેઠો
ને હું તો મારી બહાર ઊભો છું.
આમ જુઓ તો પ્રગટ પ્રગટ
ને આમ જુઓ તો સાવ છૂપો છું.

-

દાંત તો હવે દંતકથા ને ચોકઠું ચમત્કાર
તાલ મિલાવી ચાલતો રહું, સમયની વણજાર

-

એના ઘરમાં
મંદિરનો અલાયદો ખંડ હતો
પણ ઈશ્વરની શ્રદ્ધા નહોતી

રમણીક સોમેશ્વરની કેટલીક પંક્તિઓ :

ઘણું ઊભડક ઘણું બિસમાર ઊભા
કદી ઊભા તો મારોમાર ઊભા

-

ઉપર સળગે આભલું, અંદર સળગે શ્વાસ
લેખણ લવકારા કરે, અધવચ ખૂટે પ્રાસ

-

હવે રઈશ મનીઆરની પંક્તિઓ -

મોટો થઈ આખરે તું શું કરશે ?
નાનો થઈ એના દિલમાં વસતો જા.

—

જીવવા જેવું કશું બાકી નથી
ને મરણને વાર છે, લાગે છે ડર.

—

હવે દિલીપ રાવલની કેટલીક પંક્તિઓ -

'છોરાને મૂછદોરો ફૂટ્યો' છે ગૌણ બાબત
પણ છોરીનું સત્તર થવું ચિંતાજનક છે

—

પૂર્ણતાને તું સદા ઇચ્છી રહી
હું તો માનું છું અનુસંધાનમાં

યુવાન કવિ જતીન બારોટની કેટલીક પંક્તિઓ...

સુક્કું મેવાડ એક આંખથી વહે
ને બીજી આંખેથી ભીનું ચિત્તોડ
કે મને શ્યામના તે જાગ્યા છે કોડ

—

નવઘણ કૂવાનો અંધાર તારા વાળે ને,
ઇડરિયા ગઢ તારી છાતીએ.
રૂડા તે મ્હેલ જશે કોના રે ભાગમાં,
એવા રે ભા'ગ અમે ભાખીએ.

આ ઉપરાંત યેહુદા અમિચાઈના કાવ્યો અંગ્રેજીમાં છાપ્યાં છે તથા વિલિયમ બ્લેઈક, થોમસ કેરવ્યુ, રાલ્ફ વાલ્ડો ઇમર્સન, ઇલિઝાબેથ બેરેટ બ્રાઉનિંગ, વોલ્ટ વ્હીટમેન, રૂપર્ટ બ્રુક, વિલિયમ બટલર યેટ્સ, ટી. એસ. એલિયેટ, લોંગફેલો, એમિલી ડિકીન્સન, એ. ઈ. હૌસમેન, ફ્રાન્સીસ ક્વાર્લસ, વર્ડઝવર્થ, રોબર્ટ ફ્રોસ્ટ, ડિલન થોમસ વગેરેનાં નાનાં કાવ્યો આપ્યાં છે. મહેશ દવેએ મિલોઝનો પરિચય અને કાવ્યાનુવાદ આપ્યા છે તે આસ્વાદ્ય છે. 'કવિતા'ને ખેલવવા માટે તથા ખીલવવા માટે સુરેશ દલાલનો ફાળો મહત્ત્વનો છે. કવિતાને સુદનું ઉજળાપણું છે, વદની કાલિમા નથી.

('સમકાલીન'માંથી લીધેલ અંશ)



## મીનાક્ષ

### ❑ સાધના મુખોપાધ્યાય ❑ નલિની માડગાંવકર

(બંગાળી)
આખ્ખી જિંદગીમાં
ફક્ત એક કવિતા
લખવાની ઝંખના છે.
આયખું આપો કવિતાસભર,
ખંડખંડ, અંશઅંશ
જુદેજુદે નામે ઓળખાવા છતાંય
એક જ કવિતાની
જુદીજુદી કડીઓ
જુદાજુદા સ્વરધ્વનિથી
સર્જાઈ છે વિવિધ ઋતુઓમાં
જાણે હજાર પાંખડી
તોય ફૂલ તો એક જ.

સમગ્ર જીવનવ્યાપી
એક જ અખંડ કવિતા
લખી જઇશ
ભલેને રહ્યાં અહીંતહીં
વિરામ - યતિ ચિહ્નોના વિસામા
કવિતા ખોઇને
એક ઘડીય શ્વાસ નથી લેવો
કવિતાના તીરથી કરવો છે
મૃત્યુ - મીનાક્ષનો લક્ષ્યવેધ.

❑

### ❑ શા માટે પરિષદમાં લોકો ઊંઘી જાય છે ? ❑ સુ.દ.

(સંસ્કૃત)
કુંભકર્ણને નિદ્રા પ્રિય હતી
યુદ્ધમાં રામે તેને હણી નાખ્યો.
નિદ્રા વિધવા થઇ.
ત્યારથી એ પોતાનો સમય
વ્યાખ્યાનોમાં વિતાવે છે.

❑

## શું કરી શકે ? ……

અટકી જવાય સાંજમાં તો શું કરી શકે ?
બેસે ન ખ્વાબ આંખમાં તો શું કરી શકે ?

મન શોધતું ફરે છે ઉદાસીના કારણો,
પોતે જ હોય વાંકમાં તો શું કરી શકે ?

લાગે કે એકઠું કરી લીધું બધું અને..
નીકળે ન કાંઈ ફાંટમાં તો શું કરી શકે ?

આકાશ તો યુગોથી પ્રતીક્ષા કરે હજુ,
સંચાર હો ન પાંખમાં તો શું કરી શકે ?

લંબાય રાત અંધની આંખો સમી સતત,
અટવાય સૂર્ય ઝાંખમાં તો શું કરી શકે ?

પીળાશ પી રહી છે સફેદીને પજળી,
શબ્દો ન હોય ટાંકમાં તો શું કરી શકે ?

ચાવી દઈને વાગતાં વાજાં હરીશ, સૌ..
સરકે જો જીવ આંચમાં તો શું કરી શકે ?

હરિશ્ચન્દ્ર જોશી

❑

❑ સુ.દ.
વિચારશૂન્ય મન !
કોઈ વાદળ નહીં
કેવળ ગગન.

❑

## એનાં વગર

**❑ અનિલાતુ મુનરીલર ❑ અવનીશ ભટ્ટ**

(તમિળ)

પ્રિયજનની સાથે
હું ખૂબ ખુશ હોઉં છું
જાણે મેળાવડાના ઉલ્લાસમાં
તરબોળાયેલું નગર,

અને એની ગેરહાજરીમાં
મારું મન કકળે છે.
ભેંકાર કસબામાં
રેઢા પડેલા ઘરની માફક

ઉજ્જડ આંગણે ખિસકોલીઓ
રમતમાં મશગુલ.

❑

**❑ ક્રિસ્ટીના રોઝેટી ❑ અવનીશ ભટ્ટ**

(અંગ્રેજી)

તને પહેલી વાર મળ્યાની ક્ષણ
સ્મૃતિપટ પર ક્યાંક દટાયેલી મળી આવે તો...
કેવો દિવસ હતો, સોનેરી કે વાદળછાયો ?
શિયાળાના ટાઢા દિવસો હતા,
કે ઉનાળાની હૂંફ વાતાવરણમાં તરબતર હતી ?

વિચાર સરખો નહોતો આવ્યો કે
એ ઘડીને મનમાં સંતાડી રાખું.
તરણું ફૂટ્યું
માવજત, ઉછેર થયો-
હું સાવ અભાન જ જીવતી રહી.
જાણે રસ્તાની કોરે ઓગળતા બરફ જેવી
કોઇ અમથી બાબત ગણી નાખી.

જો એક વાર એ ઘડી પુનર્જીવિત થાય,
માત્ર એક વાર તારો સ્પર્શ હથેળીમાં ફરી સળવળે, તો...

❑

## મારી કવિતા

□ શરદચંદ્ર શેણૉય □ જયા મહેતા

(કોંકણી)

મારી કવિતા ઘાસની પત્તીઓ જેવી છે
આ ધરતીમાંથી ઊગી નીકળતી-
ઝાકળભીના પવનોમાં વધતી જતી
રોજરોજ
તડકા ને વરસાદ ઝીલતી

મારી કવિતા બાળકો જેવી છે
ખુલ્લેખુલ્લું ને મુક્તપણે બોલતી
વિશાળ દરિયાકાંઠે
છીપલાં ને શંખલાં વીણતી

મારી કવિતા વણજારો છે
પૂર્વ અને પશ્ચિમમાં થઈને
ગામડાં ને શહેરોમાં થઈને
રઝળપાટ કરતી
એને ખબર નથી પોતે શું શોધે છે
શું મેળવ્યું ને શું ગુમાવ્યું
રઝળપાટમાં નિમગ્ન

મારી કવિતા મારી જેવી છે
પોતાનામાં જ ખોવાયેલી -

શબ્દ મધમીઠા ચાખ્યા પછી
રસ્તો જ ભૂલી ગઈ છે એ

□

□ જાપાની હાઇકુ □ જયા મહેતા

અહા ! ગ્રીષ્મ ચંદ્રે
ફેરવ્યો મને રાતભર
સરોવરની આસપાસ
- બાશો

□

એક કોકિલ કરે સાદ
બાંબુવને ચંદ્રકિરણોથી
અજવાળું અજવાળું
- બાશો

□

દિવસ આખો ખરખર ખરે હિમ
પૃથ્વી થઈ અદૃશ્ય
રહ્યું કેવળ આકાશ
- જોસો

□

ખરેખર છે સુંદર
ખરેખર ! ફુલબહાર- ચેરી
પણ ચૂકશો નહીં ચંદ્ર રાત્રિનો
- સો-ઇન

□

## શાશ્વતી રેતી ▫ ચિનુ મોદી

શાશ્વતી રેતી અને ચંચળ ચરણ
ઊંટની આંખે અમે જોયાં મરણ

દૂર સૂરજ, માત્ર સૂરજ છે અને
રત જેવાં આંધળાં છે આવરણ.

શ્વાસની સૂની ગલીમાં શું હશે ?
એક દરિયો કે પછી સૂકું ઝરણ ?

પ્હાડમાં પાછી ફરી પીળી હવા.
છે કિરણ જેવાં જ એનાં આચરણ.

ઓસરી ચાલ્યું સતત એવું કશું
તટ ઉપર બેસી રહ્યાં પળનાં હરણ.

ડૂબવા માંડ્યું અને શોષાય છે
કેવું પાણીનું અરે, છે વ્યાકરણ.

સ્વપ્ન જેમ જ સાચવ્યાં તમને છતાં
છે પથારીમાં સૂતેલાં જાગરણ.

('પર્વતને નામે પથ્થર' ગઝલસંગ્રહમાંથી, મૂલ્ય રૂા. ૧૫૦)

## જનારાના રૂપમાં ▫ જલન માતરી

જીવન મળ્યું તો એવું કે માયાના રૂપમાં;
આગળ વધી કહું તો તમાશાના રૂપમાં.

ઓ મોત ! તારું કામ નહીં અટકી પડે સબબ
આવ્યો છે આવનાર જનારાના રૂપમાં.

આરે જવામાં સ્હેજ પણ અડચણ નહીં પડે,
આંધી મળી છે. અમને તરાપાના રૂપમાં.

ધરતી ઉપર ઠરે છે જે કાળાશ રાતની,
દેખાય છે તે દિવસે છાયાના રૂપમાં.

તેઓને માટે ઝાંઝવા સાગર સમાન છે,
ફરતા રહે છે જે સદા પ્યાસાના રૂપમાં.

જગની દરિદ્રતા કદી મટશે નહીં 'જલન',
યાચક સ્વયં જણાય છે દાતાના રૂપમાં.

('શુકન' ગઝલસંગ્રહમાંથી, મૂલ્ય રૂા. ૧૫૦)

## ▢ ભીખુભાઈ ચાવડા 'નાદાન'

તમે આઘા ખસો તો કેટલો લંબાય છે રસ્તો
નિકટ આવો તો આંખોમાં સમાતો જાય છે રસ્તો

તમે ચેતાવતા રહો છો છતાં પણ ઠેશ વાગે છે
તમે સામે હો ત્યારે ક્યાં મને દેખાય છે રસ્તો

કહો આ આપણા સંબંધની ના કઈ રીતે કહેશો?
કે મારે ત્યાંથી નીકળી આપને ત્યાં જાય છે રસ્તો

તમારો સોબતી છે એ, તમે આ ટેવ પાડી છે:
નજરથી દૂર જઈને એટલે સંતાય છે રસ્તો

જતો'તો એમને ત્યાં, એ રીતે સામા મળ્યા તેઓ
પૂછીપૂછીને પુછાયું કે આ ક્યાં જાય છે રસ્તો

જતું રહેવું તમારું પગ પછાડીને જતું રહેવું
અહીં હું ખાલીખમ બેઠો અને પડઘાય છે રસ્તો

પ્રતીક્ષા નહિ કરો તો પણ એ કરવાની ફરજ પડશે
જુઓ 'નાદાન' બારીમાંથી ખુદ ડોકાય છે રસ્તો

('રજ રજ અચરજ' ગઝલસંગ્રહમાંથી, મૂલ્ય રૂ. ૧૫૦)

(ઉપરના ત્રણે સંગ્રહોનું પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠ ઍન્ડ કં. ૧૧૦/૧૧૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨.)

## નજીક છું ▢ સાગર નવસારવી

એકેક શ્વાસે રોજ મરણની નજીક છું,
અંતે મળે છે એ જ શરણની નજીક છું.

તારા વિરહની આગમાં સળગું છું રાત દિ',
તુજમાં ભળી ગયો છું હું રણની નજીક છું.

દીવાનગી તરસની મને લઇ ગઇ છે કયાં ?
આશિક અજીબ છુ હું ઝરણાની નજીક છું !

અફસોસ છે કે તારી મ્હેફિલમાં હું નથી,
એ વાતનો છે ગર્વ વલણની નજીક છું !

છુ એક ગુનેગાર હું તારી નિગાહમાં,
તો યે હું તારા પાક ચરણની નજીક છું !

ઝબકે છે તારું નૂર મારા અંગ અંગમાં,
તારામહીં છે આગ એ કણની નજીક છું.

ખૂટી ગયો છે માર્ગ સતત ડગમગે કદમ,
'સાગર' મિલનની આખરી ક્ષણની નજીક છુ !

('સ્પર્શ' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : સાગર પ્રકાશન, C/o. સાગર નવસારવી, વકીલ હાઉસ, ઘોટીવાડ, લંગરવાડ પાછળ, નવસારી - ૩૯૬ ૪૪૫. મૂલ્ય રૂા. ૯૦)

## ☐ ભગવતીકુમાર પાઠક

*કાં આંખ કહો કાં નેવાં,*
*એક કોરથી ભાંદર વરસે, એક કોરથી રેવા*

*થરથરતી આંગળીએ અડકી*
*આગ ભરેલી વાવ,*
*પાણી લીલું કાચ થયું કે*
*એવો બન્યો બનાવ,*
*હવડ વાવમાં હજુ બિચારાં ઘૂઘવતાં પારેવાં.*

*એક ચહેરો કરવત થઈને*
*આડું - ઊભું વહેરે,*
*મહીં પેસતાં ચોગરદમથી*
*વળગે જાળાં ચહેરે,*
*દેહ ઉપરના કોષ બધાને ખળખળવાના હેવા.*

('ફૂંવે ફૂંવે ફાલ' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : ધારિણી નીરજ પાઠક, પાઠક ફળિયું, ચોરવાડ - ૩૬૨ ૨૫૦, જૂનાગઢ. મૂલ્ય રૂા. ૭૫)

## સૂર્ય ગઝલ ❑ હરીશ જસદણવાળા

આ કાળે આકાશ ખેડી સૂર્ય આથમતો હતો,
ચાકની ઓઢી પછેડી સૂર્ય આથમતો હતો.

તેજ થોડું રજકણોમાં રહી જવા ઈચ્છે છતાં,
તે જ કિરણોને ઉખેડી સૂર્ય આથમતો હતો.

આજ ભગવા વસ્ત્ર પહેરી સાધુને શરણે ગયો,
ને અલખમાં આંખ રેડી સૂર્ય આથમતો હતો.

વૃક્ષ, પંખી, સાંજ જાણે મૌન થઈને સાંભળે,
કોઈ અંધારાગ છેડી સૂર્ય આથમતો હતો !

('પૂર્વથી વહેતાં કિરણ' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : હરીશ જસદણવાળા, ૭૮, સહકાર પાર્ક, ગાયત્રી સોસાયટી પાસે, લાલપુર. જિ. જામનગર. મૂલ્ય રૂા. ૨૫)

## હરિવરને હું સ્મરું ❑ મેઘબિંદુ

મંદ મંદ એ ધૂપ સુગંધે હરિવરને હું સ્મરું
એનાં ચરણે હૃદય ભાવથી જીવન પુષ્પ ધરું.

કર્મોનો આ પંથ નિરાળો
સમજ પડે ના સાચી
અટવાયો ને મૂંઝાયો હું
ગ્રંથો વાંચી વાંચી

શ્રદ્ધાના સથવારે હું તો ભવસાગરમાં તરું
મંદ મંદ એ ધૂપ સુગંધે હરિવરને હું સ્મરું.

હરિ દર્શનની હૈયે ઇચ્છા
મિલન ઝંખના જાગી
હરિ વિણ મુજને કાંઇ ના સૂઝે
લગની એવી લાગી

પ્રભુ સાક્ષીએ નિયત કાર્ય હું હોંશે હોંશે કરું
મંદ મંદ એ ધૂપ સુગંધે હરિવરને હું સ્મરું

('અનુભૂતિ' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨,. મૂલ્ય રૂા. ૭૫)

# ઝાલર ઝીંડવું રે ◻ મનહર જાની

વંડી પાછળ વરખડીનો છોડ ઝાલર ઝીંડવું રે.

આંબાડાળે ઓંપટ-સોંપટ
બેસે પોપટ સમળી,
પવનપાતળી નજરું બેસે
ઊભડક અવળા સવળી.

લીમડા વચ્ચે ગોટમોટ ગુલમો'ર ઝાલર ઝીંડવું રે.

મુઠ્ઠી ચપટી મૂંઝારો ને
લીલોત્તરી ઘેઘૂર;
આદશ્ય તાદશ્ય અજવાળાની
તલક તાંસળી ધૂળ.

પિંડી પરિયંત પરવાળાની લોબ્ય ઝાલર ઝીંડવું રે.

ફળિયે રાતું ફૂલ ખર્યાનું
મઘમઘતું ઓસાણ;
ભરનીંદરમાં સપનાં
ખોલી બેઠાં બંધ કમાડ.

આંગત પાંગત ઉજાગરાના સોળ ઝાલર ઝીંડવું રે.

('સાંબેલું ચંદણ સાગનું' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : સંવાદ પબ્લિકેશન, ૨૩૩, રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા-૭. મૂલ્ય રૂા. ૫૦)

□ મણિલાલ ગાલા □ કિશોર શાહ

(કચ્છી)

ભાષાના બળને
બહાર કાઢવાની ક્રિયામાં
હું ભીતરના બળને
સાથે એટલા માટે નજીક રાખું છું કે
કહી શકવાની અભિવ્યક્તિની વાત
એ બન્ને બળને વેરવિખેર કરી નાખે છે.

બધું આકળિયા પ્રદેશ જેવું પેદા થાય છે.
દેહ વિના ચેતનાનો સૂનકાર તરે છે.
તે પણ માંડ માંડ ચાલે—બે ચાર મિનિટ
અને ફરી પાછી સમજ ક્રિયા સૂઈ જાય
મારી ઊઠ-બેસમાં
તરસ-ભૂખની નિરાંતમાં.
અને ફરી ક્યારે ઊઠી પડે અપસ્તી.

એ ઊઠવાના બળમાં
હું આખો ટુકડેટુકડા થાઉં છું
જેની અંદરોઅંદર સિવાયેલા દોરા શોધું છું –
દેખાય છે એમના પણ ટુકડેટુકડા
જેઓ અંદરોઅંદર ભેગા થવા માટે
વધુ ને વધુ ટુકડેટુકડા થતા જાય છે.
નસોને કાપતા આવે છે.
લોહીને ખદબદાવે છે.
અક્ષરો જન્મીને ઠરે છે એ લોહીના ગઠ્ઠાઓમાં.

('સંજીરામાં ધરબાયેલ પીડા' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : ઇમેજ પબ્લિકેશન્સ, ૧૯૯/૧, ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨. મૂલ્ય રૂ. ૫૦)

# એક કવિતા કાજે □ શમસૂર રહેમાન □ નલિન પટેલ

(બાંગ્લાદેશ)

જઈને વૃક્ષ કને વિનવું :
દયાવાન વૃક્ષ, કવિતા એક તું આપી શકશે કે ?
વૃક્ષ કહે, આ છાલ મારી છેદી તે મહીં પ્રવેશી મારી મજ્જાએ
જો ભળી જઈ શકે તો
પામી જઈ શકે કદાચ કવિતા એક.

જીર્ણ દીવાલના કાને હું વિનવું :
દીવાલ, કવિતા એક આપી શકશે કે ?
દીવાલ પુરાણી લીલ ઢાંક્યા કંઠે કહે,
આ ઈંટ સુરખીની ભીતરે કણે કણે એની
ભેળો ભળી જઈ શકે જો અશેષ તું તો
પામી જઈ શકે કદાચ કવિતા એક.

એક વૃદ્ધજન કને વિનવું, પ્રણામ કરી, હે પુરાણા, દયા કરી આપશો કે કવિતા એક ?
સ્તબ્ધતાના આવરણને ઉશેટી પ્રાજ્ઞકંઠ બજી ઊઠે –
રેખાવલી મારા મુખની જો
લઈ શકે તોળી
તારા પોતાના મુખાવયવે
પામી જઈ શકે કદાચ કવિતા એક.

કેવળ સ્તબક કેટલાક કવિતાના કાજે
આ વૃક્ષ, જરાજીર્ણ દીવાલ, અને
વૃદ્ધ જનની સંમુખે ઘૂંટણીએ પડી રહેવું મારે ક્યાં લગી ?
કહોને ક્યાં લગી ?

('કવિતા શમસુર રહેમાનની' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન: સરોજિની નલિન પટેલ, ૧૭/૨/૪બી, ચક્રબેરિયા રોડ, (સાઉથ), કોલકત્તા - ૭૦૦ ૦૨૫. મૂલ્ય રૂ. ૧૦૦)

## આંધળી માનો કાગળ ◻ ઇંદુલાલ ગાંધી

અમૃત ભરેલું અંતર જેનું, સાગર જેવડું સત્
પૂનમચંદના પાનિયા આગળ ડોશી લખાવતી ખત,
ગગો એનો મુંબઈ કામે; ગીગુભાઈ નાગજી નામે. ૧

લખ્ય કે, માડી ! પાંચ વરસમાં પ્હોંચી નથી એક પાઈ,
કાગળની એક ચબરખી પણ, મને મળી નથી, ભાઈ !
સમાચાર સાંભળી તારા; રોવું મારે કેટલા દા'ડા ? ૨

ભાણાનો ભાણિયો લખે છે કે, ગગુ રોજ મને ભેળો થાય,
દન આખો જાય દાડિયું ખેંચવા, રાતે હોટલમાં ખાય,
નિત નવાં લૂગડાં પે'રે, પાણી જેમ પૈસા વેરે. ૩

હોટલનું ઝાઝું ખાઈશ મા, રાખજે ખરચીખૂટનું માપ,
દવાદારૂના દોકડા આપણે કાઢશું ક્યાંથી, બાપ !
કાયા તારી રાખજે રૂડી; ગરીબની ઈ જ છે મૂડી. ૪

ખોરડું વેચ્યું ને ખેતર વેચ્યું, કૂબામાં કર્યો છે વાસ,
જારનો રોટલો જડે નહિ તે દિ' પીઉં છું એકલી છાશ,
તારે પકવાનનું ભાણું; મારે નિત જારનું ખાણું. ૫

દેખતી તે દિ' દળણાં-પાણી કરતી ઠામેઠામ,
આંખ વિનાનાં આંધળાંને હવે કોઈ ન આપે કામ,
તારે ગામ વીજળીદીવા, મારે આંહી અંધારાં પીવાં. ૬

લિખિતંગ તારી આંધળી માના વાંચજે ઝાઝા જુહાર,
એકે રહ્યું નથી અંગનું ઢાંકણ, ખૂટી છે કોઠીએ જાર,
હવે નથી જીવવા આરો, આવ્યો ભીખ માંગવા વારો. ૭

(નોંધ : આ કાવ્ય જ્યારે લખાયું ત્યારનો સમય અને એના સંદર્ભો આજે જુદા લાગે છતાંય કેટલીય વાર વાચકોના પત્રો આવ્યા છે કે 'આંધળી માનો કાગળ' અમને ક્યાંથી મળશે ? એમની જિજ્ઞાસાને સંતોષવા માટે આ કાવ્ય પુનઃ મુદ્રિત કર્યું છે. – તંત્રી)



તંત્રીશ્રી,

'કવિતા'ના ઑગસ્ટ-સપ્ટેમ્બર, ૨૦૦૧ના અંકમાં ચંદ્રકાંત શાહની 'જીન્સ મહિમા' અને જયંત મહેતાની 'અંતિમ ક્ષણ' જેવી પુનઃ પ્રકાશિત થયેલી રચનાઓને એક તરફ રાખ્યા પછી બાકીની કૃતિઓમાંથી આ બે કાવ્યો સૌથી વધારે ગમ્યાં : 'આ મારી છાતીમાં કાટકાટ એકલતા'

(મુકેશ જોશી) અને 'વિ-ધુર' (દિલીપ ભટ્ટ).

**'વિ-ધુર' વિશે થોડુંક**

વિષાદમાં ઝબોળાયેલા આ ગીતમાં વિશિષ્ટ પ્રકારની સાદગી છે, જે ભાવકના ચિત્તતંત્રમાં શાંત તરંગો જન્માવ્યા વગર રહેતી નથી.

પુરુષની પત્ની અવસાન પામી ચૂકી છે. પાછળ લાંબુ સહજીવન છે. આગળ છે અજાણી એકલતા. પત્નીના મૃત્યુને હજુ કદાચ એટલો સમય નથી વીત્યો કે એના વગર જીવન સ્વાભાવિક લયમાં ગોઠવાઈ જાય. વિયોગ ઘરના તસુએ તસુમાંથી ટપકે છે. ઘર જ નહીં, સપનાં પણ સ્મૃતિથી રંગાયેલાં છે. પત્ની થાળીમાં ચોખા વીણી રહી હોય એવી સુસ્ત બપોર સપનામાં આવે છે. બારણા વચ્ચે ઊભા રહીને પૂછાતો પેલો પ્રશ્ન પણ સંભળાય છે : કાચી કેરીનું શાક ભાવે ? કવિએ આ બે જ પંક્તિઓમાં પતિપત્નીનો સામાજિક પરિવેશ અને એમના મધ્યમવર્ગીય રંગો સ્પષ્ટ કરી આપ્યા છે.

પછીની કડી ઘણી સુંદર છે : 'જિંદગીની ગોધૂલિવેળા છે ઢૂંકડી, છાના રૂહો જીવ, ન ભાંભરો/ એકલો પડું ને તમે સાંભરો.'

જીવનની જે અવસ્થામાં સાથીની સૌથી વધારે જરૂરિયાત અનુભવાય છે ત્યારે જ એણે વિદાય લઈ લીધી છે. હવે આશ્વસ્ત કરવાવાળું કોઈ નથી. જાતે જ પોતાની પીઠ પસારી લેવાની છે. જાતે જ ખુદના આંસુ લૂછી લેવાના છે.

અંતિમ કડીમાં વિયોગભાવ વધારે ઘૂંટાય છે. કડીના અંતમાં કહેવાયું છે : 'એકલો પડું ને 'અમે' સાંભરો.'

બહુ સૂચક છે આ 'અમે'. દ્વિવચન તૂટીને હવે એકવચન બની ગયું છે. એકલતાની ક્ષણોમાં મનમાં પત્નીનું જે સ્મૃતિચિત્ર ઉપસે છે એમાં પોતાની છબી પણ દેખાય છે- સભર, સંતુષ્ટ. આ સભરતા અને સંતુષ્ટિ હવે ભૂતકાળની બાબત બની ગઈ છે.

કવિએ પુરુષના કારુણ્યને સહેજ પણ લાઉડ બન્યા વિના, બહુ જ સંયતપણે વ્યક્ત કર્યું છે. દિલીપ ભટ્ટને અભિનંદન.

- શિશિર રામાવત

તંત્રીશ્રી,

કવિતા અંક ૨૦૬, ડિસે.-જાન્યુ.નો હાથમાં આવતા જ હંમેશની ટેવ પ્રમાણે સડસડાટ એક જ બેઠકે વાંચી ગયો, અને એના ભાવજગતમાં પણ લટાર મારી આવ્યો. પણ જ્યારે મને એમાંથી એક જ ઉત્કૃષ્ટ રચના પસંદ કરવાનું ઇજન મળ્યું ત્યારે પહેલાં આભાર અને પછી દ્વિધાની લાગણી અનુભવી. આ અંકમાં તો રંગ, રૂપ, સુગંધથી સભર વિવિધ અને વિશિષ્ટ કાવ્યપુષ્પો છે. તેમાં નિનાદ અધ્યારુ, પ્રીતમ લખલાણી, ચંદ્રકાંત સાધુ, ફિલિપ કલાર્ક, લાલજી કાનપરિયા અને અતીતનો પડદો ઊંચકીને શૈશવમાં છબછબિયાં કરાવતું મુકેશ જોશીનું ગીત તથા અછાંદસના પર્યાય સમા શ્રી વિપિન પરીખ ખાસ ઉલ્લેખનીય છે.

પણ એ બધામાં આ અંકની શિરમોર રચના મને લાગી તે છે ડૉ. શ્યામલ મુનશીની 'દાદા'. અરે એનો ઉપાડ તો જુઓ. તેમાં પણ બીજી પંક્તિ 'એક લાકડી ઉપર ઊભો દાદા નામે વડ'થી લઈને અવસાન નોંધમાં પોતાનું નામ શોધતા દાદા 'અણગમતી આ એકલતાનું એ જ હવે ઓસડ' સુધી વાંચતા પાંપણ ભીની થઈ જાય છે. સાચું કહું, હું એવા કેટલાક દાદાજીને ઓળખું છું જેમની મનોવ્યથા, લાચારી, અસહાયતા આ રચનાના દાદાજી જેવી છે. દાદા વ્યક્તિમાંથી વસ્તુ થાય, સમય પણ અજાણ્યા માણસની જેમ વર્તે, પાકેલી ઘડિયાળ- ખાલી બગીચો- ખાલી બાંકડા કે પછી પરીકથાઓ પલકમાં પાનેતર થાય- જેવા સુંદર પ્રતીકો કલ્પનો દ્વારા શબ્દની ત્રણેત્રણ શક્તિઓ સુપેરે ખીલી ઊઠે છે. સાથે જ આપણા માટે દાદાજીની લાગણીનો ચિતાર અભિવ્યક્તિ નહીં પણ અનુભૂતિનો વિષય બની રહે છે. અંતમાં, વ્યંગ્યાત્મક કટાક્ષયુક્ત રચનામાં માહેર એવા ડૉ. શ્યામલ મુનશીએ 'દાદા' જેવી રચના આપી ગંભીર રચના કરવામાં પણ કલમનો ગજબ કસબ દાખવ્યો છે. એમને મારા લાખ લાખ અભિનંદન.

– જયંત બી. દેસાઈ

કવિતા : ઉન્નતિ આત્માની
વર્ષ : ૩૫/અંક : ૩/ ફેબ્રુ.-માર્ચ '૦૨
સળંગ અંક : ૨૦૭
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. **અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેના પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૧૫૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૨૪૦/-, એરમેલ રૂા. ૩૭૦/-, આ અંકના રૂપિયા ૩૦/-.**

બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટ દ્વારા મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું :** સર્ક્યુલેશન મેનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૭૧, મુંબઈ-૧.T.P. 2870831, FAX NO. 022-2874097

**મુદ્રક અને પ્રકાશક :** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

**મુદ્રણ સ્થળ :** મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

## ❑ મુકેશ જોશી

મુબારક તને આ જનમદિન મુબારક
કદી કોઈ નારંગી સાંજે હવાના સરોવર મહીંથી
સુગંધોના ખોબા ભરી તેં ઉછાળ્યા;
હવે મોકલું છું આ કાગળની વચ્ચે
બે ટીપાં, બે ખોબા અને બે જ છાલક......મુબારક તને

પર્વતના હૈયામાં કલ્લોલની વાગતી વાંસળી
એની સાબિતી લઈને વહી જાય ઝરણું
જરા એને ધારીને જો તો ખરી
તને નામ મારું ગમે ને મને પણ.
છતાં સાથમાં એ નહીં છાપવાનું
વિધાતાએ જાતે જ છાપી દીધી એવી કંકોતરી
ભલી આંખ વચ્ચે અનામત જગાએ હું બાંધું છતાં
એક ટીપું વહે ને તણાઈ જતાં તારી યાદોનાં
સ્મારક...મુબારક

શિયાળે પહેલા પ્રહરનો એ સૂરજ,
ચોમાસે ટપટપતી રાતોનો વૈભવ
ને ધખતા ઉનાળે પરબડીનાં સુખો કરું તારે નામે
બધી ખુશીઓ પગમાં પહેરીને ઝાંઝર
ફરે તારે આંગણ ને
ઉલ્લાસથી તરબતર આભ આખું વસે તારે ગામે
લિખિતંગ તારા મધુમાલતી શા
અણિશુદ્ધ એવા ચહેકતા - મહેકતા અને પ્રિય લાગે
એ ચહેરાનો ભાવક.... મુબારક તને......

❑

## ❑ હર્ષદ ત્રિવેદી

### (૧) કાંકરી ખૂંચે છે !

કોઈ સપનામાં ઊગે છે સૂરજની જેમ
અને મારામાં કાંકરી ખૂંચે છે !
પાંપણ ઢળે તો કહે અંધારું કેમ ?
અને મારામાં કાંકરી ખૂંચે છે !

એકાન્તે હોય તોય એકલતા નહીં ને છતાં મેળો કહેવાય એવું કાંઈ નહીં,
આવનારાં આવે ને જાનારાં જાય તોય પડવા દેવાની કોઈ ખાઈ નહીં;

કોઈ બારણું અધૂકડું ખોલી કહે આવ
અને મારામાં કાંકરી ખૂંચે છે !
પછી બે કાંઠે છલકાતું આખું તળાવ
અને મારામાં કાંકરી ખૂંચે છે !

મળવાનું સહેલું પણ ભળવાનું અઘરું ને ખોવાવું એ જ ખરો ખેલ,
ઠરવાનાં ઠેકાણાં હડસેલે દૂર ક્યાંક મળવાનો એવો પણ છેલ

કોઈ માંડે છે મધરાતે મીઠી રમત
અને મારામાં કાંકરી ખૂંચે છે !
પછી ખીણમાં ધકેલાતો આખો વખત
અને મારામાં કાંકરી ખૂંચે છે !

❑

### (૨) ઘાટ ઘડે છે

હોઠે ક્યાં કંઈ નામ ચડે છે ?
હૈયા ઉપર હાથ ધરું ત્યાં નખની નોખી જાત જડે છે !
હોઠે ક્યાં કંઈ નામ ચડે છે ?

તમે તમારે દેશ ગયાં અહીં નેસ વલખતો મારો,
કદીક ઊંચું કરી નેજવું દેખે રાહ તમારો;
કંકુના લીંપ્યા આંગણમાં કોના પગની છાપ પડે છે ?
હોઠે ક્યાં કંઈ નામ ચડે છે ?

ગીત અમારા હોઠે મૂકી આવું કાં ગવરાવો ?
વખત વખતના વહ્યા વાયદા, આવું કાં કવરાવો ?
મનનો મૂંગો મનખો મારો મનેગમતા કૈં ઘાટ ઘડે છે !
હોઠે ક્યાં કંઈ નામ ચડે છે ?

❑

## બપોર ▫ હિતેન આનંદપરા

તપ્ત થયેલી બપોર
ઝાળઝાળ આકાશ આરોગે
વિયોગે વિલાતી ક્ષણોના સાન્નિધ્યમાં.
સૂર્ય-
તેના તેજોમય સ્વરૂપથી અહંકારિત
ભડભડ બાળે સૃષ્ટિને.
પડછાયાઓ માણસ કરતાંય ટૂંકા
ભટકે અહીં તહીં
તરસના કાળા ફિણાઉ પરપોટા ઓઢી.
પીળાં પડી રહેલાં પાંદડાં
પીઠની લીલાશ બચાવવામાં વ્યસ્ત.
મરણોન્મુખ ઊભેલું ઘાસ
ખેતરની કોરે ઊભેલા બળદને
ચસચસ ચાવે.
ગરમ લૂ વાગોળતું મુખ
વરાળ ફેંકે.
ઊના ઊના દેહથી દાઝી ગયેલી હવા
હાંફતા અવાજે પૂછ્યા કરે;
રગોમાં વહી રહેલો સૂર્ય ક્યારે આથમશે ?
▫

## ▫ દિનેશ કાનાણી 'પાગલ'

આ ચરણને હાંફતા રાખી શકે
તું અધૂરી વારતા રાખી શકે
તું જ મારી આંખ સામે ઊઘડે
ને પછી પણ દૂરતા રાખી શકે !

▫

## સઘળું કેવળ તૂત છે ! ❑ વિનોદ ગાંધી

એક જ પીંછું ખર્યું છે પંખી, પાંખ પૂરી સાબૂત છે,
ફરવું, તરવું, ઊડી જવું, આ સઘળું કેવળ તૂત છે!

ઊડવાથી આકાશ મળે છે?
ના ઊડવાથી ડાળી?
તમે ખબર છે, હાથ એટલે
ત્રીજી ગયેલી તાળી?

આ સંદેશો ફેલાવા નીકળ્યું? ઓ પંખી, તું દૂત છે?
ફરવું, તરવું, ઊડી જવું - આ સઘળું કેવળ તૂત છે!

પવન, પવનનો ઝોલો, આવી
કોણ રચે છે માયા?
વૃક્ષ મરે, એ સાથે એની
મરી જાય છે છાયા,

તું જાણે છે આ સઘળું કોનું, ભુલામણું કરતૂત છે?
ફરવું, તરવું, ઊડી જવું - આ સઘળું કેવળ તૂત છે!

બેસ, આવ, બાકીની વાતો
ચાલ, તને સમજાવું,
પળનો, ફળનો વગર લખ્યો
ઇતિહાસ તને વંચાવું,

પછી જાણજે, નકશામાંથી ગતિ, દિશા નાબૂદ છે!
ફરવું, તરવું, ઊડી જવું, આ સઘળું કેવળ તૂત છે!

❑

## ❑ સુ.દ.

ચામડાનાં ચૂંથાઈ ગયેલાં ચુંબનો
અને હરામ હાડકાંનાં હડકાયાં આલિંગનોથી
થાકી ગયેલી રતિએ
*કામદેવ સાથે કાયદેસરનો ડાયવૉર્સ લઈ લીધો છે*
એની ખબર
બહુ ઓછાં દંપતીઓને પડે છે
❑

## એકાન્તને ગાતું કરી ❑ દિલીપ જોશી

સૂર્ય જેવો છે પુરાવો એટલું સમજાય છે.
તું મળે કે ચોતરફ અજવાસ થાતો જાય છે!

શક્ય છે એ આવશે એકાન્તને ગાતું કરી,
સાંજની લ્હેરો ઊઠે ને મર્મરો મલકાય છે!

કૈં અલગ અસ્તિત્વ હોવું જોઈએ તખ્તા ઉપર,
આપમેળે ક્યાં સમયની નોંધ પણ લેવાય છે!

પંખીઓ, પુષ્પો, નદી, ઝરણાં, પહાડો બોલશે,
દશ્યમાં શૈશવ ઝબોળી અર્થ આકારાય છે!

જે સ્વયંથી પાર પ્હોંચી જાય છે ઊંડાણમાં,
વિશ્વ એને ટેરવાની ટોચ પર દેખાય છે!

રાતનું જ્યારે રૂપાંતર સ્વપ્નમાં થાતું રહે,
ત્યાં નવેસર જિંદગીનું પૃષ્ઠ આલેખાય છે!



## શમણાં ❑ લાલજી કાનપરિયા

આણીકોર શમણાં, ઓલીકોર શમણાં; વચમાં લોચનિયાં લાચાર
માગીએ તો મબલખ કાંટા મળે અહીં, ફૂલો તો કેવળ બે-ચાર!

સૌના નસીબનો હિસ્સો લઈને સૌ
ભજવે છે જીવતરનો વેશ
ચાંદરણું હોય ભલે ચાર જ દિવસોનું
પણ આવે છે સાલ્લો ટૅસ!

મેહુલો તો આજકાલ વરસે છે ક્યાં? લાગણીઓ વરસે ધોધમાર!
આણીકોર શમણાં, ઓલીકોર શમણાં; વચમાં લોચનિયાં લાચાર.

પંખીઓ આજકાલ મૂંગાં મંતર
અને ઝાડવાંએ પાડી હડતાળ
બાઈ મીરાં મશગૂલ છે ભજનુંની ધૂનમાં,
નરસિંહ બજાવે કરતાલ!

મનવાને મુગતિ નથી આ પાર કે મુગતિ નથી પેલ્લે પાર!
આણીકોર શમણાં, ઓલીકોર શમણાં; વચમાં લોચનિયાં લાચાર.



## ❑ ધ્વનિલ પારેખ

(૧)

શહેર આખું તરબતર વરસાદમાં,
કોણ? ક્યાં છે?- શું ખબર વરસાદમાં?

પૂર આવે એટલું પાણી છતાં,
તું વરસતી માપસર વરસાદમાં,

વૃક્ષ નીચે આશરો જ્યારે મળે,
હોય જાણે એક ઘર વરસાદમાં.

એક-બે ટીપાં પડીને શાંત છે,
કોની છે આ કરકસર વરસાદમાં?

❑

(૨)

હાથતાળી રોજ આપી જાય છે સપનું,
એક ચહેરો સાવ ભૂંસી જાય છે સપનું.

દોસ્ત! એને પામવાનો છે સહારો તું,
હું લગોલગ છું ને નાસી જાય છે સપનું.

કાચ જેવાં આંસુનું દર્પણ બનાવીને,
કેટલાં પ્રતિબિંબ તોડી જાય છે સપનું.

આંખ જેવા સાંકડા મેદાનમાં યુદ્ધો,
એટલે તો દોસ્ત! હારી જાય છે સપનું.

રોજ તારી આંખમાં આવીને શું કરવું?
દોડતાં ક્યારેક હાંફી જાય છે સપનું.

❑

## ❑ દિનેશ કાનાણી 'પાગલ'

અંધકાર
દિલમાં હતો
ને
દીવો પ્રગટાવવા
ચાલ્યાં મંદિરમાં!

❑

## આડા-ઊભા સરવાળા...

**❑ લાલજી કાનપરિયા**

આડા-ઊભા સરવાળા ને સરવાળે તો મીંડું રે,
અટકળના ખેતરમાં પાડ્યું કોણે મોટું છીંડું રે?

આ સપના જેવી ચીજ હવે છે સો ટચનું સોનું રે
સ્મરણોની કેડી પર પગલું પડી ગયું છે કોનું રે?

નજરું ઊભી બારસાખમાં, કેમ બારણાં ભીડું રે?
આડા-ઊભા સરવાળા ને સરવાળે તો મીંડું રે.

દરિયાને પણ દરિયો કહેતાં સજા મળે મૃગજળની રે
નીકળ્યું છે એક ચાતક કરવા શોધ હવે વાદળની રે.

એકલતાનો દેશ જીતવા કોણ ઉઠાવે બીડું રે?
આડા-ઊભા સરવાળા ને સરવાળે તો મીંડું રે.

કોમળ કોમળ દંતકથાઓ ફૂલો થૈ ઊઘડતી રે
રવરવ લાગણીઓ આ કોની અંધાધૂંધ રઝળતી રે?

છે ડગલે પગલે અંગારા તો કેમ કરીને હીંડું રે?
આડા-ઊભા સરવાળા ને સરવાળે તો મીંડું રે.



## મારા જીવનની અખિલાઈ

**❑ જોર્જે લુઇ બોર્જિસ ❑ સુ.દ.**

(સ્પૅન) (૧૮૯૯-૧૯૮૬)

અહીં ફરી પાછા યાદગાર હોઠ, અનન્ય અને તારા જેવા
યાતનાના પડછાયામાં ઊભો છું અને સુખની લગોલગ જતો રહ્યો છું
મેં પાર કર્યો છે પારાવાર
ઓળખ્યા છે અનેક દેશ-પ્રદેશ
એક સ્ત્રી અને બે-ત્રણ પુરુષોને જોયાં છે
નીરવતાભરી ગોરી અને મિજાજી કન્યાને
મેં જોઇ શહેરની તીક્ષ્ણ ધાર



❑ સલીમ શેખ 'સાલસ'

ધારણા ખોટી ઠરે એવું બને
ગત સમય પાછો ફરે એવું બને

જે ગણીને અવગણે છે આજ પણ
એ જ તમને કરગરે એવું બને

મનવટો દીધા પછી પણ એમનાં
સંભારણાંઓ ઘર કરે એવું બને

સાવ તકલાદી સંબંધોનું નગર,
એક જણ દર્પણ ધરે એવું બને

ગાડું દોડાવો તમે શ્રદ્ધા થકી
ગામ આખુંયે ફરે એવું બને

ગાંઠ વાળી મેલજો રૂમાલને
શૂર બોલ્યા પણ ફરે એવું બને

❑

○ પન્ના નાયક

આજથી બધાં બારણાં બંધ
નથી કોઈનો હાથ જોઈતો : નથી જોઈતો સ્કંધ

પ્રેમ મારો હવે આંધળો નથી
પ્રેમ નથી હવે બ્હેરો
પ્રેમની પાસે નથી કોઈ
ઉછીના લીધેલો ચ્હેરો
કાખઘોડી લઈ ચાલવું પડે એવી જિંદગી નહીં અપંગ

અપેક્ષા તો ઓગળી ગઈ
પીગળી સકળ માયા
સપનાં જેવાં સપનાંઓ પણ
લાગતાં જાય પરાયાં
હું તો મારે માણ્યા કરું સંગ વિનાનો સંગ

❑

## ઉપહાસ જેવું ☐ વજેસિંહ પારગી

કોઈ દાવાનળ વચાળે ઘાસ જેવું,
આપણું હોવું અહીં ઉપહાસ જેવું.

પંડ માટી ને જગત છે ઊંડો દરિયો,
ક્યાં મૂકીએ આપણે વિશ્વાસ જેવું.

મોરવું ફળવું-બધું છે દોસ્ત પળભર,
નિત્ય નૂતન હોય ના મધુ માસ જેવું.

માત્ર તણખા છે અને છે દાઝવાનું,
કોઈ ચકમકમાં નથી અજવાસ જેવું

એમ બદલાયાં સમયની સાથે સગપણ,
હોઉં ઘરમાં ને લાગે વનવાસ જેવું.

રેત પર પગલાં છીએ, ભૂંસાઈ જઈશું,
આવે આંધી કે છો રૂકે શ્વાસ જેવું.

☐

## કલકત્તા ☐ મનોતોષ ચક્રવર્તી ☐ સુ.દ.

(બંગાળી)

ભિખારણ પ્રત્યે એક ભિખારીનો પ્રણય-સંકેત
આ દૃશ્યને હૃદયમાં લઈને લેટી રહી છે
રાત્રિની ફૂટપાથ

મધરાતે પાછો ફરીને એકલો હું,
- આ દૃશ્ય
નીંદમાં - સ્વપ્નમાં એકાકાર

ભિખારણ કલકત્તા
હું એનો પ્રણય-ભિખારી
☐

## દરયો સુંદર ❑ મીરા આસિફ

કોરો કાગળ લખવા બેઠો,
સગપણ તાજાં કરવા બેઠો!

દર્પણ સામે જાત ધરી ને,
આપસમાં એ મળવા બેઠો!

નામ કદી પૂછી જોયું તો,
મનમાં અમને ઘખવા બેઠો!

સાંજે બચપણ યાદ કરીને
પાંચીકાથી રમવા બેઠો!

દરિયો હોડી મોજ હલેસાં,
દરયો સુંદર ગણવા બેઠો!

ફાની દુનિયા જીવ નઠારો,
આસિફ આ શું કરવા બેઠો!

મીરા તમને યાદ કરીને,
સાત સમન્દર તરવા બેઠો!

❑

## ઘરસફાઈ ❑ મહેશ દવે
❑ નિક્કી ગીઓવાન્ની (આફ્રો-અમેરિકન)

ઘરસફાઈનું કામ મને હંમેશાં ગમ્યું છે
બાળક હતી ત્યારેય કબાટો આમતેમ ખસેડી સરખા કરતી
છાજલીઓ પર નવા કાગળ પાથરતી
ફ્રીજને અંદરથી બહાર ધોઈ કાઢતી
કમનસીબે આ આદત મારામાં ઊતરી આવી છે
ને હવે જોઉં છું કે
(સાફસૂફી કરી) તને મારી જિંદગીમાંથી કાઢવો જ રહ્યો.

❑

## મારા 'હું'ની બહાર...

**❑ યોસેફ મેકવાન**

મારા 'હું'ની બ્હાર ગયો જ્યાં લગાર,
મીઠું અદીઠું અચરજ દીઠું
ચારેકોરે છે મારો વિસ્તાર !
મારા 'હું'ની બહાર ગયો જ્યાં લગાર,

જંગલ-જંગલ ફૂલ પાનમાં
વાંચું આઠ પ્રહરને,
પ્હાડોની પંક્તિઓ પઠતો
નદી - નાદને ઝરણે,
દરિયા પર ઊર્મિમય ઊઠતી
માણું ગીત લહરને !
પરી સરીખી હવા વિહરતી હશે શોય આકાર !
મારા૦

શું છલકાયું, શું મલકાયું
ભેદ ભુલાયો જાચું,
હુંય મને વળગ્યો તો વળગ્યો
એય એટલું સાચું,
સહુમાં સળવળ સળવળ થાતા
શૂન્ય શબદને વાંચું,
પ્રથમ વાર મેં પરખ્યો મારો થયેલ ભાગાકાર...!
મારા૦



**❑ સુ.દ.**

રેશમને ઓળખું છું : ખંજરને ઓળખું છું
આ આવરણની પાછળ અંદરને ઓળખું છું
આકાશનો પરિચય પૂરતો મને છતાંયે
વર્ષોથી પાળેલા આ પિંજરને ઓળખું છું



પ્રિય સુરેશભાઈ,

'કવિતા' અંક નં. ૨૦૭નો નિર્ણય મને સોંપવા બદલ આભાર. બધાં કાવ્યોમાંથી પસાર થતાં કવિ હરેશ કાનાણીની રચના 'નામ' મને સવિશેષ ગમી છે. કવિને અભિનંદન.

- કેતન મહેતા

## શિશુ અવતરણ ☐ મનહર જાની

ઓરડાની ઓટમહીં આવ્યા જુવાળ
અને ઓસરીએ પૂર ગયાં રેલી
ફીણ ફીણ ઊછળતું કજિયાનું રૂપ જોઈ
ફૂલ જેમ ઊઘડતી ડેલી.

મૂગા મંતર સાવ પારણાના પોપટને
કેસૂડિયો રંગ ગયો લાગી
હીંચકાની દોરીના હેલ્લારે હળુહળુ
વહાલપની વાંસળીઓ વાગી

સુકોમળ વળગણીએ ભીનાં બાળોતિયાંની
નીતરતી ધોધમાર હેલી.

દાદાના ડંગોરે ઘોડાયું ઊભટી
ને શેરીમાં ડાબલા રેવાલ
સોનેરી સાંજના ઊડતા ઉજાસનો
દાદીની ગોદમાં ગુલાલ

ઓળઘોળ નીંદરનું સુખ અને અધખૂલાં
પોપચાંમાં ચાંદની છકેલી.

☐

## એક મૂરખને એવી ટેવ ☐ રમણલાલ વ. દેસાઈ

એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ.
બીજો મૂરખ ભેગો થયો, પથ્થર મૂર્તિ તોડી રહ્યો.
છરી કટારીનું બહુ જોર, તોર તુમાખી મારે શોર,
તિલક કરતાં ત્રેપન વહ્યાં, ત્રેપનમાંથી ત્રણસેં થયાં.
હજાર મર્યો ભેગાં રહ્યાં, એ સઘળાં અંધારે ગયાં.
સામે સામા બેઠા ઘુડ, જ્યાં જોઈએ ત્યાં ફૂડેફૂડ.
નીર બન્યા જાણે એ મલ્લ, તીરતમંથા આવી ભલ્લ,
નામ ધરમ, ધિંગાણાં કર્યાં, નિર્દોષોના પ્રાણ જ હર્યા.
શૂર ચઢાવી મારે ભાઈ, અખાને મન બધા કસાઈ.

(જપવાંધાંધી)

☐

❑ સુ. દ.

હું તો તમને ખત લખત પણ 'દેશમાં ડાકઘર નથી'*
શ્રી-સમૃદ્ધિ કશુંય નથી ને કયાંય પણ ઇશ્વર નથી

પરદેશમાં અહીં વતન - ઝુરાપો
નથી શિકારો, નથી તરાપો
જોજન દૂર છે સ્વજન, સજનવા
કેમ કરીને અંતર કાપો ?

તાપ- સંતાપના તાંડવમાં ક્યાંય શીતળ લહર નથી
હું તો તમને ખત લખત પણ 'દેશમાં ડાકઘર નથી'

નિર્લજ્જ રાજકારણને કારણ
કાશ્મીર કટકે કટકા
દાલ સરોવર સુકાઇ ગયું
ને કપાયા દસકે દસકા

સામસામે લશ્કરના ખીલાઃ અનંતના અક્ષર નથી
હું તો તમને ખત લખત પણ 'દેશમાં ડાકઘર નથી'

ચિનાર વૃક્ષો, કેસરનાં ખેતર
જેલમની ઝીણી યાદ
પાનખરની આ સમી સાંજનો
હૈયે ભર્યો વિષાદ

રક્ત-હિમનો સૂરજ ઊગે ને ધરતીમાં અત્તર નથી
હું તો તમને ખત લખત પણ 'દેશમાં ડાકઘર નથી'

(* કાશ્મીરી કવિ આગા શાહીદ અલીના કાવ્યસંગ્રહ - શીર્ષક 'The Country Without A Post office' પરથી.)

❑

❑ દિનેશ કાનાણી 'પાગલ'

એક ઘટના એવી ઘટી
ડૂસકાં ભરે કંકાવટી
❑

## તો જ રસ પડે ▫ નીતા રામૈયા

ચાર સુખની તો પાંચ દુઃખની વાત થાય તો જ રસ પડે
રાજા રાણી ગુલામની વાતમાં ક્યાંક આંટી પડે તો જ રસ પડે
કહે છે
રાજા જમશેદે ખૂબ જમાવ્યું'તું ઇરાનમાં
(ને તેમ છતાંયે)
કહે છે
રાજા એલેક્ઝાંડરે બતાવી દીધો પંજાનો પરચો
(ભર્યો હશે બરફ તેના કાળજે)
ને પાડ્યું પર્સીપોલિસમાં બાકોરું
(શું ભલભલો રાજાયે હતો હીણો ભીતરે ?)
હડપ કરી ઇરાનની પ્રાચીન રોશની
(હવે તો હજાર ફાનસ લઇને ઊભા રહો તોપણ
જે ગઇ તે પાછી આવવાની નથી)
આભની ઊંચાઇએથી રાજા પડે તો
કેવો પછડાય કેવો પડે
પર્સીપોલિસને નજરે જુઓ નહીં તો સમજ કેમ પડે

ચાર સુખની તો પાંચ દુઃખની વાત થાય તો જ રસ પડે
રાજા રાણી ગુલામની વાતમાં ક્યાંક આંટી પડે તો જ રસ પડે

કહે છે
એલેક્ઝાંડર તો મહાન રાજા હતો
તેની પત્ની જ હતી ખરાબ
(દરેક પત્નીની જેમ)
કહે છે
રાજાને ચીંટિયો ભરીને ઉશ્કેર્યો
પર્સીપોલિસનો નાશ કરવા
બાકી, કહે છે, એલેક્ઝાંડર તો મહાન રાજા હતો
તેની પત્નીને ઇર્ષા આવી
જમશેદ રાજાના મહેલના ઠાઠમાઠની
(કહે છે, આ પત્ની જ ખરાબ, સ્ત્રી હોવાને કારણે)

ચાર સુખની તો પાંચ દુઃખની વાત થાય તો જ રસ પડે
રાજારાણી ગુલામની વાતમાં ક્યાંક આંટી પડે તો જ રસ પડે

સંદર્ભ- નોંધ : ઈરાનની દક્ષિણે આવેલા શહેર શીરાઝના સીમાડે પર્સીપોલિસમાં રાજગાદી ધરાવતા રાજા જમશેદને ઈરાનના સૌપ્રથમ બાદશાહ ગણવામાં આવે છે. જમશેદના જમાનામાં પર્સીપોલિસ સમૃદ્ધિ ને જાહોજલાલીની દષ્ટિએ મધ્ય એશિયા તેમ જ યુરોપમાં શ્રેષ્ઠ નગર ગણાતું. ઈતિહાસકારોના મત મુજબ રાજદ્વારી દ્વેષ અને અસહિષ્ણુતાને કારણે ગ્રીક રાજા એલેક્ઝાંડરે રાજા જમશેદે બાંધેલા ભવ્ય સુંદર પર્સીપોલિસનો ધ્વંસ કર્યો. કેટલાક ઈતિહાસકારોના મત મુજબ પત્નીની ઉશ્કેરણીને કારણે એલેક્ઝાંડરે પર્સીપોલિસને જમીનદોસ્ત કર્યું. આજે પર્સીપોલિસના અવશેષો જોવા મળે છે.



## અનામી પ્રવાસ ▢ જેમ્સ લાફલિન ▢ સુ.દ.

(અમેરિકન)

અમે જ્યારે પ્રેમ કરીએ છીએ
ત્યારે એ બિડાયેલી આંખે
જાય છે ક્યાં ?

આમ તો એ મારા પડખામાં હોય છે
પણ એ ત્યાં નથી હોતી

હું સ્પર્શું છું ત્યારે એ કંપે છે
પણ કશું કહેતી નથી

એક રાતે મેં એને પૂછ્યું
કે તું ક્યાં પ્રવાસે નીકળી પડી હતી !

આ વખતે એ માત્ર હસી
અને એટલું જ કહ્યું : ચિંતા ન કરો
હું તમારાથી સ્હેજ પણ દૂર નહીં રહું

જે પ્રદેશમાં હું જઈ આવી
એ તો હતો
તમે મારે માટે લખેલાં
કાવ્યોનો પ્રદેશ



## ▢ પ્રીતમ લખલાણી

ક્યાંક
એકાદ બંગલાની
બાલ્કનીની આરામ ખુરશીમાં
કોઇક વૃદ્ધને
પુસ્તકમાં
ગળાડૂબ ડૂબેલ જોઇને
હડિયાપટ્ટી કરીને હાંફી ગયેલ
સૂર્યના સાત ઘોડાને
ઘરે પાછા ફરવાનું
મન થઇ આવતું હશે ?

▢

સાત ઘોડાના
ડાબલા કાને પડતાં જ
શહેર સાથે
સંતાકૂકડી રમતા
ધુમ્મસે
સૂર્યસંગે દોડી જવા
રમત અધૂરી મૂકી દીધી !

▢

મીરાં
ક્યાંય
શબ્દનો ભાર ન હતો
એટલે જ
તને લખવા રાખેલ
કોરા કાગળમાંથી
બતાવેલ હોડી
ઠેઠ સામે કાંઠે તરી ગઇ !

▢

## ઇચ્છા ▢ સાફો ▢ સુશી દલાલ

(ગ્રીક, સાતમી સદી)

મને દેવતાઓ જેવો એ દેખાતો
જે તમારી સામે બેસીને
મધુવાણી સાંભળતો.

સાચું કહું છું
તમારું એ ઉત્સાહભર્યું હાસ્ય
ભયથી મારું હૃદય કંપાવી દે છે.

તમારી કેવળ એક ઝલક
અને તમારી વાણી
મારી ક્ષમતાની સીમાથી બહુ દૂર છે

મારી જીભ
ટુકડે-ટુકડા થઇ જાય છે
એક જ્વાળા તન અને મનને દઝાડે છે

એ પળે
મારી આંખો જોઇ નથી શકતી કંઇ પણ
કાનમાં મૃદંગ વાગવા લાગે છે

શીતલ સ્વેદ જકડી લે છે
મને આવીને
કંપન થવા લાગે છે મારા અંગેઅંગમાં

જેમ ગરમીમાં ઘાસ પીળું પડી જાય છે
મને લાગે કે
મૃત્યુની બિલકુલ લગોલગ છું.

ભાગું
ના, આ ખતરો જાતે જ ઉઠાવવાનો છે.

▢

## એડના સેઇન્ટ વિન્સેન્ટ મિલે ▢ અવનીશ ભટ્ટ

(અંગ્રેજી)

વહેતો સમય મનને શાંતિ નથી આપતો,
સમયનાં ઓસડિયાંનાં આશ્વાસન કેટલાં ઠાલાં છે !
આજેય ચોધાર વરસતો વરસાદ
એને વરસાવે છે,
દરિયાનાં ઓસરતાં પાણીની સાથે
એની પાસે દોડી જવા માંડું છું
આ પર્વતોનાં પડખેથી બરફ ઓગળવા માંડયો છે,
વીતેલી પાનખરનાં પાંદડાં
તાપણામાં બળે છે,
પણ મારા મનને વીતેલા સમય અને પ્રેમનો
બોજ પીડે છે.
ક્યાં જાઉં ? હું ક્યાં જાઉં ?
એકે ખૂણો નથી જે એનાં સ્મરણોથી ન ઊભરાતો હોય

અજંપામાં જઇ ચડું ક્યાંક,
"બસ ! અહીંયાં એ કયાંય નથી !"
અને ત્યાં જ એનાં સ્મરણોની
ભરતીમાં થઇ જાઉં સ્તબ્ધ
▢

## વેશ્યાની પ્રાર્થના ▢ ઓશુ ▢ અવનીશ ભટ્ટ

(જાપાનીસ)

પ્રેમના અતિરેકથી મારું મોત આવે
તો
મારી કબર પર બેસી વિલાપનાં ગીત ગાજે,
કોયલરાણી !
▢

## 'એક ક્ષણ પેદા થશે, સંજીરામાં રહેશે' □ મનીષા જોષી

કચ્છમાં રબારી જાતિની મહિલાઓ ઘરની માટીની દીવાલો લીંપીને આભલાથી શણગારે તેને ખડીકામ કહે છે. આવા સુશોભિત ઘરમાં એક માટીનો પટારો જરૂર હોય છે. તેની અંદરની કીમતી જણસમાં હોય ભરત ભરેલી ઓઢણીઓ. આ સંજીરાનું મને શરૂઆતથી જ કંઈક અલગ જ આકર્ષણ રહ્યું છે. મણિલાલ ગાલાનો કાવ્યસંગ્રહ 'સંજીરામાં ધરબાયેલ પીડા' જોતાં જ સંજીરાની એ ભાત માનસપટને ડહોળી ગઈ. પછી તો કાવ્યસંગ્રહનાં પાનાં ઊથલતાં રહ્યાં અને કચ્છમાં જેમ રબારી, ઢેબરિયા, જત, મૂતવા એમ જુદી જુદી જાતિનાં આગવાં ભરતકામ ઊડીને આંખે વળગે તેમ એક એક કવિતા કચ્છના પરિવેશને ઉકેલતી દોડી ગઈ ખારા પટ પર ખડીર જવાને રસ્તે.

કોઈ લેખકને તેના પરિવેશથી અલગ પાડીને જોઈ શકાય? હા, પણ મણિલાલ ગાલા ખેતી કરે છે, જમીનમાં ઊંડે સુધી ખૂંપેલા માણસ છે અને તે જ્યાં રહે છે તે કચ્છ એક એવો મલક છે કે અહીં પરિવેશ પ્રભાવશાળી ન બને તો જ નવાઈ. સૂકા બાવળ, કાંટા અને ખેરનાં ઝાડના મલક કચ્છને જાણનાર સૌ જાણે છે કે અહીંની રીત સ્થળાંતરની છે.

રતિ ઊપજે ત્યાં 'રહેવાનું નથી, જતના પખા" ઉપાડીને રબારીઓની પોઠ ભેગા ભટકવાની પરંપરા કવિ જાણે છે અને એટલે જ સમગ્રપણે કાવ્યોમાં મૂળથી વિખૂટા એકલવાયા જણનો અવાજ સંભળાયા કરે છે. કચ્છ હોય કે મુંબઈથી દેશવટો લીધાની ઘડી હોય, સીમ સુધી કોઈ મૂકવા નથી આવતું અને જ્યાં પહોંચો ત્યાં પાદરે તેડવા આવનાર પણ કોઈ ન હોય. ડંખેલ વાઝિયા ઘઉંને પાણીમાં ભીંજવતા, ઘનેડાંનાં ફોફાં તરે એમ કવિની નજર સામેથી શહેર શું, કાળ પણ પસાર થઈ જાય છે.

પ્રાગૈતિહાસિક સંસ્કૃતિનાં દટાયેલાં ગામ, ધોળાવીરાની વાત કરતાં કવિ પૂછે છે, "કોટની વચ્ચોવચ્ચ અંદરોઅંદર પાલર" પાણી ભેગું થઈને જે તળાવડી બનતી હતી તે કોણે દાટી દીધી?"

અહીં પાલર પાણી, કચ્છની તરસનું બળકટ પ્રતીક બનીને પ્રયોજાય છે. સૂકા હમીરસરના પટમાં દટાયેલો શ્વાસ, શેરીના સૂનકારમાં કાલાં ફોલતા હાથ, ભોરિંધાંનાં સૂર, પાગલ ફકીરની હોંભા, ચાનો ઘૂંટ પીતી મરિયમ, છતરડી તરફ જતો બાવો જેવા કેટલાંય પ્રતીકો કચ્છની ગલીઓ, લોકો, નિરાંત અને સાદગીને જીવંત બનાવી દે છે.

પોપટના શ્વાસ સાથે બંધાયેલા અને વિષ ભરેલા તળાવનું પાણી પીને ખુદને દગો દેતા સરદારની કવિતામાં જાતથી ભાગવાની વાત રસપ્રદ બની છે. જોકે, હોડીની વાર્તા કહેતા લેખકની કવિતામાં બધુ બાધે નામને લીધે કવિતા બોલકી બની જાય છે અને વિચારની અસર ખોવાઈ જાય છે. ખૂટતી જતી શબ્દરમત અંગે કવિ સભાન છે એટલે અહીં દરેક કવિતામાં ભીતરના બળ અને ભાષાના બળ વચ્ચેનું દ્વંદ્વ ખાસ ડોકાય છે.

'સભધજી છાઈમેં આધીમ સેકારી
કેંની જુવ્યો વો?'
(શબ્દના છાંપરામાં આદિમ શિકારી, ક્યારે જીવ્યો હતો?)

કચ્છી ભાષા બોલવામાં જેટલી મીઠી છે તેટલી જ લખવામાં મુશ્કેલ.મૂળે બોલચાલની આ ભાષામાં સાવ પોતાની કહેવાય તેવી એક તોછડાઈ પણ છે. અહીં આ ભાષા પ્રાદેશિકતાથી ઉપર ઊઠી છે અને કિશોર શાહનો અનુવાદ પણ

સ્તરીય બની શક્યો છે.

મણિલાલ ગાલાનાં કાવ્યો વાંચતા એમ લાગ્યું કે ખારા પટમાં વસતા જીવને, તેની આસપાસ એક ઝાકળિયો પ્રદેશ પેદા કરી લીધો છે. વસવાની ભૂગોળનાં વા-પાણી મૂળથી જુદાં કરે પણ દૂરથી ક્યારેક અહીં છુપાવા આવવું પડે છે સંજીરામાં.

* પખા : જત લોકોનાં તરત સંકેલીને સ્થળાંતર કરી શકાય એવાં ઘર
* પાલર પાણી : વરસાદનું એકઠું કરેલું પાણી
* ભોરિંધો : માટીનું બે કાણાંવાળું વાજિંત્ર
* હમ્ભા : કચ્છના વહાણવટીઓના ગીતનો એક પ્રકાર

❑

## ઝબકારો ❑ ધીરુ પરીખ

(વનવેલી)

વીજળીના ઝબકારે પાનબાઈ મોતી પરોવવા જાય :
કીટલીમાં ઊકળતા પાણી પર ઢાંકણ હાલે ને
એના ઝબકારે વરાળયંત્રનો મંત્ર મળી જાય,
બાથટબે ઝંપલાવે કાયા, થોડું પાણી છલકાય -
વિશિષ્ટ ઘનતા 'યૂરેકા યૂરેકા'થી ત્યાં બહાર દોડી જાય
સુવર્ણની સેળભેળ રાજાના મુકુટે છતી થાય,
વિજ્ઞાન ને રાજજ્ઞાન બન્ને હરખાય !

ઝબકારો હોય પછી વિજ્ઞાન કે વીજળીનો
કર્મ અને ભક્તિની ક્ષણ ઝળહળીનો
મીરાં હો કે માદામ ક્યૂરી હો
ચૈતન્ય ને ચંડીદાસ
નરસિંહ અને નામદેવઃ
વાલ્મીકિ કે વ્યાસ
હોમર, વર્જિલ કે ડૅન્ટિ,
કાલિદાસ, શેક્સપિયર, એલિયટ કે ઑડેન,
બુદ્ધ હો કે કાન્ટ કે પછી ઉ-થાંટ,
બર્ટ્રાન્ડ રસેલ હો કે આર્નલ્ડ ટૉયમ્બીઃ
પરોવવા મથ્યાં સહુ ઝબકારે મોતી
નિજ કર્મ-ભક્તિના જ ઇષ્ટદેવ સોતી
ગોતી ગોતી મોતીની એ માળા
સભ્યતાની મૂરતની ગ્રીવામાં એ
સદી પછી સદી પછી સદી પછી સદી
કદીય ન ઝંખવાશે સ્હોતી

❑

## જૂની ટેવ □ નિક્કી જીઓવાની □ અવનીશ ભટ્ટ

(અંગ્રેજી)

નાની હતી
ત્યારથી ઘરની સાફસફાઈ કરવાનું ગમે છે
ત્યારે પણ
બધાં ખાનાં ખાલી કરી
છાપાં પાથરતી
ઝાપટ-ઝૂપટ કરતી
ફ્રીજને અંદરથી ધોતી
બહારથી ચમકાવતી
બધું - બધું ચોખ્ખુંચંદન જેવું કરી મૂકતી
કમનસીબે
આ ટેવે મારો સાથ નથી છોડયો
લાગે છે
તને દૂર કરી
આ જીવનને ચોખ્ખું ચણાક કરવું પડશે
□

## બીજા શહેરમાં □ કેદારનાથ સિંહ
□ દિલીપ ભલગામિયા 'કલરવ'

આવું જ બન્યું હતું ગઈ વખતે
આવું જ બનશે આવતી વખતે
આપણે ફરી મળીશું
કોઈ બીજા શહેરમાં
અને તાકયા જ કરીશું
એક-બીજાનો ચહેરો

□

## સફેદ કાગળ

**❑ નારા (નારાયણ રાવ) ❑ ગ્રંથિન્**

(તેલુગુ)

એક વખત એક મહાન માણસે મને કહ્યું :
લખ તારે જે લખવું હોય તે,
પણ એક શરતે-
કોરા સફેદ કાગળ પર એ
કંઈક સુધારો હોવો જોઈએ.

કોરો સફેદ કાગળ
વધુ મહત્ત્વનો છે
અત્યારે હું જે લખું છું એના કરતાં.
મારી કવિતા છે શબ્દો વચ્ચેની
સફેદ ખાલી જગાઓમાં.

સવાર પહેલાં અદશ્ય થયેલા
લોકોના સમાચારની જેમ,
માટીમાં ધરબાયેલાં બીજની જેમ,
મોટાં મથાળાંઓ નીચે
સંતાઈ જતા સત્યની જેમ
લીલા સુગંધી ફૂલની જેમ,
હું વધુ લખું તો
વધુ કવિતા છે

શબ્દો વચ્ચેની ખાલી જગાઓમાં.

❑

**❑ રમેશ પટેલ**

શાંતિનિકેતનનાં
વૃક્ષો જુએ -
રવીન્દ્રનાથ ટાગોરે
દોરેલ વૃક્ષો !
❑

## જૂની ટેવ ☐ નિક્કી જીઓવાની ☐ અવનીશ ભટ્ટ
(અંગ્રેજી)

નાની હતી
ત્યારથી ઘરની સાફસફાઇ કરવાનું ગમે છે
ત્યારે પણ
બધાં ખાનાં ખાલી કરી
છાપાં પાથરતી
ઝાપટ-ઝૂપટ કરતી
ફ્રીજને અંદરથી ધોતી
બહારથી ચમકાવતી
બધું - બધું ચોખ્ખુંચંદન જેવું કરી મૂકતી
કમનસીબે
આ ટેવે મારો સાથ નથી છોડયો
લાગે છે
તને દૂર કરી
આ જીવનને ચોખ્ખું ચણાક કરવું પડશે
☐

:

## બીજા શહેરમાં ☐ કેદારનાથ સિંહ
☐ દિલીપ ભલગામિયા 'કલરવ'

આવું જ બન્યું હતું ગઇ વખતે
આવું જ બનશે આવતી વખતે
આપણે ફરી મળીશું
કોઇ બીજા શહેરમાં
અને તાકયા જ કરીશું
એકબીજાનો ચહેરો

☐

## સફેદ કાગળ

**▢ નારા (નારાયણ રાવ) ▢ ગ્રંથિન્**

(તેલુગુ)

એક વખત એક મહાન માણસે મને કહ્યું :
લખ તારે જે લખવું હોય તે,
પણ એક શરતે-
કોરા સફેદ કાગળ પર એ
કંઇક સુધારો હોવો જોઇએ.

કોરો સફેદ કાગળ
વધુ મહત્ત્વનો છે
અત્યારે હું જે લખું છું એના કરતાં.
મારી કવિતા છે શબ્દો વચ્ચેની
સફેદ ખાલી જગાઓમાં.

સવાર પહેલાં અદશ્ય થયેલા
લોકોના સમાચારની જેમ,
માટીમાં ધરબાયેલાં બીજની જેમ,
મોટાં મથાળાંઓ નીચે
સંતાઇ જતા સત્યની જેમ
લીલા સુગંધી ફૂલની જેમ,
હું વધુ લખું તો
વધુ કવિતા છે

શબ્દો વચ્ચેની ખાલી જગાઓમાં.



**▢ રમેશ પટેલ**

શાંતિનિકેતનનાં
વૃક્ષો જુએ -
રવીન્દ્રનાથ ટાગોરે
દોરેલ વૃક્ષો !



## જે બની શકી હોત

□ સાધના મુખોપાધ્યાય □ નલિની માડગાંવકર
(બંગાળી)

જળમાં જેમ માછલી
હવામાં જેમ પંખી
થાળીમાં જેમ લાડુ
ઘરના આંગણામાં જેમ નારી
તેમ અનેક ભૂમિકાઓમાં હું
અભિનય કરી શકું છું.

સંસારમાં જેમ સુંદરતા
સભામાં જેમ સંચાલક
પુરુષ નિકટ તત્ક્ષણ રમણીય
બાળકો નિકટ સહનશીલ ધૈર્યમૂર્તિ
    શિશુવૃક્ષની હારમાળા. .

રસોડામાં જેમ અન્નપૂર્ણા
શય્યાગૃહમાં જેમ રંભા
આર્તનાદે જેમ દયાની દેવી
અરણ્યમાં મૃગચર્મી, વલ્કલધારિણી, વનવિહારિણી

કુહાડી પાસે જેમ વૃક્ષ
જાળ પાસે જેમ માછલી
બરફ પાસે જેમ આગ
આગ પાસે જેમ બરફ
તેમ તમે બધાએ મારી પરખ
  કરી કરીને નિષ્ઠુરતાથી,
ઇર્ષ્યાજન્ય ક્રૂરતાથી,
હું જે બની શકી હોત
તે બનવા જ ન દીધી.

□

અદ્દલ તેવું જ લાગે. નાની શાળા છે- છોકરાઓ મોંપાઠ બોલે છે. નાનું મંદિર છે. ઘંટડી વાગે છે. ચૉકમાં શરદબાબુની મૂર્તિ કંડારતું આરસનું ભવ્ય શિલ્પ છે. લાઇબ્રેરીના એક ખંડમાં શરચ્ચંદ્રના જીવનના વિવિધ તબક્કાઓ દર્શાવતાં માટીનાં પૂતળાં છે. અન્ય ખંડમાં સાહિત્યકારોની રચનાવલિઓથી ભરેલા કબાટો છે. હજું તો કોઈને પૂછું ત્યાં જ રસ્તાના વળાંકે શરચ્ચંદ્રનું ગૃહ. પરસાળમાં બેઠો. પાસેના નળમાંથી પાણી પીધું. બે નાના ખંડમાંનું રાચ ખુલ્લી બારીમાંથી જોઈ શકાતું. અડકી શકાય એવું શરદબાબુનું અસ્તિત્વ મેં અનુભવ્યું. કાવ્ય- 'દેવાનંદપુર'ની અંતિમ પંક્તિઓ અહીં ઉતારું છું:

રસ્તા વળાંકે સ્હેજ થોભું
ત્યાં જ
તે નજરે ચડ્યું
કથાશિલ્પી શરદનું ગૃહ
સોહતું એ ખંડમાંનું રાચ
ખૂણે
એક ખાટે
આલમારી ગ્રંથની, ટેબલ અને આરામખુરસી
જે પરે બેસી
સર્જકે સૃષ્ટિ રચી અદ્દભુત
હાવાં
આનંદ છલકતા આભમાં મારા
શરદપાત્રો અનેરા શ્વેત સૌ હંસો સમાં
મોહક ગતિથી ઊડતાં
ઊંચે અને ઊંચે
હું
જોઉં- સાંભળું
રસળી રહ્યો ચોમેર
મોહક ગતિનો શાંતલય.

અહીંથી વિદાય લેતાં એક વિચાર ફરકી ગયો કે આ માટીમાં એવું તો કેવું અમૃત ભર્યું હશે કે સર્જકનાં બધાં જ પાત્રો અમરત્વને પામ્યાં. મનુષ્ય જેટલો શરચ્ચંદ્રમાં ઊઘડ્યો છે એટલો ભાગ્યે જ બીજે ઊઘડ્યો હોય.

જનકોલાહલે ભર્યા, અનેક વાહનોથી ગાજતા આ રંગબેરંગી આહ્લાદક મહાનગરના રસ્તા વળોટી ચિતપુર માર્ગની સામી ધારે ઊભેલી જોડાસાંકોની ત્રણ માળની વાંક વળાંકોમાં પથરાયેલી ભવ્ય ઇમારત સામે આવી ઊભો. - અહીં છઠ્ઠી મે ૧૯૬૧ સોમવારની વહેલી પરોઢે રવીન્દ્રનાથનો જન્મ. કવિએ જીવનસ્મૃતિમાં અને અવનીન્દ્રનાથે જોડાસાંકો ધારેમાં નિજના આ પૈતૃક આવાસમાં કળાસમૃદ્ધ - સાહિત્યસમૃદ્ધ કુટુંબીજનો સાથે ગાળેલા અપરિમેય ઉલ્લાસથી ભર્યાભર્યા સમયનું વર્ણન કર્યું છે. ફૂલછોડથી સોહતા પરિસરમાં ફરી મુલાકાતીઓ - કર્મચારીઓમાંથી માર્ગ કાપી માળ પર માળ ચડી ખંડોમાં

સજાવેલા ભવ્ય અસબાબને નિહાળી આ અંતિમ મજલાની પરસાળમાં ઊભા રહી જોયા કરું છું: કોલકાતાને. મનમાં વિચાર ફરકી જાય છે- આજથી સો સવાસો વર્ષ પૂર્વે (૧૯મી સદીના ઉત્તરાર્ધે) રવીન્દ્રનાથ અહીં આ અટારીએ ઊભા રહી ગંગાનાં ખળખળ વહેતાં જળને સાંભળતા હશે... દિગંતમાં સરી જતી બલાકાની હારને નીરખી રહેતા હશે. રવીન્દ્રનાનાથ સૌની વચ્ચે પણ એકાકી હતા. અવનીન્દ્રનાથે પરસાળના શાંત એકાંતમાં એકાકી ફરતા કવિનું ચિત્ર ગ્રંથમાં આલેખ્યું છે.

પ્રસ્તુત લેખની આરંભે મૂકેલ કાવ્યની પ્રથમ પંક્તિના દૃશ્યમાં અવનીન્દ્રનાથની લેખિનીનો સંસ્કાર છે જ. તદુપરાંત વર્ષો પૂર્વે જોયેલી સત્યજીત રેની ડોક્યુમેન્ટરી ફિલ્મના પ્રથમ દૃશ્યનો પણ સંસ્કાર છે- માળની પરસાળમાં ઊભા રહી કિશોર રવીન્દ્રનાથ મુગ્ધ દૃષ્ટિએ ચોફેર નિહાળે છે.

પંદર વર્ષની વયે મારા હાથમાં જે પ્રથમ નવલકથા આવી તે ગોરા. કાવ્યપ્રયોજિત અન્ય સામગ્રી બીજા પ્રકરણના આ દૃશ્યમાંથી મળી છે: વિનયભૂષણ બીજા માળની પરસાળમાં ઊભો ઊભો રસ્તા પરની અવરજવર જુએ છે. અનેક અવાજોની આવજા વચ્ચે એક બાઉલ અજાણ્યા પંખીનું ગીત ગાઈ રહ્યો છે. તડકા ખેંચાતા આવે છે. બપોરે અલસ બનતી આવે છે. નીરવતા છવાય છે. દિશાઓ ધૂંધળી બનતી ચાલી છે. આકાશ ગોરંભાયું છે. રવીન્દ્રનાથ અહીં આ ક્ષણે સમગ્ર દૃશ્યને એક વિરલ કલ્પન દ્વારા તાદૃશ કરે છે.-

"કોલકાતા શ્હેર એક જબરજસ્ત ઉદાસ કૂતરાની પેઠે પૂંછડીમાં મોં ઘાલીને ગૂંચળું વળીને ચૂપચાપ પડેલું છે. ઝરમર ઝરમર વરસાદ પડ્યા કરે છે." મારા ચિત્તમાં આ દૃશ્યપ્રતિરૂપ Visual Image ઝબકારામાં અંકાઈ જાય છે. નીચેની અંતિમ પંક્તિઓમાં રવીન્દ્રનાથનું આ કલ્પન થોડા ફેરફાર સાથે યથાતથ ઉતાર્યું છે.-

પ્રસરતી છાયા ચારોમેર
ઘનઘોર
દિશાઓના બંધ તોડી દોડી રહ્યાં વાદળાં ઘનઘોર
જોઉં
વીજ કડાકાએ ગરજતું આભ
વરસતું ધોધમાર પાણી
જોઉં
પલળતું
જંગી શ્વાન સમું પલળતું કોલકાતા શ્હેર
ગૂંચળું વળીને પડી રહ્યું શાંત.

આખું કાવ્ય આજુબાજુ સર્વત્ર જોવામાંથી તેમ જ વાંચનના સંસ્કારમાંથી આવ્યું પણ સમગ્ર ભાવકલ્પનને યથાર્થ લય સાંપડ્યો ત્યાં જ કૃતિમાં કંઈક બન્યું તેની લાગણી થઈ. રવીન્દ્રનાથની ઉક્તિરૂપે આલેખન થયું છે.



અદ્દલ તેવું જ લાગે. નાની શાળા છે- છોકરાઓ મોંપાટ બોલે છે. નાનું મંદિર છે. ઘંટડી વાગે છે. ચૉકમાં શરદબાબુની મૂર્તિ કંડારતું આરસનું ભવ્ય શિલ્પ છે. લાઇબ્રેરીના એક ખંડમાં શરચ્ચંદ્રના જીવનના વિવિધ તબક્કાઓ દર્શાવતાં માટીનાં પૂતળાં છે. અન્ય ખંડમાં સાહિત્યકારોની રચનાવલિઓથી ભરેલા કબાટો છે. હજું તો કોઇને પૂછું ત્યાં જ રસ્તાના વળાંકે શરચ્ચંદ્રનું ગૃહ. પરસાળમાં બેઠો. પાસેના નળમાંથી પાણી પીધું. બે નાના ખંડમાંનું રાચ ખુલ્લી બારીમાંથી જોઇ શકાતું. અડકી શકાય એવું શરદબાબુનું અસ્તિત્વ મેં અનુભવ્યું. કાવ્ય- 'દેવાનંદપુર'ની અંતિમ પંક્તિઓ અહીં ઉતારું છું:

રસ્તા વળાંકે સ્હેજ થોભું
ત્યાં જ
તે નજરે ચડ્યું
કથાશિલ્પી શરદનું ગૃહ
સોહતું એ ખંડમાંનું રાચ
ખૂણે
એક ખડે
આલમારી ગ્રંથની, ટેબલ અને આરામખુરસી
જે પરે બેસી
સર્જકે સૃષ્ટિ રચી અદ્‌ભુત
હાવાં
આનંદ છલકતા આભમાં મારા
શરદપાત્રો અનેરા શ્વેત સૌ હંસો સમાં
મોહક ગતિથી ઊડતાં
ઊંચે અને ઊંચે
હું
જોઉં- સાંભળું
રસળી રહ્યો ચોમેર
મોહક ગતિનો શાંતલય.

અહીંથી વિદાય લેતાં એક વિચાર ફરકી ગયો કે આ માટીમાં એવું તો કેવું અમૃત ભર્યું હશે કે સર્જકનાં બધાં જ પાત્રો અમરત્વને પામ્યાં. મનુષ્ય જેટલો શરચ્ચંદ્રમાં ઊઘડ્યો છે એટલો ભાગ્યે જ બીજે ઊઘડ્યો હોય.

જનકોલાહલે ભર્યા, અનેક વાહનોથી ગાજતા આ રંગબેરંગી આહ્‌લાદક મહાનગરના રસ્તા વળોટી ચિતપુર માર્ગની સામી ધારે ઊભેલી જોડાસાંકોની ત્રણ માળની વાંક વળાંકોમાં પથરાયલી ભવ્ય ઇમારત સામે આવી ઊભો. -અહીં છમી મે ૧૮૬૧ સોમવારની વહેલી પરોઢે રવીન્દ્રનાથનો જન્મ. કવિએ જીવનસ્મૃતિમાં અને અવનીન્દ્રનાથે જોડાસાંકો ધારેમાં નિજના આ પૈતૃક આવાસમાં કળાસમૃદ્ધ - સાહિત્યસમૃદ્ધ કુટુંબીજનો સાથે ગાળેલા અપરિમેય ઉલ્લાસથી ભર્યાભર્યા સમયનું વર્ણન કર્યું છે. ફૂલછોડથી સોહતા પરિસરમાં ફરી મુલાકાતીઓ - કર્મચારીઓમાંથી માર્ગ કાપી માળ પર માળ ચડી ખંડોમાં

સજાવેલા ભવ્ય અસબાબને નિહાળી આ અંતિમ મજલાની પરસાળમાં ઊભા રહી જોયા કરું છું: કોલકાતાને. મનમાં વિચાર ફરકી જાય છે- આજથી સો સવાસો વર્ષ પૂર્વે (૧૯મી સદીના ઉતરાર્ધે) રવીન્દ્રનાથ અહીં આ અટારીએ ઊભા રહી ગંગાનાં ખળખળ વહેતાં જળને સાંભળતા હશે... દિગંતમાં સરી જતી બલાકાની હારને નીરખી રહેતા હશે. રવીન્દ્રનાનાથ સૌની વચ્ચે પણ એકાકી હતા. અવનીન્દ્રનાથે પરસાળના શાંત એકાંતમાં એકાકી ફરતા કવિનું ચિત્ર ગ્રંથમાં આલેખ્યું છે.

પ્રસ્તુત લેખની આરંભે મૂકેલ કાવ્યની પ્રથમ પંક્તિના દશ્યમાં અવનીન્દ્રનાથની લેખિનીનો સંસ્કાર છે જ. તદુપરાંત વર્ષો પૂર્વે જોયેલી સત્યજીત રેની ડોક્યુમેન્ટરી ફિલ્મના પ્રથમ દશ્યનો પણ સંસ્કાર છે- માળની પરસાળમાં ઊભા રહી કિશોર રવીન્દ્રનાથ મુગ્ધ દૃષ્ટિએ ચોફેર નિહાળે છે.

પંદર વર્ષની વયે મારા હાથમાં જે પ્રથમ નવલકથા આવી તે ગોરા. કાવ્યપ્રયોજિત અન્ય સામગ્રી બીજા પ્રકરણના આ દશ્યમાંથી મળી છે : વિનયભૂષણ બીજા માળની પરસાળમાં ઊભો ઊભો રસ્તા પરની અવરજવર જુએ છે. અનેક અવાજોની આવજા વચ્ચે એક બાઉલ અજાણ્યા પંખીનું ગીત ગાઇ રહ્યો છે. તડકા ખેંચાતા આવે છે. બપોરે અલસ બનતી આવે છે. નીરવતા છવાય છે. દિશાઓ ધૂંધળી બનતી ચાલી છે. આકાશ ગોરંભાયું છે. રવીન્દ્રનાથ અહીં આ ક્ષણે સમગ્ર દશ્યને એક વિરલ કલ્પન દ્વારા તાદશ કરે છે.-

"કોલકાતા શ્હેર એક જબરજસ્ત ઉદાસ કૂતરાની પેઠે પૂંછડીમાં મોં ઘાલીને ગૂંચળું વળીને ચૂપચાપ પહેલું છે. ઝરમર ઝરમર વરસાદ પડ્યા કરે છે." મારા ચિત્તમાં આ દશ્યપ્રતિરૂપ Visual Image ઝબકારામાં અંકાઇ જાય છે. નીચેની અંતિમ પંક્તિઓમાં રવીન્દ્રનાથનું આ કલ્પન થોડા ફેરફાર સાથે યથાતથ ઉતાર્યું છે.-

પ્રસરતી છાયા ચારોમેર  
ઘનઘોર  
દિશાઓના બંધ તોડી દોડી રહ્યાં વાદળાં ઘનઘોર  
જોઉં  
વીજ કડાકાએ ગરજતું આભ  
વરસતું ધોધમાર પાણી  
જોઉં  
પલળતું  
જંગી શ્વાન સમું પલળતું કોલકાતા શ્હેર  
ગૂંચળું વળીને પડી રહ્યું શાંત.

આખું કાવ્ય આજુબાજુ સર્વત્ર જોવામાંથી તેમ જ વાંચનના સંસ્કારમાંથી આવ્યું પણ સમગ્ર ભાવકલ્પનને યથાર્થ લય સાંપડ્યો ત્યાં જ કૃતિમાં કંઇક બન્યું તેની લાગણી થઇ. રવીન્દ્રનાથની ઉક્તિરૂપે આલેખન થયું છે.

—

## કોણ ઘડે છે કીડીઓના નેપૂર ▢ લાભશંકર ઠાકર

॥૧॥
સાહેબની પ્રતીક્ષામાં
કીડીઓ
કણ ભૂલીને
નીકળી છે -
સોનારાની શોધમાં
લયભેર
નેપૂર
ઘડાવવા.
॥૨॥
કોણ ઘડે છે
કીડીઓનાં નેપૂર ?
પૂછતી પૂછતી રે
કીડીઓ
તનમન ફિરત ઉદાસી
દાસ કબીર
જતનસે બોલે
તો
ક્યા બોલે ?
॥૩॥
સાદશ્યમૂલકના સમાધાનમાં રે
જીભ
સંતની
સજડ બમ્મ આ-
ઝલાઈ ગઈ છે રે
મુંહ ખોલે તો ખોલે
લેકિન
કહો કબીરજી
કૈસે બોલે રે ?
॥૪॥
સાહેબ અને દાસ વચ્ચેની
સરિયામ સડક પર
કીડીઓ
અર્થભેર
કચડાઈ રહી છે રે.

॥૫॥
છે
દોહા - સાખીની સાક્ષીમાં
સપ્ત દ્વીપ નવખંડ મહીં
આતંકયુદ્ધનાં ખેદાનો મેદાનોમાં
સાહિબ વગરના સાહેબોની
શતકોટિ ખંડોમાં
ચૂપ બહેરાશો રે
એમ
ભાષાની ઊભી બજારે
કહત
કબીરા રોયા રે.
॥૬॥
રે કીડીઓએ કીડીઓએ, દયામણી
તનમનવનમાં
વચનકર્મમાં
નેપૂરની લયામણી
પ્રતીક્ષામાં
છે
જન્મારા ખોયા રે
કહત કબીરા રોયા રે.
॥૭॥
ભક્તિ કા મારગ ઝીના રે
નદીઓના કાંઠે
છલકાતી છાલકથી ભીના ભીના રે
પલળેલી કીડીઓનાં
તનમન
જાય તણાતાં જોયાં રે
દેખત દેખત
ચૂપ
કબીરા રોયા રે.

॥૮॥
લિખાલિખી કી હૈ નહિ
છે
દેખાદેખીની વાત
દેવળ મંદિર મસ્જિદ
છે
ઘટઘટમાં અંદર
છે
તેથી તે બહાર.
અંદર કચ્ચરઘાણ છે ઘટમાં
છે
તેથી
તેવો
તે
બહાર.
કબીરા ક્યા બોલે
રો લે પલભર, રો લે.

॥૯॥
મનઘટમાં તનઘટમાં
છે
જળ થંભી ગયેલાં
જોયાં રે
જેમાં
કાગળની હોડીમાં
સાહિબ
પલકારામાં
ડબ ડબ
ડૂબતાં જોયા રે.
ઐસા સાહિબ કિસ ને બોયા રે ?
પૂછત પૂછત
નિર્બીજ વૃક્ષ સાહિબ્ કા
છૂ
દેખત
હસતા હસતા
કબીરજીએ
છે
લોચનનિયાં બે લોયાં રે.

---

□ **પ્રીતમ લખલાણી**

દિવસભર
વાંચેલ પુસ્તકનો
'ગમતાંનો ગુલાલ' કરવા
સાંજે
પહોંચી જાઉં છું ચોરે.
રણકતી ઝાલરે
બંધ આંખોમાં
સ્મિતમાં છલકતા ઠાકોરજીના
મનમાં ગુંજે છે
બે મૃદુ બોલ !
આજ
આરતીમાં !
ન આવ્યો હોત તો ચાલત !!!

□

## એ દિવસોમાં ▢ હરિહર જોશી

એ દિવસોમાં,
ક્ષિતિજો સુધી ઊગતાં'તાં ફૂલોનાં વન
ને ઘટાદાર વૃક્ષો પહેરી ઊભી રહી જતી'તી ભૂરી ટેકરીઓ

ક્યારેક તું કેશબંધ વિખેરતી
ને મશાલ જેમ સળગે જતો' તો સૂર્યાસ્ત પછીનો સમુદ્ર

એ દિવસોમાં,
કાલિદાસની કવિતા જેવી
લાગતી પ્રત્યેક છોકરી

એ દિવસોમાં,
તારી કુંવારી આંખોમાં ઘેરાતાં રહેતાં'તાં મેઘમંડલો
ને સમુદ્રવસ્ત્રની ભીનાશથી ટપકતો રહેતો'તો તારો દેહ...

એ દિવસોમાં,
આપણે બેફામ જીવ્યાં'તાં
માત્ર બે જ ઋતુઓ
એક
પ્રેમની અને
બીજી
ઉદાસીની !

▢

## મારી ખામોશી ▢ ફિલિપ ક્લાર્ક

કેટલીક વખત
હું જાણતો હોઉં છું
એટલે ખામોશ હોઉં છું,
કેટલીક વખત
જાણતો નથી હોતો
એટલે ખામોશ હોઉં છું,
કેટલીક વખત
સમજણ પડતી નથી
એટલે ખામોશ હોઉં છું,
કેટલીક વખત
ખુલ્લા પડી જવાની હોય છે બીક
એટલે ખામોશ હોઉં છું,
કેટલીક વખત
ખામોશી વિશે કરું છું વિચાર
ને ખામોશ બની જાઉં છું.

▢

## બાજી રહ્યાં જો ઘૂંઘરુ ▢ શાંતા શેળકે ▢ મનોજ્ઞા દેસાઈ
(મરાઠી)

બાજી રહ્યાં જો ઘૂંઘરું
પગ રહ્યા નાચી પછી તો ધીર હું ક્યાંથી ધરું ?
બાજી રહ્યાં જો ઘૂંઘરું

કમ્મરે બાંધી કસી આછી પીળી મેં પૈઠણી
સોને રસેલા ઘૂઘરા સોનાની પાયલ રણઝણી
ફૂલ સમ જો દેહ ઊમટે ગીત મનમાં ગણગણું
બાજી રહ્યાં જો ઘૂંઘરુ

મત્ત તારી મહેફિલે તો અત્તરે મહેકે હવા
નાચી રહું હું : લય વધે : ને શબ્દ ઊઠે 'વાહવા !'
અંગ આખું સ્વૈર હો પાલવને ક્યાંથી સાચવું ?
બાજી રહ્યાં જો ઘૂંઘરુ

નાચતા આ પગ મહીં તો ઘેલછાનાં પૂર જો
આંખમાં ઊભરાઇ આવ્યાં દૂરનાં દેવાલયો
આ ઘડી સાર્થક્યની છે શી રીતે પાછી ફરું ?
બાજી રહ્યાં જો ઘૂંઘરુ

રક્તમય બનતાં જતાં મારાં જ પગલાં નીરખ્યાં
લાલ આ મખમલ તણાં એંધાણ કોઇ ના રહ્યાં
કળશ જ્યાં આવ્યો ભરાવા પ્રાણ કહેતા નીસરું
બાજી રહ્યાં જો ઘૂંઘરુ

▢

### ▢ વિપિન પરીખ

એમ તો એ લોકોએ જોન ઑફ આર્કને પણ
સળગાવી હતી
પણ જોન અવારનવાર જન્મ લેતી નથી
એટલે હવે એ લોકો
પોતાના ઝનૂન અને હતાશાને વાચા આપવા
કોઇ પણ મહિલાને પકડી લાવી,
બાંધી
સળગાવી મૂકે છે

▢

## ❑ વિનોદ વી. માણેક

શક્યતાની આશ છોડી ક્યાં જવું?
ડૂબતી ક્ષણ છે ડફોડી ક્યાં જવું?

ભટકતી વણઝાર જેવો આ સમય
ને નસીબે કાખઘોડી ક્યાં જવું?

આયખું ગુલમ્હોર થૈ તપતું ભલે
રંગ ભાતીગળ વછોડી ક્યાં જવું?

ઇશુ માટે તો બધુ સરખું અહો!
ક્રોસ, ખીલી ને હથોડી ક્યાં જવું?

બસ અલખની ઝૂંપડી 'ચાતક' ભલી
મ્હેલ મીરા સંગ જોડી ક્યાં જવું?

❑

## ❑ દેવરા દાસિમય્યા ❑ પ્રદીપ ખાંડવાળા

(મધ્યકાલીન-કન્નડ)

ઊંચા વાંસના બે કટકા કરો
નીચલાને સ્ત્રી કહો
અને ઉપરનાને પુરુષ
એકમેકને ઘસીને
આગ પ્રગટાવો
હવે કહો મને
જે અગ્નિ પ્રગટ્યો
તે છે પુરુષ કે સ્ત્રી
ઓ રામનાથ?

('આધ્યાત્મિક ક્રાંતિનાં ફૂલ' અનુવાદસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન: ગુજરાત સાહિત્ય અકાદમી, જૂનું વિધાનસભા ભવન, સેક્ટર નં. ૧૭, ગાંધીનગર - ૩૮૨૦૧૭. મૂલ્ય: રૂ. ૮૦).

❑

## ▫ વૈરાગ્ય સાધને મુક્તિ, સે આમાર નય * ▫ જયંત પાઠક

રચ્યાં તેં બ્રહ્માંડો, અગણ ગ્રહ નક્ષત્ર ઉડુઓ,
વહાવી ગંગાઓ રજત ભરી પ્રાંતો ગગનના,
પહાડોને રોપ્યા પૃથિવી પર આકાશ અડતા.
અરણ્યો ઉગાડયાં નદનદી ઊંડાં સોવર રચ્યાં,
ફૂલોમાં શી મૂકી સુરભિ રૂપ રંગોની રમણા !
પશુપંખીમાં અદ્‌ભુત વિલસતી તારી સ્ફુરણા.
બધાં વચ્ચે સર્જ્યો વળી મનુજ તેં ઇન્દ્રિય-મને
સજ્યો પૂરો, રિદ્ધિ સકલ ગ્રહી જે ઇન્દ્રિય થકી
લહી- આસ્વાદીને મનથી સહુમાં અર્થ ભરતો.
હવે તેં આપેલાં કરણ સહુ ઇન્દ્રિય -મનનાં
ગણીને નક્કામાં દમી-ત્યજી બધાં તાપસ થવું ?
તને છાંડું તેમાં મુગતી ગણું મારી ? નહીં નહીં.
હું તો સ્પર્શે ઘ્રાણે નયન રસનાકર્ણમનથી
તને સર્વાંગે ભોગવીશ લઇ'આશ્લેષ ઘનથી.

(* રવીન્દ્રનાથની પંક્તિ)

▫

## ▫ વસંત ગીતિ ▫ જયંત પાઠક

ફૂલ ભરીને વૃક્ષ ખીલ્યાં
ને વક્ષ ભરીને થાન
વાવલિયાની વેણુ સાથે
ભમરાઓનું ગાન !

ભમરા તો ભૈ ભૂરા ને રંગીલા
મીઠા મધ જેવા, પાછા ડંખીલા
કોરે વાંસ, ઉપરથી કોરે પાંસળીઓમાં પ્રાણ !

દિવસ મીઠો તડકાનો આસવ
ટપટપ રાતે તારાનો દ્રવ
તમે જ ફૂહોને ક્યાંથી અમને રહે પછી
આગળ - પાછળનું ભાન !

▫

□ જિંદગી □ જયંત પાઠક

તેં
મને ચારે બાજુથી ચણી લીધો
દીવાલમાં,
ને
એક ઈંટ જેટલું રાખ્યું બાકોરું
શ્વાસ લેવા માટે-
ઓ જિંદગી !
આટલું ક્રૂર તો મૃત્યુ પણ ન બની શકે !

□

Life □ Jayant Pathak

you have built up a wall
on all sides around me
leaving a small hole
for me to breathe !
O Life !
Even Death cannot be
so cruel as you !

□

## ટેલિફોનમાં... □ તુરાબ 'હમદમ'

આ દિવસ ને રાત ટેલિફોનમાં
કેટલા ઉત્પાત ટેલિફોનમાં

જેટલા સંદેશ આવે હર્ષના
એટલા આઘાત ટેલિફોનમાં

રૂબરૂ મળવા બરાબર હોય છે
બે ઘડી સંગાથ ટેલિફોનમાં

કોને હતી ફુરસદ કે બે શબ્દો લખે,
શબ્દ કાએનાત ટેલિફોનમાં

બે હૃદય ચૂપચાપ મળતાં હોય છે
ક્યારેક આખી રાત ટેલિફોનમાં

રૂબરૂ જે વાત થઈ શકતી નથી
થઈ શકે એ વાત ટેલિફોનમાં

આમ તો 'હમદમ' કદી મળતાં નથી
ઠાલવે જઝબાત ટેલિફોનમાં

□

## ▫ લીલીછમ છોકરીઓ ▫ મલ્લિકા અમરશેખ ▫ મનીષા જોષી

લીલીછમ છોકરીઓ ખી ખી હસી રહી છે,
કપૂર જેવી આંખો સળગી રહી છે.
સ્ત્રીઓ,
તૈયાર, પાકેલા સફરજન જેવી
વેચાઇ જવા તત્પર
સવારે ઊઠે છે.
ને રાત પડવાની રાહ જુએ છે.
રાત આખી જાગે છે
ને પરોઢની પ્રતીક્ષા કરે છે.
બધું જ બરાબર છે,
સમુદ્ર ઘૂઘવે છે,
અંધારી ગલી ચોરપગલે સરકે છે.
સ્ત્રી જમણા હાથે ચૂલો સળગાવે છે
ને ડાબા હાથે દૂર હડસેલે છે,
યંત્રવત્ સડકને
ધડ-માથાં વગરનાં શરીર
બસમાં આંકડા ભરાવીને લટકે છે,
પેટમાં વસતો પ્રમાણિક કૂતરો ભસે છે,
સાંકળમાં બાંધેલા મગજની પરવા કર્યા વિના.
અહીં ખરેખર કંઇ જ આપણું નથી.
મોહનિદ્રામાં સરી પડેલા બાગ-બગીચા,
ફૂલો, પાંદડાં, પક્ષીઓ...
હરી માતાના ભક્તોની જેમ
બધા ચાબખા મારે છે
પોતાની લોહી નીતરતી પીઠને.
રસ્તાઓનાં જંકશન સુશોભિત કરાઇ રહ્યાં છે,
ને અનાથ બાળકો રઝળી રહ્યાં છે.
ક્યાંય સફેદ પીંછાવાળું
એકલું ગાઇ રહેલું પંખી દેખાય છે ?
આપણે લુપ્ત થઇ રહ્યા છીએ
પેલા ટાંગાના ઘોડાની જેમ-
દીવાલ પરનું કેલેન્ડર
હસે છે, આપણી સામે.
બધું જ કાલગ્રસ્ત થઇ રહ્યું છે,

બધું જ આધારહીન, અનિચ્છનીય,
શરીર ક્ષીણ થઈ રહ્યું છે
જરા સરખાયે અવાજ વિના.
લીલીછમ છોકરીઓ
રાત્રે વાડામાં પુરાઈ જાય છે.
અડધી રાતે જાગી જાય છે, ભયભીત,
ને તપાસી લે છે પોતાની કૂખ,
શહેરમાં રહેતી એક આદિમ સ્ત્રી
હજી આક્રંદ કરે છે
ને જન્મ આપે છે
એ જ જૂના સંતાનને
જે રિબાવે છે શહેરને
જે જન્મે છે ફરીફરી



## રવીન્દ્રનાથ ટાગોર સુ. દ.

આંધળું ઘુવડ જ્યારે ને ત્યારે ડંફાસ મારે છે :
તમે જાણો છો કે મારો દુશ્મન કોણ ? સૂર્ય.



આખી રાત તારાઓએ જે ગુફતેગુ કરી
તે સવારે ફૂલ થઈને મ્હોરી ઊઠી.



ઠેઠ આકાશ સુધી મારા વિચારો વિહાર કરે છે
પણ મારા ગીતમાં એ પાછા ઘરે વળે છે



## ▢ કુંવર નારાયણ ▢ સુ.દ.
(હિંદી)

આ દિવસોમાં હું
કોઇ અજબ મુશ્કેલીમાં છું
મારી ચિક્કાર નફરત કરી શકવાની તાકાત
દિન-પ્રતિદિન ક્ષીણ થતી જાય છે

અંગ્રેજો સાથે નફરત કરવા ઇચ્છું છું
તો શેકસપિયર આડે આવે છે
જેણે મારા પર ન જાણે
કેટલાય ઉપકાર કર્યા છે

મુસલમાનો સાથે નફરત કરવા ઇચ્છું છું
તો સામે ગાલિબ આવીને ઊભો રહી જાય છે
હવે તમે જ કહો -
એની સામે કોનું ચાલે ?

શીખો સાથે નફરત કરવા ચાહું છું
તો ગુરુ નાનક આંખોમાં છવાઇ જાય છે
અને મારું માથું આપમેળે ઝૂકી જાય છે

અને આ કંબન, ત્યાગરાજ, મુટ્ટુસ્વામી...
કેટલુંય સમજાવું છું હું મને પોતાને
કે આ બધા મારા નથી
એ તો ઠેઠ છે દૂર દક્ષિણના
પણ કેમે કર્યું મન માનતું નથી
એમને સ્વીકાર્યા વિના
પ્રત્યેક સમયે પાગલની જેમ
ભટકતો રહું છું
કે કોઇ એવો મળી જાય
જેનો ચિક્કાર ધિક્કાર કરીને
મારા જીવને હળવો કરી શકું
પણ કોઇ ને કોઇ, ક્યાંક ને ક્યાંક, ક્યારેક ને ક્યારેક
એવા મળી જાય છે
જેમને પ્રેમ કર્યા વિના રહી નથી શકતો
▢

## ગાંધી ▢ સુબોધ સરકાર ▢ જયા મહેતા

ઊભેલા કે બેઠેલા ?
ગાંધીએ બેસવું કે ઊભા રહેવું ?
એ બેસવા માટે બનાવાયા હતા
રાતના આછા અજવાળામાં એમને જોઈને
એક નિષ્ણાતે કહ્યું
આ નહીં ચાલે
કારણકે ગાંધી પાયખાનામાં ઊભડક બેઠા હોય એવા લાગે છે
એમને ઊભા રાખો, ટેકા માટે લાકડી આપો એમને
પણ એ ફક્ત ઊભા હોય એટલું પૂરતું નથી
કઈ જગાએ, કયો પ્રસંગ છે ?
કોઈ ભિક્ષા માગે છે કે આપે છે
એ બરાબર સમજી શકાય
એની ઊભા રહેવાની રીત પરથી.

પુપુલ જયકરે કહ્યું,
નોઆખલીના બળવા વખતે
વાંસનો પુલ ઓળંગતા ગાંધી
એ વિરલ 'પૉઝ' ઝડપી લો
અને એમ કરવામાં આવ્યું.

કલકત્તામાં અમે કહીએ છીએ
"કપ અને હોઠ વચ્ચે ઘણા ઢાળ છે"
દિલ્હીમાં તેઓ કહે છે,
"કેવળ પકડવું પૂરતું નથી, ભાઈ
પકડો અને દફનાવી દો".

દોરડાંથી બાંધેલા ગાંધી ટ્રકમાંથી ઉતારવામાં આવ્યા
પહેલાં તો ઈન્ડિયા ગેટ પાસે.
સેંકડો લોકોએ વાંધો ઉઠાવ્યો
ના, અહીં નહીં.
ગાંધીને રાજઘાટ તરફ લઈ જવાયા
ના ના, અહીં પણ નહીં –
વિવાદોનો વંટોળ ઊઠ્યો
ટ્રકને રાજઘાટથી તીનમૂર્તિ થઈને જમુના તરફ લઈ જવામાં આવી.

સંધ્યાના આછા અજવાળામાં ગાંધીજી જમુનાકાંઠે ઊભા રહ્યા
એ વધુ દૂબળા દેખાતા હતા.
"ઊભા રહેવા માટે મને ક્યાંય જગા નહીં આપો ?"
- એ ગણગણ્યા
એ બે ડગલાં ડાબી તરફ ચાલ્યા
ત્રણ જમણી તરફ, જમીન પર લાકડી ઠપઠપાવી
અને જમુનાથી દૂર એકદમ સીધા ચાલવા માંડયા
અંધારા ભારતીય ઉપખંડમાં થઇને

□

## લાકડાનો પગ

**□ સિખામની (કે. સંજીવ રાવ) □ જયા મહેતા**

(તેલુગુ)

મારો લાકડાનો પગ રસ્તા પર લથડ્યા કરે છે,
એના એ આંકડા પર ફરતા
ઘડિયાળના કાંટાની જેમ.

શહેરની ધક્કામુક્કીમાં
મેં પગ ગુમાવ્યો એ પહેલાં
કોઇક જંગલે એક વૃક્ષ ગુમાવ્યું :
જંગલ વસંતોત્સવ ઊજવે ત્યારે
ઝાલી રાખે છે મને
મારો લાકડાનો પગ,
રક્તપિત્તિયા પતિને
માથા પર ઊંચકતી

નિષ્ઠાવાન પત્ની.
રસ્તાઓ મારા પગને કંઇક કહે છે,
જાણતા નથી કે એ મૂંગો-બહેરો છે.

સામયિકમાં સરસ કાવ્યોની વચ્ચે ઘુસાડેલી
લ્યૂકોડર્માની
કે ધોળા વાળની
કે નબળા જ્ઞાનતંત્રની
જાહેરખબરની જેમ.
મારો પગ આધુનિક અમીરી માર્ગો પર ચાલે છે,
કેટલાકને ડરાવી દેતો

કેટલાકમાં સહાનુભૂતિ ઉપજાવતો
એ સહી લે છે મને ધીરજપૂર્વક
બધો જ સમય
એટલે એ મારે મન
મારી પત્ની કરતાંય વિશેષ છે.
જો કોઈ પણ ઋતુમાં
એ અંકુરાવાનો હોય
તો પહેલાં હું દાટી દઈશ મારું માથું,
કારણ, એણે જંગલનું બધું જ લાકડું
વાપરી નાખ્યું છે
કેદખાનાં ને બંદૂકો બનાવવામાં,
મારા જેવા લોકો માટે
લાકડું નિર્માણ કરવા
હું પ્રાર્થના કરું છું મારા લાકડાના પગને.
મારા અંતિમસંસ્કાર થાય ત્યારે
જો લાકડાં મારા શરીરને પૂરેપૂરું
બાળી ન શકે
તો મારો લાકડાનો પગ
બાકી રહેલા ભાગને બાળી નાખશે.

□

□ સુ.દ.

ચિત્રકૂટ કે ઘાટ પે
ભઈ સ્મરણની ભીડ :

હું મને પૂછ્યા કરું :
'ક્યાં છે મારો નીડ' ?

□

□ જયા મહેતા

મંદિરે દ્વારે
પુણ્યાર્થીઓ
નાના-નાના પૂળા લીલાછમ
ધરે, સૂરજની સાખે
બાંધેલી ગાય એક ઊભી ઊભી
ચરે

સામે
રસ્તા વચ્ચે મરેલા પડેલા
ઉંદરનાં
લોહી-લથબથ આંતરડાં
ચૂંથે, સૂરજની સાખે
કા કા કરતા
પાંચ-સાત કાગડા.

પસાર થતા રાહદારીઓની
નજર પડે
ગાય પર
ઉંદર પર
જોયું ન જોયું કરી
આઘાપાછા થઈ જાય સૌ.

ભગવી ધજા
ફરકયા કરે શિખર પર
ગર્ભગૃહમાં દેવ
ભીંતોની આરપાર
જોઈ શકે નહીં કાંઈ કશું
આરોગ્યા કરે
નૈવેદ્ય
દીવાના અજવાળામાં.

□

## તું હી તું ▫ મૉર્ચ સાયમન ▫ અનુ. મહેશ દવે

(અમેરિકન)

હોય મારી કોઈ પ્રેરણામૂર્તિ તો તે તું જ,
પાતળા શુભ્રશ્વેત કલાકારના તારા હાથ,
વિશ્વને વટોળે તારી અદ્ભુત ભૂરી આંખો
ને રંગી દે વિશ્વને નવા રંગથી;
સુપરિચિત તારો ચહેરો
ઘુમરાઈ રહે મારા ચેહરા ભીતર ને આસપાસ.
તારી ને મારી વચ્ચેના સામ્ય અને ભિન્નતાઓમાં
છે ભારે તીવ્ર તફાવત
ને એ જ બનાવે તને મારો જાનદાર સખા-સાક્ષી –
અને ક્યારેક તું છે મારું એકમાત્ર દ્વાર
જેની આરપાર થઈને થાઉં પસાર
જાણે હાડમાંસનો પટલ ભેદી નીસરે મારું અસ્તિત્વ –
વહેંચે એ પટલ આપણને પુરુષ પ્રકૃતિના દ્વિદળમાં,
હંમેશ હોય છે જે બળો
એકબીજાની સામે ને પાછા એકના એક.
ઘણી ઘણી વાતો રહી છે અણકહી
ને જવાના છીએ વીસરી તે બધી
કે હળવેકથી બાજુએ મૂકી દેવાના છીએ
આપણી વચ્ચે ચાલતા જુના વિવાદોને પડતા મૂકીએ છીએ તેમ,
અસૂયાઓ ને ભીતિઓની સાથસાથ;
પણ કમસે કમ મારે કહેવું તો જોઈએ જ
કે તું છે મારી કથની કહેનારી જીભ,
મારી ચમકીલી આંખ ને મારી લેખણપેન.
કાગળ પર પડેલા અક્ષરોમાં જે કંઈ છે સરસ તેનો સંતોષ
ને જે કંઈ છે નકામું, જુઠ્ઠું ને સીસા જેવું ભારેખમ તેનો રોષ
એ બધુંય આભારી છે તને.
એક જ લાધ્યું છે સત્ય મને –
મારી પાસે નહોતું તે બધું સર્વપ્રથમ આપ્યું તેં જ :
નિર્વ્યાજ પ્રેમ કરવા આપ્યું મારું પોતાનું જ બીજુ રૂપ
ને આપી દરગુજર કરવાની ઉદારતા.

## સ્મૃતિ □ સાફો □ સુશી દલાલ
(ગ્રીક)

હું સાચેસાચ મરવા ઇચ્છું છું
કહીને રડી
પ્રસ્થાન કર્યું એણે
અને ગણગણી કંઇક એવું :
"સાફો, કેટલું ભયંકર દર્દ આપણે સહન કરતાં
તમારી વિદાય લઇને જઇ રહી છું
જરાય ઇચ્છા નથી તોય"
જવાબમાં કહ્યું મેં, "જાઓ,
સુખી રહો, અને મને યાદ રાખજો"

ખબર છે તમને
કેટલો પ્રેમ કર્યો છે આપણે
અમને શું ભૂલી જઇશ ?
એવું જો હોય તો
તમને હું યાદ દેવડાવું
એ માદક ક્ષણોની
જે આપણે સાથે ગાળી'તી

તમારા માથા પર મુગટ
મૂક્યા હતા કેટલીય વાર
જે બનાવ્યા હતા
નીલ ફૂલો, સુવર્ણ,
અને અમૂલ્ય વસ્તુઓથી
જ્યારે હું તમારી પાસે હતી
ત્યારે ઘણુંખરું માળા ગૂંથીને પહેરતી હતી
મારા કોમળ ગળા પર મોંઘાં મોંઘાં
અત્તર છાંટતી હતી
મારા વક્ષ પર
સૂતી હતી નરમ ગાદીઓ પર
સ્વયં કામનાઓથી મુક્તિ મેળવવા

ક્યારેય નહીં કર્યું...
ગિરજાઘર... અને... ન બન્યું કંઇ
જ્યાં સુધી આપણે ત્યાં હતાં ત્યાં સુધી
નહીં પવિત્ર ઉપવન... (નહીં સહગાન)
ખડખડાટ (કરતાલનો)...



## પો ચુ □ સુ.દ.
(ચાઇનીઝ)

ફૂલ, છતાંયે ફૂલ નહીં
ધુમ્મસ છતાંયે ધુમ્મસ નહીં
દિવસ જ્યારે વિદાય થાય છે
ત્યારે સ્વપ્નિલ વસંતની જેમ
એ આવે છે, અને રહે છે ક્યાં લગી ?
વિદાય થાય છે વ્હેલી સવારના વાદળની જેમ
અને પછી ક્યાંય મળતી નથી.





# કવિતા

## ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂસ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ ૧૯૫૬ અન્વયે ''કવિતા'' પત્ર અંગેની માહિતી ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં. ૮)

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |
| ૨. પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ-૪૦૦ ૦૦૫. |
| ૬. જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શૅરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ ઍક્ટ, ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-૨૦૦૨

**ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ**
પ્રકાશકની સહી

૫, સાધુસન્તનકો સૈંયો

~

આયો આજ તોરે દ્વારે કૃષ્ણ કનૈયો,
કૃષ્ણ કનૈયો, સાધુસન્તનકો સૈંયો:
આયો આજ તોરે દ્વારે —

દર્શન લે લે,
દર્શન દે દે:
કાલકી કુંજનમેં કન્દુકખેલૈયો:
આયો આજ તોરે દ્વારે,
આયો આજ તોરે દ્વારે કૃષ્ણ કનૈયો:

~

૨જી જાનેવારી ૧૯૪૬

ન્હાનાલાલ દલપતરામ કવિ

ન્હાનાલાલના હસ્તાક્ષરમાં એમનું અંતિમકાવ્ય

(ડૉ. ધનવંત શાહ લિખિત 'વસંત- વૈતાલિક કવિવર ન્હાનાલાલ'માંથી)



**સુરેશ જોશી**
(ચિત્રકાર : અતુલ ડોડિયા)

## હું હવે મરતો નથી▫ જિજ્ઞેશ વાળા

આ કબર અંદર રહીને ખૂબ કંટાળી જવાયું છે, છતાં પણ હું હવે મરતો નથી;
લાશ પોતાને કહીને ખૂબ કંટાળી જવાયું છે, છતાં પણ હું હવે મરતો નથી.

પથ્થરોમાં પ્રાણ પૂરવાના બધા યત્નો ગયા છે સાવ ફોગટ આજ ઊલટું આખરે;
ભીંતની અંદર વહીને ખૂબ કંટાળી જવાયું છે, છતાં પણ હું હવે મરતો નથી.

એક ડગલું પણ નથી ચાલી શકાતું કે નથી ડોલી શકાતું; પગ નથી આ એટલે;
ભાર પોતાનો સહીને ખૂબ કંટાળી જવાયું છે, છતાં પણ હું હવે મરતો નથી.

ભીંત સાથે, ભોંય સાથે, દ્વાર સાથે, ખાટ સાથે, આંગણા સાથે કદી વાતો કરી;
કોઇ ઘરમાં છે નહીં ને ખૂબ કંટાળી જવાયું છે, છતાં પણ હું હવે મરતો નથી.

મેં લખેલી આ ગઝલમાં મોજ થોડી પણ મળે તો સાંત્વના પામું ભલા હું કેમકે;
વેદનાઓને ગ્રહીને ખૂબ કંટાળી જવાયું છે, છતાં પણ હું હવે મરતો નથી.



## તમારી રાહ જોવામાં ▫ દાન વઘેલા

ઊભા રહીનેય બહુ થાક્યા તમારી રાહ જોવામાં !
નયનમાં રત્ન પણ પાક્યાં તમારી રાહ જોવામાં !

તમારી એક નજરે સાત જન્મોનું તિમિર ભાગે;
અબોલા સૂર્યથી રાખ્યા તમારી રાહ જોવામાં !

બધાં બંધન ખૂલી જાશે, ઉકેલાશે રહસ્યો પણ;
મમત ને મોહ ખુદ વ્યાપ્યા તમારી રાહ જોવામાં !

ખરે ટાણે બનો જો ભોમિયા તો ભેદ પામી લઉં;
બધા નકશા કરી નાખ્યા તમારી રાહ જોવામાં !

અમે સંપૂર્ણતાના આગ્રહી ને જીતના જિદ્દી,
અઢી અક્ષર ભલે આપ્યા તમારી રાહ જોવામાં !



## ▫ મહેશકુમાર પટેલ

જોતજોતામાં ઘણાયે ઘર ગયા,
એક ઘર આવ્યું અમે અંદર ગયા.

આંખ એની અશ્રુઓથી તર બની,
એટલે કે બસ અમે ઝરમર ગયા.

એમણે પાછું વળી જોયું નહીં,
જિંદગીના વ્યર્થ સૌ અવસર ગયા.

મન મૂકીને આપ તો વરસ્યા નહીં,
પ્રેમનાં એથી જ વાવેતર ગયાં.

ભરઊંઘમાં સૌ મને ઊંચકી ગયા,
જ્યાં સૂવા કાયમ ગયો, બિસ્તર ગયા

વાત માને કોણ આ 'બેધ્યાન'ની
એમના ઘરના હવે આદર ગયા.



## ▫ કુમાર જૈમિનિ શાસ્ત્રી

કેટલા મોઢે તને ફરિયાદ કરવાની હતી !
કોઈ પણ બહાને તને બસ યાદ કરવાની હતી.

તેજ તડકે ઘાસ-ઝાકળ જેમ મળતાં હોઈએ
આપણી આદત સતત પ્રતિવાદ કરવાની હતી

હું તરસના કૈં પ્રવાસો કે નિવાસોમાં રહું
તું સતત કોરી નદીને સાદ કરવાની હતી

યાદ તારી, એટલો ઉપકાર કરવાની હતી.
એક સપનાનું નગર આબાદ કરવાની હતી.

આંકડાઓની વસાહત થૈ ગયેલી જિંદગી
કોઈના ખાતે ઉધારી બાદ કરવાની હતી.



## ▫ હરકિસન જોષી

વિસ્તરું એમ  જ સમેટાઈ શકું
છું સમસ્યા પણ ઉકેલાઈ શકું

દૂર હો મંજિલ પરંતુ માર્ગ પર
ધીરે ધીરે તો ધકેલાઈ શકું

બ્હારથી દેખાઉં છું અકબંધ પણ
સાવ ભીતરમાં વલોવાઈ શકું

હોઉં જો દરિયો તો તેથી શું થયું ?
ટીપે ટીપે પણ ઉલેચાઈ શકું

કો'ક દિ' વીંધાઈ જઉં જો હું કિસન
મોતી માફક તો પરોવાઈ શકું



## ▫ કોને મળીશ તું ▫ પ્રણય જામનગરી

પથ્થર છે જાતજાતના, કોને મળીશ તું !
સંબંધ તો છે વાતના, કોને મળીશ તું !

પડછાયા રોજરોજ ગલીમાં, સડક ઉપર
સામે મળે આઘાતના, કોને મળીશ તું !

તેજાબરૂપે વર્ષે છે કુદરતની અવકૃપા
ફોરાં નથી બરસાતનાં, કોને મળીશ તું !

એકાન્તથી તું દૂર જવા ઇચ્છનાર, ને
કિસ્સા છે એ એકાન્તના, કોને મળીશ તું !

પોતાની જાતમાં જ અહીં કેદ સહુ હવે
દિવસો છે આ નિરાંતના, કોને મળીશ તું !

ગમતી નથી ગરીબ તણી એને દોસ્તી
માણસ છે એ મ્હેલાતના, કોને મળીશ તું !

દિલનો સવાલ સાવ નકામો બની ગયો
વાડા છે જાતજાતના, કોને મળીશ તું !

આકાર જેવું કૈં જ નથી, એમને 'પ્રણય'
ચિત્રો વિચિત્ર ભાતનાં, કોને મળીશ તું !

▫

## કાંટા ▫ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

ચૂંટાયેલું ગુલાબ
કોઈના હાથમાં જોઈને
પ્રશ્ન થાય છે કે
એ કાંટાઓથી
મુક્ત થયું કે યુક્ત ?

▫

▫ **જયા મહેતા**

દેખાય છે ક્યાંક-
નાઇટ-લૅમ્પના ઝાંખા અજવાળામાં
એકલી બેઠેલી કોઇ વૃદ્ધાની કંપતી
આંગળીઓ વચ્ચે લટકતું અર્ધું ગૂંથેલું સ્વેટર

દેખાય છે ક્યાંક-
નાઇટ લૅમ્પના ઝાંખા અજવાળામાં
એકલા બેઠેલા કોઇ વૃદ્ધની કંપતી
આંગળીઓ વચ્ચેથી સરી ગયેલું ગઇકાલનું છાપું

દેખાય છે ક્યાંક-
ભરપૂર રોશનીનાં ઝળાંઝળાં અજવાળાંમાં
વણથાક્યા નાચતાં યુગલોના ભરયુવાન
પગ નીચે ચગદાતું જીવન

દેખાય છે ક્યાંક-
નાઇટ-લૅમ્પનાં આછાં આછાં અજવાળામાં
એકલા સૂતેલા કોઇ બાળકના ફૂલગુલાબી
મુખ પર આછું આછું ચમકી રહેલું સ્મિત



▫ **એક વ્યક્તિ** ▫ **નિનાદ અધ્યારુ**

રાત આખી જાગવા જેવી હતી,
એક વ્યક્તિ ચાહવા જેવી હતી.

ઉમ્રભર એને કદી આપી નહીં,
એક વસ્તુ આપવા જેવી હતી.

છોકરો દોડ્યા કર્યો હરણાની જેમ,
છોકરી પણ ઝાંઝવાં જેવી હતી.

આપણે છીએ કે નીચું ના નમ્યા,
વાત એની ત્રાજવા જેવી હતી.

માત્ર આંસુઓ જ જોયાં છે તમે,
આંખ એની વાંચવા જેવી હતી.



**શોધ□ દેવેન શાહ**

ફાટફાટ ફૂલોનો ફંદો બનાવ્યો પછી આગિયાને દઈ દીધી ફાંસી
કેટલી આસાનીથી જંગલની વેલોએ અવસરની કરી નાખી હાંસી.

નિર્મમ હત્યારા ઘોર હાથલિયા ઊગ્યા ને હિંસાની વાડ્યુંમાં ઝૂલે,
રંગોનું નામ હવે એક જ છે લાલ અહીં લોહી વેચાય સોંઘા મૂલે,
કાગળમાં ઊગેલી પ્રેમભીની વારતાઓ થઈ ગઈ છે સાવ હવે વાસી
કેટલી આસાનીથી જંગલની વેલોએ અવસરની કરી નાખી હાંસી.

ફૂલોના ચહેરાઓ ભોળા નથી રે ભાઈ, હિંસક થયા છે કાંઈ એવા,
અંગારો કોક ક્યાંક ચાંપી ગયું ને હવે તાંડવ ખેલાય કેવા કેવા
માણસનું કોઈ નથી અણજાણ્યા ગામમાં, જ્યાં જીવતર ગયું છે ક્યાંક નાસી.
કેટલી આસાનીથી જંગલની વેલોએ અવસરની કરી નાખી હાંસી.



## ભાયાણીસાહેબના પત્રોનું સંપાદન

સદ્‌ગત વિદ્યાપુરુષ હરિવલ્લભ ભાયાણી ઉપર આવેલા અને તેમણે અન્યને લખેલા પત્રોનું સંપાદન હાથ ધરવામાં આવ્યું છે. સદ્‌ગત ભાયાણીસાહેબને ત્યાં પડેલી સાહિત્યસામગ્રીમાંથી તેમના ઉપર આવેલા અસંખ્ય પત્રો મળ્યા છે પણ તેમણે અન્ય વિદ્વદ્‌જનો પર લખેલા પત્રો જે તે વિદ્વદ્‌જન પાસે જ હોય તે સમજી શકાય તેવું છે. ભાયાણીસાહેબના આવા પત્ર કે તેમના પર તમે લખેલા કોઈ પત્રની નકલ આપની પાસે હોય તો મૂળ પત્ર તમારી પાસે રાખી, તેની ઝેરોક્સ નકલ નીચેના સરનામે પંદરમી ઑગસ્ટ પહેલાં મોકલી આપવા વિનંતી છે. આ પ્રકારનું સાહિત્ય ઘણું ઉપયોગી થાય તે આપ સ્વીકારશો, તે કાર્યમાં આપ મદદરૂપ થશો જ એવી શ્રદ્ધા છે. પત્રની ઝેરોક્સ મોકલવાનું સરનામું :

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.**

| | |
|---|---|
| અમદાવાદ : | મુંબઈ : |
| ૧-૨ અપર લેવલ સેન્ચુરી બજાર | ૧૯૯/૧ ગોપાલ ભુવન, |
| આંબાવાડી સર્કલ, અમદાવાદ-૧૫ | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨ |
| ફોન : ૬૫૬૦૫૦૪/૬૪૪૨૮૩૬ | ફોન : ૨૦૦૨૬૯૧/૨૦૦૧૩૫૮ |



### ◻ સૌની સરખી રાવ ◻ સંજુ વાળા

ન્યૂજર્સીમાં આદિલજીને કેવાં કેવાં સપનાં આવે…

એક બપોરે આંખ મળી ત્યાં ભાળ્યું અમદાવાદ
શહેર ધુમાડે ઢંકાયેલું, પથ્થરનો વરસાદ
એક જ સૌના ચહેરે તણાવ સૌની સરખી રાવ
આ કાંઠે દિ' આથમતો ઓ કાંઠે ચડતો તાવ
ગુજરાતી છાપામાં વાંચે દાઢીધારી લાશ
મનહર મોદી 'હલ્લો' કહે'ને હૈયે વળતી હાશ !

ધૂળ વતનની વહાલી કરતાં ચડતું મન ચકરાવે…
ન્યૂજર્સીમાં આદિલજીને વિધવિધ કેવાં સપનાં આવે…

સ્ટેબિંગધર્મી પપૂધધૂઓ કરે ખંજરની ખેતી
સુક્કીભઠ્ઠ સાબરની રાતુંચટ્ટાક ભીંજે રેતી
ફરે સ્તબ્ધતા પહેરી ઢાલગરનાકે નિજની આંખ
એ… ચાચા એ… ભાઈ મને દો માણસપણાની શાખ
આ ટોળું આ જૂલૂસ આ તો એ અને આ એઓ
વચ્ચે કવિ કરજોડી ઊભા કોણ લૂછે પરસેવો

સ્વયં જુલાહાવંશી થઈને શબદ-રવૈણી ગાવે…
ન્યૂજર્સીમાં આદિલજીને નિતનિત એવાં સપનાં આવે…



### ◻ વિજય દાફડા

મારી રોજની માવજત
છતાં
તેં વાવેલો
એ ગુલાબનો છોડ
હવે કરમાતો જાય છે…



**▫ કૃષ્ણ દવે**
કહો તમે શું કર્યું ?

કાં આંખ્યેથી ઠલવ્યે રાખ્યું કાં હૈયામાં ભર્યું.
કૂંપળ જેવો કંઠ મળ્યો તો લીલું લીલું ગાયુ.
એમાં કૈં પણ પીળું પડ્યું તો કોણ કદિ
શરમાયું ?
વૃક્ષોને મન એક પાંદડું ખર્યું એટલે ખર્યું.
કહો તમે શું કર્યું ?

વધુ વધુમાં શું છે પાસે આ કાગળની હોડી ?
એમાં તો બસ ચાલ્યા કરતી આખ્ખી દોડાદોડી
રોજ રોજ પંચાત બધાને કોણ ડૂબ્યું ને તર્યું ?
કહો તમે શું કર્યું ?

વાતવાતમાં આમ તમે કાં વરસાવો છો લૂ ?
હું તો તમને સમજાવું છું ફૂલ એટલે શું.
ડાળીને સપનું આવ્યું તે સૂરજ સામે ધર્યું.
કહો તમે શું કર્યું ?



**▫ જયા મહેતા**
અંધારાની વાત સાંભળીને
વછૂટેલી ગોળી નાગરિકના
નાસતા પગની
આરપાર નીકળી ગઈ
ત્યાં જ
હુકમ સંભળાયો :
  યુદ્ધ પૂરું થયું છે.

અને અજવાળાએ જોયું
  ગોળી મારનાર સૈનિકના હાથ
  જખમી પગની સારવાર કરે છે.



### ▫ વાગે ઘૂઘરિયું ▫ લાલજી કાનપરિયા

આવી આવી માઝમ રાતે યાદ, કે વાગે ઘૂઘરિયું
ચડતો પાછો રોમરોમ ઉન્માદ, કે વાગે ઘૂઘરિયું.

સોળ વરસની વયમાં મ્હાલે મન, કે વાગે ઘૂઘરિયું
વાયો પાછો ફાગણિયો પવન, કે વાગે ઘૂઘરિયું.

નજરુંથી નજરું મળ્યાની વાત, કે વાગે ઘૂઘરિયું
ઊઘડે આછી મેઘધનુની ભાત, કે વાગે ઘૂઘરિયું.

હજી સાંભળું રણઝણતાં ઝાંઝર, કે વાગે ઘૂઘરિયું
પગલે પગલે ઘૂઘવતા સાગર, કે વાગે ઘૂઘરિયું.

કિયા દેશમાં તપે તમારાં રાજ, કે વાગે ઘૂઘરિયું
મારા ભાગે બળબળતી છે 'આજ', કે વાગે ઘૂઘરિયું.

સ્વપ્નનગરની ગલીએ ગલીએ ભટકું, કે વાગે ઘૂઘરિયું
તારા ગઢની ડેલી આગળ અટકું, કે વાગે ઘૂઘરિયું.



### ▫ ગીત ▫ સંદીપ ભાટિયા

મમ્મીજી સોયમાં પરોવે છે દોરો- દીકરી જીવને પરોવે એમ કોઈમાં

સોળમું સિલાઇએથી ફાટફાટ થાય એમાં મમ્મી ક્યાં દેવાના ટાંકો
ઓઢણીમાં પોપટાને ફૂટ્યાં છે ગીત અને ગૂમસૂમ મોરલાને પાંખો

કોકના વિચારમાં એ રીતે પડે કે પડે મીઠું પ્રમાણસર રસોઇમાં

આ બાજુ મમ્મી ને તે બાજુ દીકરી વચ્ચે ના હોડી કે પુલ
શક્યતાના ત્રાજવામાં તોલે છે દીકરી એ ઘટનાનું નામ છે અતુલ

હણહણતા અશ્વો જઇ પહોંચ્યા ડેટ્રોઇટ હજી મમ્મીજી ભાળતાં ડભોઇમાં



## મેલેનિયમ રામાયણનું ગીત □ અશોક ચાવડા 'બે-દિલ'

રાવણથી ઇમ્પ્રેસ થયેલી સીતાને
        હવે તમને પરણવામાં વાંધો
હે રામ તમે તોડેલ ધનુષ ફરી સાંધો

તમે એકલા અટૂલા જ ફરી આવો નાથ
        જરા પિયરીયે થોડું રહી આવું
કળિયુગની સીતા તો ચોખ્ખું કહે રામને
        હું વનવાસે સાથે નહીં આવું

વનવાસની વાત હવે નીકળી તો કહી દઉં
        કે લક્ષ્મણ પણ હમણાંથી માંદો
હે રામ તમે તોડેલ ધનુષ ફરી સાંધો

ટી.વી. ઑન કરતો જ્યાં ઑલ ધ બેસ્ટ જોવા
        ત્યાં રાવણનો ફર્સ્ટ નંબર આવે
    એમ આજના જમાનામાં રામ બોલો રામ બોલી
        રામને સૌ રોજે દફનાવે
રાવણને લહેરથી અહીં ફરવા મળે છે
        અને રામના ગળામાં રોજ ફાંદો
હે રામ તમે તોડેલ ધનુષ ફરી સાંધો

એ રામાયણ ઘરઘરમાં ચાલ્યા કરે છે
        જેને વાલિયાએ છોડી અધૂરી
રામ હવે પાછા અયોધ્યા કેમ આવે ?
        ત્યાં સૌના હાથોમાં રામપુરી

રામ રામ કહીને થયા રામ એવા છેટા
        જેમ છેટો અમાસેથી ચાંદો
હે રામ તમે તોડેલ ધનુષ ફરી સાંધો

□

□ વિજય દાફડા

તેં ચૂમેલી
આ હથેળીમાં
કોઈ જ
રેખાઓ નથી.

□

## ◻ મને કટોરી જેમ ◻ જગન્નાથ રાજગુરુ

મને કટોરી જેમ અધર પર ધરી,
અરધી-પરધી ચાખી હરિએ, અરધી એંઠી કરી,

કંકાવટી કેડ્યેથી ઝાલી કેશવ કંકુ ઘોળે,
સુખડનું સુખ મુજમાં શોધી આઠે અંગે ચોળે.
ઓરસિયો અંઘોળ કરે હું સુગંધ થઈ પરવરી,

હરિવર હાથ ધરી હૈયા પર વાદળ જેવું ઝૂક્યા,
માધવની માળામાં બે ફૂલ મેં પણ પ્રીતે પ્રોયાં,
રંગભીની રત સરી હાથથી, પડી રહી પામરી

મીરાં કે પ્રભુ ! પીવા જેવાં લાગ્યાં હઈશું અમે,
ધરી અધર પર મુજને આંખો ઢાળી દીધી તમે,
ગાંઠ-ગાંઠ મને છોલી જાણે હોઉં શેરડી નરી,

મને કટોરી જેમ અધર પર ધરી,
કદી શેરડી જેમ ચાખજો હરિ !



## ◻ ઉજાગરા ◻ સ્નેહલ જોશી

આંખમાં ઉજાગરાનું ચિહ્ન છે
જાગરણથી એ જરાક ભિન્ન છે.

ફૂલ જેવું સ્મિત જે કરતા નથી,
જાતથી તેઓ બધાય ખિન્ન છે.

આજ એકાદી ગઝલ તો આવશે,
આ હૃદય આજે બહુ ગમગીન છે.

વસ્ત્ર મારું હોય છે કાયમ સફેદ,
સ્વપ્ન મારાં એટલે રંગીન છે.

આપણે આ જિંદગી જીવી ગયા,
આપણો અપરાધ બહુ સંગીન છે.



## ગગન સાંપડ્યું હશે ▫ ભરત વિંઝુડા

ઈશ્વરને ખૂબ નીચે ઉતરવું પડ્યું હશે
મારા સિવાય કોણ શિખર પર ચડ્યું હશે

ટપકાં તિમિરના કંઈક રહે છે પ્રકાશમાં
હોવું દશાની જેવું હંમેશાં નડ્યું હશે

નીચે વધે છે મૂળ અને ડાળીઓ ઉપર
આ વૃક્ષને વહાલ બધે સાંપડ્યું હશે

એકાદ ક્ષણ વિચાર વગરની ય આવશે
ને શૂન્યતાનું દ્વાર જરા ઊઘડ્યું હશે

હું કોઈનામાં જઈને ઘડીભર હસી શકું
મારામાં કોઈ એમ પ્રવેશી રડ્યું હશે

ઘર છે અલગ અલગ ને નગર પણ અલગ અલગ
સહિયારું એટલે જ ગગન સાંપડ્યું હશે



## ▫ રાહદારીનો આક્રોશ ▫ જયંત મહેતા

એક કિશોર પર
મારો ડ્રાયવર તાડૂક્યો !
'બાઘા,
જરા જોઈને ચાલ ને !'
'ને-
મારી નજર ગઈ
રીયર વ્યુ અરીસા પર !
કાદવભીના શર્ટે
ચ્હેરો લૂછતા કિશોરમાં
મેં જોયો
ડાકોરની શેરીમાં
ત્રણ દાયકા પૂર્વે
ખોવાઈ ગયેલ
મારો ચ્હેરો !



## કવિને શોકાંજલિ - એક મુસદ્દો ▢ જયન્ત પાઠક

કહેજો કે જન્મ્યો અહીં, અહીં જીવ્યો ને ગુજરિયો -
અહીં આ ગારાને ઘરલીંપણ એની પગલીઓ
પડી નાની જે ના પછી કદી થઇ વ્યાપી બૃહદ
મૂકીને આઘે ના ગઇ વતન કેરી સરહદ

અહીંથી શેરીમાં, જરીક દૂર ઝાંપા લગી જઇ
કનેના મેદાને ફરી કરડ તીરે વિહરતી
વનોમાં ચાલી ને ઊતરી ગઇ નીરે નદી તણા
વટી વા આઘે ગૈ જરી ભુખર પ્હાડે વતનના
પ્રદક્ષિણા જેવી ગણપતિની - એની જગતની.

છતાં કહેજો : એણે પણ નિજની ટૂંકી સફરમાં
વિભુદીધી આંખે નીરખી કંઇ ઊર્ધ્વો અધસની
લીલા, દીધી પાંખે બહિરી-ભીતરી કૈં મુલકની
હદો વ્યાપી લીધી ડયન થકી ચૌદે ભુવનના-
સુણો, શબ્દે ભૂમાશ્વસનધ્વનિ એના કવનના



## ▢ અંકિત ત્રિવેદી

તું મને ન શોધ ક્યાંય આસપાસમાં
હું તને મળી શકું તારા જ શ્વાસમાં....

ના ભળે સાથે કદી તો ક્યાં ફરક પડે ?
સ્વપ્નમાં સાથે હશું કોઈ પ્રવાસમાં....

સૂર્ય જેમ કોઇનામાં હું સવારથી;
અંધકાર શોધતો રહ્યો ઉજાશમાં...

માર્ગમાં કોઇક તો ભૂલું પડ્યું હશે;
નીકળ્યો હશે પછી પવન તપાસમાં...

તું મથામણો કરી ગઝલ લખી તો જો !
હું તને મળી જઇશ કોઇ પ્રાસમાં...



## મૃત્યુ, જરા રોકાઇ જા ◻ જયન્ત પાઠક

મૃત્યુ, જરા રોકાઈ જા;
આવું છું - ના આવવાની ના-
પણ જરા
ખોળેથી આ માના શિશુ
ઊતરી જતું જે વારંવાર
ભાંખોડિયાં ભરતું, સતત તાકી રહેલું
ઓરડાનું દ્વાર
ઉંબરો ઓળંગીને ધીમે
ખસતું, વળી ઘસતું
નીકળી જવા કરતું
ચાર દીવાલોની હદની બ્હાર
આકાશની ખુલ્લાશમાં
અરે, આકાશનીયે પાર
એને (અનાગતને)
બચ્ચીઓ બે ગાલ પર ભાવે ભરી લઉં,
દુનિયા અજાણી સાવ સામે
વિસ્મય ઉછાળે દીપ્ત એવા સ્મિતને
ટા... ટા કરી લઉં.
એટલી ક્ષણ થોભી જા,
આવું છું - ના આવવાની ના.



◻ **અતુલ નાયી**

રસ્તા દુર્ગમ
કબર સુધી; પછી
સડકો સીધી !



## એવું છે ◻ મહેન્દ્ર જોશી

ભૈ એનું તો બસ એવું છે
હું પથ્થર એ પારેવું છે

મારી છાતી તારું ખંજર
આગળ તારે શું કહેવું છે ?

વાંકા-ચૂંકા આ વર્તુળને
સીધું કરવું બહુ વસ્વું છે

લયની બારી ખોલી નાખો
ભમરાને ભાગી જાવું છે

સ્હેજ હસ્યા ત્યાં અગ્નિ ઊમટ્યો
શું ધાર્યું છે, શું કરવું છે ?

ધૂળ હવાએ ખંખેરી ત્યાં
પર્ણો બોલ્યાં : સૂઈ જાવું છે !

આ તો બસ એના જેવું છે
હું પથ્થર એ પારેવું છે !



## રામલીલાનો ચોથો અંક (પૃથ્વી) ▫ હરિહર જોષી

પડી, કિસનલાઈટો હવે જરીક તંદ્રા મહીં
પડી જવનિકા, શમ્યો પગરવ, ગયાં લોક સૌ
ઊતારી કપડાં પછી રમણીવેશ ધારી 'જગો',
ફર્યો અસલ રૂપમાં ફસકઈ પડ્યો ચાલતાં
દૃશ્યો અવનવાં પસાર પળમાં થતાં, આંખથી :
થયો, સતી મદાલસા, મીનળદેવી, તારામતી
કદીક જુલિયેટ, રાણક વળી બન્યો પિંગલા !
મનોમન જગો સર્યો અતીતમાં બુઝાવી બત્તી.
ગયો, તરવરાટ, જોમ, પુરુષપણું ઓસર્યું
રહ્યું સ્વજન સમ માત્ર અબળાપણું સાથમાં
અથંભ સરકે, પળેપળ પટ્ટી વીત્યા કાળની !
જગો ઝઝૂમતો પડ્યો ઘન ડિબાંગમાં જાગતો
અચાનક પર્દો હલે પવન ફૂંકથી રાતમાં...
જગો, બળ કરી ફરે કરવટ જૂની ખાટમાં...



## ▫ Martina Tsvetayeva ▫ મહેશ દવે

હું સત્યને જાણું છું — બીજાં નાનાં-મોટાં ખરાં-ખોટાં તત્ત્વો ત્યજી દો!
ધરતી પર લોકોએ ક્યાંય સંઘર્ષ કરવો નહીં પડે.
જૂઓ — ઊતરી છે સંધ્યા; જૂઓ જૂઓ લગભગ રાત પડી છે :
ને તમે કયાં કવિઓ, પ્રેમીઓ ને યુદ્ધવીરોની વાતો કરો છો?

પવન હવે શાંત પડ્યો છે, ધરતી ઝાકળભીની છે,
આકાશમાંનું તારાઓનું વૃંદ હમણાં અદૃશ્ય થઈ જશે
અને એકબીજાને ધરતી ઉપર સૂવા ન દેનારા આપણે સૌ
થોડી જ વારમાં ધરતીની નીચે સૂઈ રહીશું.



## સારું થયું કે◻ અંજલિ કુલકર્ણી◻ મનીષા જોષી

(મરાઠી)
- કપડાંની શોધ થઇ એ બહુ સારું થયું.
સંસ્કારનું એક આવરણ તો મળ્યું.
નહીં તો આપણે પશુઓથી કેમ જુદાં કહેવાત ?

- કેટલું સારું થયું કે ભાષાનો જન્મ થયો.
શબ્દો આપણા સેવક બન્યા.
નહીં તો સત્ય આપણે ક્યાં સંતાડયું હોત ?

- નાજુક, યુવાન ત્વચા આપણા શરીરને રક્ષી લે છે,
એ પણ સારું છે,
નહીં તો લોહી - માંસના પિંડથી
આપણે કેવી રીતે આકર્ષાયાં હોત ?
(જોકે, આપણે એકબીજાનાં
પેટ- આંતરડાંની પ્રશંસા કરી શક્યાં હોત.)
એટલું સારું છે કે અંદર ચાલતું તોફાન
બહાર નથી દેખાતું.
પીડા, આંસુ બનીને બહાર નથી આવતી,
મૂંગા હોઠ પર જ્યાં સુધી
શબ્દ બહાર ન આવે,
દરેક સ્ત્રી
દિવ્ય છે.



## ...કાળપલટો◻ વજેસિંહ પારગી

કાલે,
જે હાથ
ભાગીરથી ઉતારી લાવવાનું
વચન આપતા હતા.
આજે,
એ જ હાથ
પાણીનો પ્યાલો પણ ધરી શકતા નથી !



## મારી પોતાની કબર પર ▫ બન્ન દેવી ▫ મનીષા જોષી

(ઉડિયા)

મારી પોતાની કબર પર
હું રોજ ફૂલ મૂકું છું.
વહેલી પરોઢના ઉજાસમાં
ઊગતા સૂરજને કહું છું,
જો,
તને ચાહતી એક એકલવાયી સ્ત્રી
હવે પથ્થર બની ગઈ છે.
તારા પ્રથમ કિરણ પર માત્ર એનો જ હક્ક છે.

મધ્યરાત્રિના ચંદ્રમાના પ્રકાશમાં
મારી પોતાની કબર પર હું ફૂલ મુકું છું.
નીતરતી ચાંદનીને કહું છું.
જો,
તને ચાહતી આ એકલવાયી સ્ત્રી
આજે શાંત છે.
તારી વેરાયેલી સંપત્તિ વચ્ચે
એની આ શાંતિ પર
માત્ર તારો જ હક્ક છે.

## ▫ ગઝલ ▫ નિદા ફાઝલી ▫ રમણીક સોમેશ્વર

ઊઠ, કપડાં બદલ, ઘરથી બારે નીકળ, જે થયું તે થયું
રાત પાછળ દિવસ, આજ પછવાડે કાલ, જે થયું તે થયું

જ્યાં સુધી શ્વાસ છે, ભૂખ છે પ્યાસ છે, એ જ ઇતિહાસ છે
ચાલ ખેતરમાં લઈને ખભે પાછું હળ, જે થયું તે થયું

કરતા રસ્તા બધા લોહીથી તરબતર, હાંફતા જાનવર
લાકડાં જેમ પાછો તું ચૂલામાં બળ, જે થયું તે થયું.

જે મર્યો કાં મર્યો, જે લૂંટાયો તે કાં, જે બળ્યો કાં બળ્યો ?
કંઇ યુગોથી છે ગૂમ એ સવાલોના હલ, જે થયું તે થયું

મંદિરોમાં ભજન, મસ્જિદે છે અજાન, ક્યાં કહો માનવી !
માનવી માટે એકાદ તાજા-ગઝલ, જે થયું તે થયું.



## અને 'ઘર' ❑ માલતી પરીખ - 'માનસી'

આમ તો
થોડીક ઈંટ, ગારો, ચૂનો, સિમેન્ટ, સળિયાનું
કડિયે તિનકે તિનકે બનાવ્યું'તું
(થોડી બાપકમાઈ, ને) આપકમાઈ. આણી જણસ
સૂતરને તાંતણે બાંધીને લઈ આવ્યો'તો એ મને
અગ્નિ ને એક નાના સમૂહની સાક્ષીએ
સપ્તપદીના બોલ આમ તો આછા પાતળા કાને પડી ગયા'તા માત્ર

હુંય કેવી ચાલી નીકળી'તી થોડીક શિખામણો, સંભળાઈ ન સંભળાઈ,
એની સંગાથે
ત્યારે જે નો'તું સમજાયું શરણાઈના સૂર વચ્ચે,
તે એકમેકના સંગાથે થતું આવ્યું સાર્થ
ખબર નહોતી ક્યો વિશ્વાસ, કઈ આત્મપ્રતીતિ લઈને
હતી એ જ માત્ર મૂડી, પાસે.

દેહૈક્ય, ભાવૈક્ય, મનો-ઐક્યનો વાવી દીધો એક છોડવો, નાજુક
વાવી દીધો'તો વિશ્વાસની હોડી બનાવીને
કહેતાં'તાં કે આમ સંસાર-સાગર પાર કરવાનો
છોડવું તો વધતું જાય હાલક-ડોલક હોડીમાં...
પ્રતીક બાળકોનેય બેસારી દીધાં'તાં એમાં
સંસાર ફૂલ્યો ફાલ્યો (ભર્યો-ભાદર્યો તોય ક્વચિત સાંધ્યઉદાસ)
ક્યારેક ટાઢ, તડકો, વરસાદ, આગ, ભૂકંપ, મરણનો કે રાષ્ટ્રોના
ઉન્માદનો બેનામા સ્વાદ-બેસ્વાદ
પણ વિશ્વાસે જે જણી'તી ભીંતો, પ્રાણથી જડી'તી ભીંતો
પ્રીતિ, નીતિ, વ્યવહાર, અર્થ, સંવાદથી રંગી'તી એને હાસ્યથી હરીભરી.
એક એક ક્ષણને સાચવી સાચવીને. જાણતાં કે અજાણતાં -

અતિશય મૂંઝવણ વચ્ચેય
દૂરથી આવતા ઘંટારવને સાંભળી લેતાં (મંદિરના, ચર્ચના, મસ્જિદની આઝાનના,
ઈતિ.)
ક્યારેક તત્ત્વ તત્ત્વ કરતાં લાગતું કે આ બધો ભ્રમ તો ન હોય ?
(ચકલીઓ, પોપટો, કબૂતરોના માળા. એ ભ્રમ ? પણ એમ ઈંડાં જણીને આપણાથી
ઊડી જવાય છે ?)

આ મોટી મોટી ચોપડિયુંમાં કે'તાને, એવો ? ભ્રમ ?
(જાગીને જોઉં તો જગત દીસે નહીં બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે !)
શું છે સંસ્કૃતિ, શું છે કરતાં ! -
ફરી વળી વશ્વાસે જ વ્હાણ ચાલ્યું જતું. પ્રેમનો વેપલો.
ને આમ વૃક્ષ ને વેલીની કથા જાણે સદાબહાર - બારમાસી
પણ ભોળકાંનેય આમ સદી ગયેલું બધું
સીધું સટોસટ ભાસ્યું'તું એવું હતું, ને ન્હોતુંય.

ત્યાં કયાંક ઘરને બાંધી'તી, અનાયાસે જ તો, આણની વાડમાં
કો'ક ને કો'ક છીંડું પાડવા આ આવ્યું જ છે જો.
એ - જ. જંગલી જનાવરી, જનાવર. પાળેલાં તોય જંગલી !
આક્રમક. એને કોણ રોકી શકે ?
પણ આ તો પાછું ભયાનક દેખાય ના-
એમ દેખાય, તો તો સાબદા.
કયારેક સાધુ-સાધ્વીના સ્વાંગમાં, કયારેક રૂપાળાં વસ્ત્રમાં
ક્યારેક બે મીઠા બોલમાં, કે પછી આંખ્યું ને દેહની નચામણમાં
'ગઠરી મેં પૈઠા' બૈઠા ચોર...
જે અતિથિ બનીને પેઠાં એને તો માંડ હડસેલી દીઠાં
પર જો બૈઠા મનમેં હમાર
ઈનકો કૌન સમજાવનહાર ? બૂરા જો દેખન મૈં ચલા...
આમ ને આમ ઝીણી ચદરિયાં બૂનતા જ ગયાં, વણતાં જ ગયાં -
પ્રેમવેલની બુટ્ટી જડી રે જડી રે. ગનાન (જ્ઞાન)ની શોધમાં શોધમાં રે
ઓરે ઘર, દીવાર સરી રે સરી રે, એવો ભો.લાગ્યો રે લાગ્યો રે
તો ચીખ એવી ઊઠી રે ઊઠી રે
આ પૂર મહીં કયાં જાસું રે જાસું રે ?
યે નહીં ઘર હમાર ? ભો. લાગી જતો.
ભ્રમ નિરસન તો ભ્રમ નિરસન.
અમને કેમ પાલવે ?
અમે તો ભરદરિયે દીવાદાંડી બની બેઠાં'તાં
અહાલેક જમાવી.

તો પછી ઘર ? કોને કહીશું ઘર ? અને આ હોડી ?
જન્મ્યા તો શું જાણસું ? અને અર્થ ?
જન્મવું તો ખરું પણ પરણવું ? તે શું ?
અને ઘર. અને ઘર. અને ?
❑

## ❑ પન્ના નાયક

આજે વસંતપંચમી છે
ડેફોડિલ અને ટયુલિપ અને ફોરસીથિયાથી
ઘેરાયેલી હું
સવારે
બાગમાં ટહેલું છું.
બપોરે
આડી પડી
કાવ્યો વાંચું છું.
સાંજે
સજાવેલા ટેબલ પર
મીણબત્તીના ઉજાસમાં
મનગમતા પાત્ર સાથે
સંવાદ છેડું છું.
રાતે
સુંવાળી રજાઈ તળે
સૂતાં સૂતાં
આવનારા દિવસો આજ જેવા જ ઊગે એવી
યોજના ઘડું છું.
પણ
મને ખબર છે
ડેફોડિલ અને ટયુલિપ અને ફોરસીથિયાનું
આયુષ્ય...
❑

## કુદરત ❑ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

વૃક્ષોના છાંયડા
એતો
સૂરજની આંખોના
પલકારા છે.

❑

## ફૂલને ભરોસે... ☐ ભાનુપ્રસાદ પંડ્યા

ના રહેવાય,
રહેવાય નહીં ભાઈ,
કોઈ ફૂલને ભરોસે !

અણધાર્યું સોડમના તાંતણાથી બાંધી દે !
એકાએક ઊઘડેલાં પોપચાંથી સાંધી દે !

ના કહેવાય,
કહેવાય નહીં ભાઈ !
એને કાંઈ હોંસાતોંસે !

મારગમાં રંગચટક ગોઠવી દે છટકું !
વાયરે ઝૂલીને કરે મારકણું લટકું !

ના સ્હેવાય,
સ્હેવાય નહીં ભાઈ,
જુએ એકીટસે રોષે !
રહેવાય ના ભાઈ, કોઈ ફૂલને ભરોસે !

☐

## ▫ મજબૂરી ▫ પ્રીતમ લખલાણી

ચોખા
અને મગના દાણાની
ચિંતામાં
બિચારાં
ચકો અને ચકી
એ પણ ભૂલી ગયાં
કે
બચ્ચાં
રામભરોસે
વીજળીના તારે
મોટાં થઈ રહ્યાં છે !

▫

ક્યારેક
કુંભાર પણ
મૂછમાં હસતો હશે
કે માટલાને
ટકોરા મારીને ચકાસતો
માણસ
કેમ
આટલો જલદી
ફૂટી જતો હશે !

☐

## આ રસ્તા ! ❑ ભાનુપ્રસાદ પંડ્યા

વન્ય હતાં ત્યારે
ઝાડીમાંથી સહેજ પસાર થતાં
ઉઝરડા થઈ જતા,
તેથી આજે અમે
રચ્યા રૂડા રસ્તા...
ક્યાંક સર્પિલા સરકતા,
ક્યાંક ચગદાતા ચીસ પાડતા,
ક્યાંક ગાજતા-ગૂંજતા-ભૂંજતા
એ સીધા જતા દેખાય
પણ વાંકાચૂંકા હોવું એ એની અસલિયત,
'સીધે રસ્તે જાઉં છું -' એવા
નિર્ધારવાળાનેય વાંકો વાળ્યા વિના
ન છોડે આ રસ્તા-હસતા-અમસ્તા !
તક મળ્યે એકબીજાને
કાપેય ખરા આ રસ્તા !
એટલે તો વનની પગદંડીએ
થતા માત્ર ઉઝરડા
પણ અહીં તો ઘણી વાર
રક્તથી ખરડાતા રસ્તા !
ક્યારેક મનની મૂંઝવણમાંય થાય
'આમાંથી કોઈ રસ્તો નહિ નીકળે ?'
એકાદ નીકળે - ત્યાં બીજો એને છેદતો મળે !
આ રસ્તાઓમાંથી નીકળવાનો
હવે શું કોઈ જ નથી રહ્યો રસ્તો ?!

❑

## અન્યાય ❑ કુંવલકુમાર જૈન ❑ સુરેશ દલાલ

(હિંદી)
ચાબુક
એમની છે,
પીઠ
છે
મારી !

❑

## ▫ કમલેશ સોનાવાલા

હજી ગઈ કાલે જ
વ્હેલી સવારના છાપાની જેમ
ઉત્સુકતાથી મારી વાટ જોતી તું.
આજે !
ગઈ કાલે વાંચેલા છાપાની જેમ
મને પસ્તીમાં પધરાવતી.
ભલે, નવા છાપાની વાટ જોતી રહે
પણ સ્મરણોની પસ્તી ખોલતી
વરસાદમાં પલળતી
આનંદની અનુભૂતિ કરાવનાર
કાગળની હોડીને યાદ કરતી તું
બની છે હોડી-
એ જ પસ્તીના છાપાની,

એ કેમ ભૂલી ગઈ ?



## ▫ શું જોઇતું હતું મને ▫ તારાપદ રૉય ▫ જયા મહેતા

ઘણા દિવસ પછી અમે મળ્યા
'કેમ છો' પૂછવાને બદલે
હાથ જોડીને હું ગણગણું છું. 'થેંક્યુ'
હમણાં હમણાં હું ભૂલકણો થઇ ગયો છું
દિલ્હીનું સરનામું લખવાને બદલે
હું લખી નાખું છું કલકત્તાના કોઇ રસ્તાનું નામ
ખીસામાં શોધું રૂમાલ
ને બહાર કાઢું દીવાસળીનું બાકસ
અને ઊભો રહી જાઉં છું
શું જોઇતું હતું મને ?
બેધ્યાનપણે ચાલતાં ચાલતાં
કોઇ વાર અચાનક પહોંચી જાઉં છું
મારા જૂના ઘરના રસ્તે
શું જોઇતું હતું મને ?

હમણાં હમણાં હું બહુ ભૂલકણો થઇ ગયો છું.



પ્રિય સુરેશભાઇ,

કવિતાનો ૨૦૮મો અંક ખરા અર્થમાં મજેદાર રહ્યો. વસંત વૈતાલિક કવિવર ન્હાનાલાલના ફોટોગ્રાફ અને એમના જ હસ્તાક્ષરમાં છપાયેલું કાવ્ય... આ મોટા ગજાના ન્હાનાલાલને આ રીતે જોવા એ પણ એક લ્હાવો છે. 'કોણ ઘડે છે કીડીઓના નેપૂર'ની ચિંતામાં મગ્ન લાભશંકર ઠાકર ઉત્તમ કાવ્યત્વને સિદ્ધ કરે છે. કબીરના દોહાને રૉ-મટિરિયલ બનાવીને એટલે કે કવિતાની કવિતા કરવી એ જેવી તેવી વાત નથી. એમની કવિતા વાંચવા માટે પણ ભાવક પાસે એક પ્રકારની સજ્જતા હોવી જરૂરી છે. કવિતાનો આંતરલય હલબલાવી મૂકે એવો છે. કવિને અભિનંદન. મનીષા જોષીને પણ વાંચવાની મજા પડી. ખરેખર જૂના અને નવા કવિઓ વચ્ચેનો સેતુ એટલે 'કવિતા'! એમ કહેવામાં અતિશયોક્તિનું પ્રમાણ નહિવત્ છે.

અંકિત ત્રિવેદી

▫ ગર્ભપાતનું વિધાન▫ રજની પલિઠાંદલા▫ ગ્રંથિન્
(તેલુગુ)

કાન્હા,
એક નીડર ટ્રેસપાસરની જેમ
તેં શા માટે આકાર્યું
પેલું બીજું અર્ધું આળખું
મેં ચૌદમા દિવસે ઉતાવળે, અનિચ્છાએ
પ્રવેશવા દીધેલા કોશોના જૂથનું

કારણ, તારી સાથે વહેંચી શકાય
એટલું લોહી મારામાં નહોતું
અને તને ઉછેરવાનો સમય પણ નહોતો,
કારણ, તારી બહેન બાળોડિયાં પણ ભરી શકતી નહોતી,
હું તને જન્માવવા ઇચ્છતી નહોતી.
તારું પાપ એટલું જ કે
તું વગર પરવાનગીએ અસ્તિત્વમાં આવતો હતો,
ને મારી હંગામી નોકરી ને તબિયતે
તને મોતની સજા કરી.
યાતનાથી પીડાતી, ધ્રુજતી- ડગમગતી
હું ફાંસીગર જેવું અનુભવતી ટેબલ પર ચડી,
મોજાં પહેરેલા હાથે તારા મોઢાને ઢાંકી દીધું,
બાણની સામે અભિમન્યુની જેમ
મેં તને એમની દયા પર છોડી દીધો.
તને મેં ગુમાવ્યો, ત્યારે
લાચાર પાંડવોની જેમ હું રડી.
પેથિડિનના ઘેનમાં
મેં પીંછાની જેમ લથડિયાં ખાધાં.
મારી અંદરની માતાને મેં દાટી દીધી.
પણ મેં તને જોયો ત્યારે-
કંસના વિનાશક શસ્ત્ર જેવી કંઇક દેખાતી
પ્લાસ્ટિકની ઠોલમાં
પ્લાસ્ટર ઑફ પૅરિસનો સુંદર લોંચો-
ફરી મને થયું કે
તને મારા વક્ષ પર ધરું,
દૂધ માટે ફાંફાં મારતા તારા હોઠનો સ્પર્શ અનુભવું,
તને ફરી સાજોસારો અખંડ કરવા માટે
તારી સર્વગ્રાહી આંખોમાં તાકી રહું.

મને એમ પણ થયું કે
તને આટલી સહેલાઈથી મારી નાખવાનો
રસ્તો શોધવા બદલ એ લોકોનાં મોઢાં પર
થૂંકું, ગર્ભાશયનું પાણી થૂંકું :
પણ, બેટા, આ તો શોકના ફક્ત શબ્દો છે.
હું એટલું જ ઇચ્છું છું કે
દૂધ સૂકવી નાખવાની દવાઓ છે,
એમ હૃદયની લાગણીઓને સૂકવી નાખવાની દવા હોત.



**❑ અશરફ ડબાવાલા**

સાંઇના ચકમકે જાતને જગવશું.
પરમના તેજનો અંશ થઇ પ્રગટશું.

બેય રીતે અમે થઇ જશું તરબતર,
પરખી પામી જશું, પામીને પરખશું.

ઝળહળ્યા છે હવે ગેબમાં દીપકો
દેહ ને દાહની મધ્યમાં સળગશું.

મૌન છોડી અમે વળગશું શબ્દને,
જળથી ભાગી અમે જાળમાં સરકશું.

ભીતરી ગોખમાં સ્થાપશું ભાસને,
ભાન ભૂલી પછી ગોખને ગજવશું.

ઓટલે, આશરે, અંત કે તીર્થ પર,
ખૂબ ચાલ્યા પછી ક્યાંક તો અટકશું.

દ્વૈત અદ્વૈતના ભેદથી મુક્ત થઇ,
સકળમાં લીન થઇ સર્વમાં ધબકશું.



**▫ ગઝલ ▫ મધુમતી મહેતા**

પગ પગથિયાં દાદરા જાણી લીધા,
થોભવાના કાયદા જાણી લીધા.

એ રહે અકબંધ કે તૂટે ભલે,
મેં જગતના આયના જાણી લીધા.

ફૂલ ખુશ્બૂ સાચવી બેસી જશે
જો ભ્રમરના વાયદા જાણી લીધા.

પાંદડા ગણવા વિશેની ઘેલછા.
છોડી તો મેં છાંયડા જાણી લીધા.

બંધ ઘરને દઈ ટકોરો એમણે,
ભીંત ભોગળ બારણાં જાણી લીધા.

હું તબીબોથી હણાયો એટલો,
મેં મરણના ફાયદા જાણી લીધા.

બેસશું વાળી પલાંઠી આંગણે
કુંભમેળા ડાયરા જાણી લીધા.

સર્વ આકારો તજીને છેવટે
તાપ ભઠ્ઠી ચાકડા જાણી લીધા.

**▫ ગઝલ ▫ મુકેશ જોશી**

સભામાં આપશે પણ એ હૃદયમાં સ્થાન નહીં આપે
મિલાવે હાથ પણ ભેટી તને સન્માન નહીં આપે

પૂજા તારી થશે,કાં રામ અડશે એ  જ ચિંતાથી
જગત, પથ્થર થવાનું પણ હવે વરદાન નહીં આપે

શહેર આખું ફસાયું છે હવે તું પણ ફસાવાનો
હસીને સાંભળે છે એ, પરંતુ ધ્યાન નહીં આપે

એ તારા પ્રેમપત્ર, ભેટ પાછા આપશે કિંતુ
તેં એની આંખમાં ખોયું હતું એ ભાન નહીં આપે

પછી શું કામ મારા હાથ ફેલાવું જગત પાસે
જગતનો એક પણ માણસ મને ભગવાન નહીં આપે

ખુદા જેવો મેં સોદાગર હજી જોયો નથી યારો
એ મોંઘી જિંદગી લીધા વિના અવસાન નહીં આપે



❑ **સુ.દ.**

દિવસ ઊગે છે, બપોરે પડે છે, સાંજ ઢળે છે  અને આંધળી રાત પડે છે.
આંખોની પાછળ ઊભો છે સૂમસામ એક પ્હાડ, પ્હાડ પર લીલેરો વરસાદ પડે છે.

નથી કોઇનો સાદ કનડતો
નથી કોઇની યાદ
હોઠ ઉપર પણ નથી ફરકતી
કોઇ કશી ફરિયાદ.

ને તોય છતાંયે શાને મારો મૂંગો મૂંગો જીવ બળે છે.
સરવર લાગે શાંત છતાંયે જળ તો એનાં ઉપરતળે છે.

વાસંતી આ બાગ છતાંયે
કોયલ તો ચૂપચાપ.
પાનખર ક્યાંક તો હશે મૂકી ગઇ
પગલાંઓની છાપ.

ફૂલ પરનાં આ ઝાકળબિંદુ સમદર જેવું કેમ રડે છે ?
દિવસ ઊગે છે, બપોરે પડે છે, સાંજ ઢળે છે અને આંધળી રાત પડે છે.

❑

### ❑ વ્હાલ❑ રમેશ પારેખ

વ્હાલ કરે તે વ્હાલું !
આ મેળામાં ભૂલો પડ્યો હું કોની આંગળી ઝાલું ?

ફુગ્ગા ને ફરફરિયાં જોઉં, જોઉં લેણા-દેણી
કોઇક વેચે વાચા, કોઇક વ્હોરે ફૂલની વેણી
કોઇક ખૂણે વેચે કોઇ પરમારથનું પ્યાલું...

ક્યાંક ભજન વેચાય, ક્યાંક વેચાય કંઠી ને ઝભ્ભો
શું-શું અચરજ કરે કાળના જાદુગરનો ડબ્બો

સૌ-સૌનો ઉત્સવ છે એમાં હું અટવાતો ચાલું....

કોઇક છાતી ખરીદ કરતી સસ્તા ભાવે સગડી
કોઇક લેતું મોંઘામૂલી છતાં લાડની લગડી
શું લઇશ તું ?- પૂછે મને આ મારું ગજવું ઠાલું

❑

## ▫ હિતેન આનંદપરા

મને ઝાંખપ આવી આજ મને ઝાંખપ આવી
ઝળઝળિયાંઓ, ધુમ્મસ, કાળપ, છળવું લાવી

છતી આંખથી છળવાનું ને પાછું છાવરવાનું
કરી નેજવું આખેઆખું અતીત આવરવાનું
છે ગૂમસૂમ ગૂમસૂમ સાઝ, મને ઝાંખપ આવી
સિતારનું અંતિમ જાણે રણઝણવું લાવી

આંખો જેને કહેતા એને બાકોરું કહેવાય ?
સૂરજ સામે જુઓ તોયે અંધારું દેખાય
મારી નજરો ચોરે બાજ, મને ઝાંખપ આવી
ખરી રહેલા તારાનું ચકમકવું લાવી

બહાર ઘણુંયે જોયું મનવા ચાલો ભીતર જઈએ
અંધારાના ગામે અણઘડ અજવાળા ઊજવીએ
જુઓ બજી રહી પખવાજ, ભલે ઝાંખપ આવી
ઝળઝળિયાંની સાથે જો ઝળહળવું લાવી
ભલે ઝાંખપ આવી આજ, ભલે ઝાંખપ આવી

▫

## ▫ રુમિ

હું કવિ નથી
કવિતાથી મારો જીવનનિર્વાહ કરતો નથી
મારા જ્ઞાનની ડંફાસ કરવાની પણ
મને જરૂરિયાત જણાઈ નથી
કવિતા પ્રેમનો શરાબ છે
અને મારી પ્રિયતમાના હાથે જ
એને સ્વીકારું છું.

▫

## ▫ હિતેન આનંદપરા

ગૂંચળું વળીને ઊડતા
સાપોલિયા જેવાં ધૂમ્રવલય
હવામાં ફંગોળાયા કરે
ક્યારેક વમળનો આભાસ આપે
ક્યારેક ગર્ભસ્થ શિશુનો
પણ આ શિશુત્વ થોડી જ ક્ષણ-
થોડી વારમાં તો
આ વલયો વિલય પામશે.
કદાચ વિલય નહીં પામતાં હોય
જતાં હશે ક્યાંક ઉપર ને ઉપર
નજરોની સીમા ચાતરીને
પહોંચતાં હશે વાદળ પાસે,
ચંદ્ર પાસે, સૂર્ય પાસે.
કદાચ ન પણ પહોંચે
શક્ય છે પવન એને આંતરી ગળી જાય

વિચારોમાં ગરકાવ સિગરેટનો કશ
ધૂમ્રસેરો વહેતી કરે
અને જોયા કરે
વિલીન થઈ રહેલા અસ્તિત્વને.

## ▫ રુમિ

મારા માલિક !
જો તમે સૂઈ જશો
તો કોઈને પણ તમને જગાડવા નહીં દઉં
તમે જ્યારે સૂતા હો છો ત્યારે
તમારો પ્રેમ વૃક્ષની જેમ ફેલાય છે
અને ડાળ પર ફળ મધમીઠાં થાય છે.



## ▫ રુમિ

'મારાપણા'નો જ્યારે અંત આવે છે
ત્યારે એ દેખાય છે
એ ચહેરો આ ચીંથરાની આરપાર



## ▫ સુ.દ.

વાણીને જે સહજ વણે એ વણકર એક કબીર
અધીર મારું મન ઝંખે છે મીરાંનું મંદિર.



## ▫ રમેશ ઓઝા

### શબ્દ

પવન તીક્ષ્ણ
ને
ઉષ્ણ એના ન્હોર,
ઝાડ
ઉઝરડાય-
ખરે પર્ણ
પર્ણ વિના
ઝૂરે ડાળ ડાળ-
ભેંકાર,
ખરે બપોરે ઊંધે મસ્તક
લટકે,
ચૂવે,
        નીચે,
તડકો પહેરી ખખડે પર્ણ
સુણે કર્ણ
નેત્ર ઝરે
હૃદય ફૂટે પ્રગટે
થઈ કૂંપળ

### શબ્દ-ચિત્રો

૧.
વરસાદમાં
વૃક્ષ આ ઊભાં શાંત-
જાણે
કો' અગોચર મૌન-વાણી
હો વરસતી, આકાશથી
ને
લુપ્ત વાણી એમની
મૂળ સોતી ઘરબાઈને ભૂમિ વિશે
ઘાસ થૈ
લીલું અહીં મહેકી રહી...

૨.
ટેકરી પર
ઊભું એકલ વૃક્ષ
જાણે
વિદ્યાર્થીએ જવાબ આપવા
કરી આંગળી ઊંચી.

### બખોલ

પાંખ પસારી બખોલથી
પંખી ઊડ્યું :
બેઠું ઊંચી ડાળે
જોતું અસીમ અવકાશ :
સ્વગત ઉચરે- 'અહીં'
ક્યહીં બખોલનું નહિ નામ નિશાન ?
આ તે
દુનિયા છે કે સ્મશાન ?



## માંદી મા ઉપરનાં કાવ્યોમાંથી... ❑ યુના મોરિત્ઝ (રશિયન)

❑ મહેશ દવે

બહુરંગી પીંછાંવાળું, ઊડતું ઊડતું
પંખીઓનું વૃંદ ઊતરી ચૂક્યું છે.
બચુકડા રીંછ પરની રુવાંટી જેવું
વાડામાંનું ઘાસ ઘાટું-ઘટ્ટ છે —
લીલાંછમ રીંછ પર હોય તેવું;
હા, ટચૂકડા અમથા, સૌથી ન્હાનલા
લીલમ-લીલાં રીંછ પર.
લોકો આસપાસ હરે-ફરે છે
અને પ્રાણીઓ પણ.
ચાલનારા તમામ ઉપર ઈશ્વરના આશીર્વાદ ઊતરજો!
જુઓ, જુઓ! પેલું શહેર ટકી રહેશે,
એકેએક ગામ બચી જશે.
કારણકે હળવી ભૂરી ઊંચાઈઓ પર
સૂરજ ફરી પ્રકાશશે,
બટાટાની જેમ, ઘઉંની જેમ...
નાસપતિના વૃક્ષ પરનું ફળ પણ ફાલશે
અને ડગુમગુ ડગુમગુ બા ચાલતાં શીખી રહી છે.

પડીશ નહીં, દડીશ નહીં, નાનકડા આંસુડા,
રખે તેની ચાલવાની ફરસ ભીની-લપસણી થાય!

❑

## ❑ રુમિ

પ્રેમ
એક એવી જ્વાળા છે
કે જ્યારે એ પ્રકટે છે
ત્યારે બધું જ બાળી નાખે છે
કેવળ રહે છે ઇશ્વર

❑

## ▫ રમેશ ઓઝા

### શબ્દ

પવન તીક્ષ્ણ
ને
ઉષ્ણ એના ન્હોર,
ઝાડ
ઉઝરડાય-
ખરે પર્ણ
પર્ણ વિના
ઝૂરે ડાળ ડાળ-
ભેંકાર,
ખરે બપોરે ઊંધે મસ્તક
લટકે,
ચૂવે,
 નીચે,
તડકો પહેરી ખખડે પર્ણ
સુક્ષે કર્ણ
નેત્ર ઝરે
હૃદય ફૂટે પ્રગટે
થઈ કૂંપળ

### શબ્દ-ચિત્રો

૧.
વરસાદમાં
વૃક્ષ આ ઊભાં શાંત-
જાણે
કો' અગોચર મૌન-વાણી
હો વરસતી, આકાશથી
ને
લુપ્ત વાણી એમની
મૂળ સોતી ધરબાઈને ભૂમિ વિશે
ઘાસ થૈ
લીલું અહીં મહેકી રહી...

૨.
ટેકરી પર
ઊભું એકલ વૃક્ષ
જાણે
વિદ્યાર્થીએ જવાબ આપવા
કરી આંગળી ઊંચી.

### બખોલ

પાંખ પસારી બખોલથી
પંખી ઊડ્યું :
બેઠું ઊંચી ડાળે
જોતું અસીમ અવકાશ :
સ્વગત ઉચરે- 'અહીં'
ક્યહીં બખોલનું નહિ નામ નિશાન ?
આ તે
દુનિયા છે કે સ્મશાન ?



## માંદી મા ઉપરનાં કાવ્યોમાંથી...

❑ યુના મોરિત્ઝ (રશિયન)
❑ મહેશ દવે

બહુરંગી પીંછાંવાળું, ઊડતું ઊડતું
પંખીઓનું વૃંદ ઊતરી ચૂક્યું છે.
બચુકડા રીંછ પરની રુવાંટી જેવું
વાડામાંનું ઘાસ ઘાટું-ઘટ્ટ છે —
લીલાંછમ રીંછ પર હોય તેવું;
હા, ટચૂકડા અમથા, સૌથી ન્હાનલા
લીલમ-લીલાં રીંછ પર.
લોકો આસપાસ હરે-ફરે છે
અને પ્રાણીઓ પણ.
ચાલનારા તમામ ઉપર ઈશ્વરના આશીર્વાદ ઊતરજો!
જુઓ, જુઓ! પેલું શહેર ટકી રહેશે,
એકેએક ગામ બચી જશે.
કારણકે હળવી ભૂરી ઊંચાઈઓ પર
સૂરજ ફરી પ્રકાશશે,
બટાટાની જેમ, ઘઉંની જેમ...
નાસપતિના વૃક્ષ પરનું ફળ પણ ફાલશે
અને ડગુમગુ ડગુમગુ બા ચાલતાં શીખી રહી છે.
પડીશ નહીં, દદીશ નહીં, નાનકડા આંસુડા,
રખે તેની ચાલવાની ફરસ ભીની-લપસણી થાય!

❑

❑ **રુમિ**

પ્રેમ
એક એવી જ્વાળા છે
કે જ્યારે એ પ્રકટે છે
ત્યારે બધું જ બાળી નાખે છે
કેવળ રહે છે ઇશ્વર

❑

## છરો □ એલિસન ફેલ □ યોસેફ મેકવાન

છરો મારો હૂંફભર્યો હાથો છરો મારી સજ્જડ પકડ
છરો મારો સહજ ઘા છરો મારા ઉષ્મિત ગાલની
સુરખી મારી ઠંડીગાર ધાર છરો મારો હાથ સપાટ
છરો મારી તમાચ મારો બચાવ છરો મારી
અંગૂલિ ને અંગૂઠો નથી કશોયે હું કોઈ માપસરનો
ટુકડો છરો મારી મંગલદૃષ્ટિ છરો મારી સીધી ઉડાન
છરો હું છું હું જ છું મારી મંગલદૃષ્ટિ જાણે બાપ ને
દીકરી છરો મને ના રડવા દે એ મારી ઊડતી દૃષ્ટિ
છરો મારો ઘા બરાબર ધાર્યો ઘા છરા તને ગમેશું
મારા ખચૂખચૂ કરવા લોચા છરો મારી મુક્તિ
હું છું હું છું મારી હિંમત ને રક્ત નીકળશે છરો
મારો બાપ જાણે મંગલદૃષ્ટિ મારી ડાહી દીકરી છરી
જોઈ લે જોઈ લે હું છું હું છું મારું રુધિર મારી
ધારદાર બહાદુરી જોઈ લે મારો સુરખી ભરેલો ગર
છરા તને ગમેશું મારા ઘા તને ગમે શું મારો જોશ

□

□ **રુમિ**

મારી પ્રિયતમા સાથે હું બાગમાં ચાલતો હતો
મારી નજર ગુલાબ પર પડી
મારી પ્રિયતમાએ મારી ખબર લઈ નાખી
અને કહ્યું : મારો ચહેરો
તારી આટલો નજદીક હોય
તો તું ગુલાબ તરફ જોઈ જ કેમ શકે ?

□

❑ અહેસાન જાફરી (ઉર્દૂ)

❑ અનુવાદ : અશોક ચાવડા

બગડી ગયું જગતનું ચલન જોઈ રહ્યો છું
ભડકે બળી રહેલું વતન જોઈ રહ્યો છું
છે જે હવે પ્રહાર હૃદયની ખુશી ઉપર
જોયાં ન જે એ દુઃખ દરદ જોઈ રહ્યો છું.

❑

ના પયંબર નીકળ્યા કે ના સિકંદર નીકળ્યા
દોડતા એકેક રસ્તા પરથી ખંજર નીકળ્યા
આમ તો ચારેતરફના ઘર મસીહાના હતા
જ્યાં ટકોરાઓ દીધા ત્યાંથી સિતમગર નીકળ્યા

❑

પોતિકાઓએ ઉજાડ્યો બાગને જાણી ગયો
કોણ પડદામાં છુપાઈને રહે જાણી ગયો
તૂટતા વિશ્વાસની દીવાલના પ્રતિબિંબમાં
પગતળે કચડાય છે ઈમાન એ જાણી ગયો

❑

મસ્જિદ બચી ન એનાથી મંદિર ન સુરક્ષિત
એણે ઈમાનીઓને રસ્તામાં કતલ કર્યા
બળતા ઘરોથી કોઈ દિ' ના થાય રોશની
કુરઆન ને ગીતા બેઉ ઠેબે ચડી ગયા

-

□ રવ□ ધર્મેશ ભટ્ટ

ગામની ખરીઓ
રગદોળે ગામની છાતીને
કેસરી ઝાંય પાથરીને ક્ષિતિજાંચલે
ખોવાઇ જતા સૂર્યને જોઇ
પવન ધૂમરી ખાઇને
ડાળને હિલોળે
કોઇ આંખોમાં ટિખળ રમવા માંડે.

ગોધૂલિ વેરાય શ્વાસમાં...
અસ્ત થતા સૂર્યને ફાનસમાં સમેટી લેવા
ઊંચે હાથ
હાથની વિશાળ છાયા જાતને આશ્લેષમાં લેવા ફેલાય...
ફાનસના આછા ઉજાસમાં ફેલાતા પડછાયામાં
આપના જેવો આકાર જોઇ
ક્ષણેક ચરણ થંભી જાય
કે
મેડીના કમાડનો કિચૂડ કિચૂડ સાદ
સાંભળીને થંભી જાય આભાસમાં.

('...અને રેતકણ' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : ધર્મેશ ભટ્ટ ૧૪-એ, બિલ્ડિંગ નં. ૧૬૨, સમતાનગર, વેસ્ટર્ન એક્સપ્રેસ હાઇવે, કાંદિવલી (પૂર્વ). મુંબઇ-૪૦૦ ૧૦૧. મૂલ્ય રૂા. ૩૦)

## પૂર્વવત્ □ અમિત વ્યાસ

પૂર્વવત્ ભૂતકાળ તાજો થાય છે;
'ને હજુ એક હાથ ત્યાં લંબાય છે !

ટુકડા રૂપે મળે છે, જે બધું;
એ બધું ક્યાં સોયથી સંધાય છે !

રડવાનું હોય છે હોવાપણું;
અહીં બધું યે એકનું બે થાય છે !

કાચની સામે રહી જો એકલો;
નિત નવા ચહેરા પ્રતિબિંબાય છે !

છે ભૂલા પડવાનો એક જ ફાયદો;
કેટલાં રસ્તા પરિચિત થાય છે !

('નાજુક ક્ષણો' ગઝલસંગ્રહમાંથી પ્રાપ્તિસ્થાન : સાહિત્યધારા, એમ-૨/૮ ગુજરાત હાઉસિંગ બોર્ડ, એ.જી. સોસાયટી પાછળ, કાલાવડ રોડ, રાજકોટ - ૩૬૦ ૦૦૫, મૂલ્ય રૂા. ૩૦.)

## નહીં મળું ▫ કિશોર વાઘેલા

આ પથ ઉપર ફરી હું સફરમાં નહીં મળું;
અર્થો તરફ ગયો છું, શબ્દમાં નહીં મળું.

એવું બને કે સ્પર્શ થતા હું ખરી પડું;
આકારના જગતની જણસમાં નહીં મળું.

આધીન તમારે કંઠ બધા હો ભલે સૂરો;
ગાઈ શકો સહજ એ તરજમાં નહીં મળું.

આ સૂર્યના કિરણને પ્રસવ આપજે હવે;
ચમકાર છું જીવનના તમસમાં નહીં મળું.

શોધી શકો કદાચ હવામાં અવાજમાં;
હું સત્ય છું કદીય ભરમમાં નહીં મળું.

('સૂર્યની શોધ પહેલાં' ગઝલસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન: ડૉ. રાજશ્રી વાઘેલા. ૩૦૬, શિવસાગર-ફ્લેટ્સ, તખ્તેશ્વર તળેટી, ભાવનગર-૩૬૪૦૦૧.મૂલ્ય રૂ. ૭૫)

**▫ પ્રકાશ નાગર**

જિજીવિષા

મીરાં મેવાડ છોડી ગઈ છે છતાંયે હજી ભટકે છે રાણાજી રેતમાં !

રાણાની સાંઢણીઓ શોધે છે રેતીમાં મીરાંનાં ઝાંઝરનો નાદ,
રેતીનાં રજકણમાં થાતો ધબકાર એવો રાણોજી પાડે છે રાડ–
કાળા પડછાયાને સમજીને કામળો અટકે છે રાણાજી ખેપમાં !
હજી ભટકે છે રાણાજી રેતમાં !

મંદિર હવેલી બધે શોધીને થાકેલો રાણોજી સંતોને પૂછે–
મીરાંનાં ગીત હજી ગાઓ છો કેમ ? મુજ નવસેં નવાણું નાડ તૂટે !
વાંસળીનાં સૂર સંગ ગીતો રેલાય એ જ ખટકે ખાલીપાનાં દેશમાં !
હજી ભટકે છે રાણાજી રેતમાં !

('એકલું તમને લાગે ત્યારે...!' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન: પ્રકાશ ના ગાયત્રીનગર, "માતૃકૃપા", રાજકોટ-૩૬૦૦૦૨. મૂલ્ય રૂ. ૫૦).

## ▫ અનુપસિંહજી પરમાર

વર્ષો જૂનું ઘર હજી મને કેટલું યાદ આવે ?
દ્વારે દ્વારે નમણી નકશી, બારસાખો સુહંતી;
ને થંભાને ઉપર ભરણાં કોતરેલાં રસાળ !
આજે યે એ નજર મહીં આવી ચઢે કોણ જાણે !

નાની રૂડી ગમતી મુજને ચોક કે સ્વચ્છ પાળી,
તેની વચ્ચે વિહગ ચણતાં સંગ વર્ષાઋતુમાં;
ને ખીલેલાં કુસુમ, નિતનાં પાણીડાં સીંચવાથી,
ઉષાકાળે પ્રથમ નીરખી અંતરે તૃપ્ત થાઉં !

લીંપ્યુંગૂંપ્યું ઘર હતું હતી ઓકળી ભાત રૂડી,
ભીંતે રૂડાં મયુર મૃગ, અશ્વાદિ કૈં ચીતરેલા !
વર્ષાકાળે કદીક ગળતું, ભીંત થોડી નમેલી,
ઓચિંતુ એ પણ ઢળી જશે લાગતું એમ તો ના !

આજે ત્યાં આ નવું ઘર બન્યું લોક 'બિલ્ડીંગ'' કહેતા,
કિન્તુ મારે ઉરેથી છૂટતું ના કદી ગેહ જૂનું !

('પૂર્ણા' સોનેટસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : રત્નત્રય લિટરરી ટ્રસ્ટ ૮/૦ ચંપકલાલ સંઘવી, મોટા બજાર, વલસાડ-૩૯૬૦૦૧. મૂલ્ય રૂા. ૪૫)

## ▫ પ્રજ્ઞા દીપક વશી

*લે, ગઝલ વિચાર આરંભાય છે !*
*શબ્દ સાથે અર્થ ગોરંભાય છે !*
*ટેરવે નિઃશ્વાસ તારા સ્પર્શનો*
*ને સતત મારું ભીતર છોલાય છે !*

▫

*જે નથી મારું તે તારું હોય છે*
*વેદના અવતારનારું હોય છે*
*કાયમી ક્યાં કોઈ બંધન આપણું*
*લાગણી જન્માવનારું હોય છે !*

▫

('સ્પન્દનવન' કાવ્યસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન : ધ્વનિ પ્રકાશન, સી/૧૪, મુક્તાનંદનગર, સરદાર બ્રિજ સર્કલ પાસે, સુરત-૩૯૫ ૦૦૯. મૂલ્ય રૂા. ૮૦).

## ▫ ગણપત પરમાર

નરી ઝંખનાથી સભર આ નગર છે
રહો છો તમે તે જગા કાચઘર છે

મહોબત કરી લો તમે આજ મનથી
અહીં કોઈને કાલની ક્યાં ખબર છે

નહીંતર મહેકે નહીં આ હથેળી
મળેલા નવા સ્પર્શની આ અસર છે

પ્રસંગો નવા છે અનુભવો નવા છે
થશે રાહમાં શું ? અજાણી સફર છે

નથી કોઈ કારણ હવે દૂરતાનું
વિહગ પાંખ શી વિસ્તરેલી નજર છે.

('ગતિ' ગઝલસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન: ગણપત પરમાર, બસ સ્ટેન્ડ પાછળ, હળવદ-૩૬૩ ૩૩૦. જિ. સુરેન્દ્રનગર. મૂલ્ય રૂા. ૩૦).

## ▫ મથે છે ▫ સૈયદ શકીલ

કેવા એ બંધનેથી છૂટી જવા મથે છે?
ધરતીય શું ખબર ક્યાં ભાગી જવા મથે છે

હેરાન હલબલે છે, ઊંડે અતાગ ઊંડે
શબ્દે ઉકળતો લાવા, ઉભરી જવા મથે છે

છાતી ઉપર ઉભી છે, પર્વત સમાન પીડા
ધરતી શું પડખું બદલી હળવી થવા મથે છે

થોડા જે આ તરફ ને થોડાં પેલી તરફ કંઇ
જીવાડવા મથે છે, જીવી જવા મથે છે

આ ધ્રુજતી ધરા પર વણજાર, પોઠ, ટોળાં
નિંદરના બોજ હેઠળ જાગી જવા મથે છે

('હોઠ પર પડી તિરાડ' - ભૂકંપ વિષયક ગઝલસંગ્રહમાંથી. પ્રાપ્તિસ્થાન: જગદંબા પ્રા. લિ. હેતલ એપાર્ટમેન્ટ-૨, તાડવાડી, રાંદેર રોડ, સુરત. મૂલ્ય રૂા. ૫૦).

□ રુમિ

એ આગ છે
હું તેલ
એની આસપાસ તમે જે ધુમાડો જુઓ છો
તે હું

□

□ સુ.દ.

*પગ ઘુંઘરું બાંધ મીરાં નાચી રે'*

મેં તો મારા જન્માક્ષરમાં
હરિવરજીને એક પલકમાં, એક ઝલકમાં
લીધા હૃદયથી વાંચી રે

મારા બારે બાર ખાનામાં
મોરપિચ્છ ને મંજીરા છે
મુરલિયાના સપ્ત છિદ્રમાં
મીરાં, મીરાં, મીરાં છે
રોમરોમના રંગભવનમાં
મીરાં કુંવારી કાચી રે
પગ ઘુંઘરું બાંધ મીરાં નાચી રે

મારા આ જનમારા પૂરતો
એક જ તુલસી ક્યારો છે
પળ પળના આ પાંદડે પાંદડે
શ્યામ સહાયે મારો છે
જનમજનમની દાસી મીરાં
રાજી, રાજી, રાજી રે.
પગ ઘુંઘરું બાંધ મીરાં નાચી રે.

મીરાંબાઈ

('અખંડ ઝાલર વાગે'- મધ્યકાલીન કવિઓના પદ-ભજનની પ્રથમ પંક્તિ પર આધારિત ગીતોના સંગ્રહમાંથી. મૂલ્ય રૂા. ૮૦)

□ **સુ.દ.**

મારી આંખને ઠેઠ તળિયે
ડૂબી ગયેલો ચંદ્ર
જ્યારે સૂર્ય થઈને ઊગ્યો
ત્યારે મારી શયનખંડની બારીના પડદાઓ
આપમેળે ઊઘડતા હોય એવું લાગ્યું.
આખી રાત રાતરાણીએ
પડદાઓને આકુળવ્યાકુળ કરી મૂક્યા હતા
મારી જિંદગીના પ્રતીક્ષાખંડમાં
સૂર્ય ઊગે છે ત્યારે ચંદ્ર હોતો નથી
અને ચંદ્ર ઊગે છે
ત્યારે હું પણ ક્યાં હોઉં છું?
મારા ખળભળી ઊઠેલા દરિયામાં
કોઈ જાળ નાખીને બેઠું છે
મને ખબર નથી કે
એને મારી માછલી પકડવી છે
કે મારો આખો દરિયો ઊંચકી લેવો છે.

('મધરાતે સૂર્ય કાવ્યસંગ્રહમાંથી', મૂલ્ય રૂ. ૧૦૦)
(સુ.દ.ના બન્ને સંગ્રહોનું પ્રાપ્તિસ્થાન : ઇમેજ પબ્લિકેશન્સ, ૧૯૯/૧ ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨૦૦૦૦૨)

- Martina Tsvetayeva (1892-1941)

"I Know the truth - give up all other truths !
No need for people anywhere on earth to struggle.
Look - it is evening, look it is nearly night :
What do you speak of, poets, lovers, generals ?

The wind is level now, the earth is wet with dew
The storm of stars in the *sky will turn* to quiet.
And soon all of us will sleep under the earth, we
Who never let each other sleep above it."

## ▫ થોકે થોક છે કમળ- ગુલાબો ▫ ચંદ્રકાંત શેઠ

જે આંખે હું હિન્દુ દેખું, એ આંખે હું મુસ્લિમ !
જે હૈયે હિન્દુને ચાહું, એ હૈયે હું મુસ્લિમ !
એક હાથ હિન્દુનો મારો,
બીજો તે મુસ્લિમનો;
બેય મળ્યાથી મેળ સધાતો
જમુના ને ઝમઝમનો !
જે ચરણે હું કાશી પહોંચું, તે ચરણે હું મક્કા;
કુરાન-ગીતા બેય પઢે મુખ, એ જણ સચ્ચા પક્કા !
એક કાન હિન્દુનો મારો,
બીજો તે મુસ્લિમનો;
બેય કાનથી સાદ સાંભળું
એક જ રામ-રહીમનો !
જે આભે ઉર ચાંદ ઊગતો, ત્યાં જ ઊગતો સૂરજ;
મંદિર ને મસ્જિદનો રસ્તો મારા પગલે એક જ !
ભલે જુદાં હો જિસ્મ
હવા તો એક જ સૌના શ્વાસે;
એક ગગન ઓઢેલી ધરતી
સદા રહી સૌ પાસે !
હિન્દુ ચિઠ્ઠી, મુસ્લિમ ચિઠ્ઠી, ચિઠ્ઠી બુદ્ધ ને ખ્રિસ્તી;
વેશટેકની ગલીઓ તળિયે એક માતની મિટ્ટી !
નથી શાસ્ત્રમાં, નથી શસ્ત્રમાં,
નથી વસ્ત્ર કે વાઘે;
ચોકે, વાડે નહીં, નહીં એ
ગાદી–પાટ કે પાયે !
જનસેવામાં જગન્નાથ તો અલ્લા સદા અમનમાં;
થોક થોક છે કમળ–ગુલાબો માણસાઈના મનમાં !
('વિશ્વવિહાર' સામયિક, એપ્રિલ, '૦૨)

## ☐ટાગોર☐ શૈલેષ પારેખ

(૧) મારા જીવનમાં હંમેશાં મેં તને શોધ્યો છે મારાં ગીતોથી.
મારાં ગીતો જ મને દ્વારે દ્વારે લઈ ગયાં છે
અને એમના થકી જ અનુભવી છે મારી જાત
અને શોધ્યું છે, માણ્યું છે આખું જગત.

મારાં ગીતોએ જ મને કેળવ્યો છે
અને અનેક રહસ્યમય રસ્તા બતાવ્યા છે
અને મારા હૃદયની ક્ષિતિજો પર તારાનું દર્શન કરાવ્યું છે.

આખો દિવસ તેમણે મને સંવેદનાના પ્રદેશમાં પ્રવાસ કરાવ્યો
અને જુઓ, સાંજે, પ્રવાસને અંતે
મને કયા ભવ્ય મહેલના દ્વારે લઈ આવ્યા છે
મારાં ગીતો!

(૨) As it turned dark,
the lamps that you lit at night put them out, my heart
and open all the doors.

I don't know why, but today,
the rays of sun have brought morning to my place.
These earthen lamps are not needed anymore.
Let them mingle with dust.
Open all the doors and put out the lamps of the night.

Today, do not play any notes
on the broken strings of your lute.
My heart, quietly come out and listen.

This morning, the sky, the light, the wind –
all of them sing in deep voice instead of you.
Open all the doors and put out the lamps of the night.
('ગીતાંજલિ'માંથી)

## ▫ થોકે થોક છે કમળ- ગુલાબો ▫ ચંદ્રકાંત શેઠ

જે આંખે હું હિન્દુ દેખું, એ આંખે હું મુસ્લિમ !
જે હૈયે હિન્દુને ચાહું, એ હૈયે હું મુસ્લિમ !
એક હાથ હિન્દુનો મારો,
બીજો તે મુસ્લિમનો;
બેય મળ્યાથી મેળ-સધાતો
જમુના ને ઝમઝમનો !
જે ચરણે હું કાશી પહોંચું, તે ચરણે હું મક્કા;
કુરાન-ગીતા બેય પઢે મુખ, એ જણ સચ્ચા પક્કા !
એક કાન હિન્દુનો મારો,
બીજો તે મુસ્લિમનો;
બેય કાનથી સાદ સાંભળું
એક જ રામ-રહીમનો !
જે આભે ઉર ચાંદ ઊગતો, ત્યાં જ ઊગતો સૂરજ;
મંદિર ને મસ્જિદનો રસ્તો મારા પગલે એક જ !
ભલે જુદાં હો જિસ્મ
હવા તો એક જ સૌના શ્વાસે;
એક ગગન ઓઢેલી ધરતી
સદા રહી સૌ પાસે !
હિન્દુ મિટ્ટી, મુસ્લિમ મિટ્ટી, મિટ્ટી બુદ્ધ ને ખ્રિસ્તી;
વેશટેકની ગલીઓ તળિયે એક ભાતની મિટ્ટી !
નથી શાસ્ત્રમાં, નથી શસ્ત્રમાં,
નથી વસ્ત્ર કે વાઘે;
ચોકે, વાડે નહીં, નહીં એ
ગાદી–પાટ કે પાયે !
જનસેવામાં જગન્નાથ તો અલ્લા સદા અમનમાં;
થોક થોક છે કમળ-ગુલાબો માણસાઈના મનમાં !

('વિશ્વવિહાર' સામયિક, એપ્રિલ, '૦૨)

## ☐ટાગોર☐ શૈલેષ પારેખ

(૧) મારા જીવનમાં હંમેશાં મેં તને શોધ્યો છે મારાં ગીતોથી.
મારાં ગીતો જ મને દ્વારે દ્વારે લઈ ગયાં છે
અને એમના થકી જ અનુભવી છે મારી જાત
અને શોધ્યું છે, માણ્યું છે આખું જગત.

મારાં ગીતોએ જ મને કેળવ્યો છે
અને અનેક રહસ્યમય રસ્તા બતાવ્યા છે
અને મારા હૃદયની ક્ષિતિજો પર તારાનું દર્શન કરાવ્યું છે.

આખો દિવસ તેમણે મને સંવેદનાના પ્રદેશમાં પ્રવાસ કરાવ્યો
અને જુઓ, સાંજે, પ્રવાસને અંતે
મને કયા ભવ્ય મહેલના દ્વારે લઈ આવ્યા છે
મારાં ગીતો!

(૨) As it turned dark,
the lamps that you lit at night put them out, my heart
and open all the doors.

I don't know why, but today,
the rays of sun have brought morning to my place.
These earthen lamps are not needed anymore.
Let them mingle with dust.
Open all the doors and put out the lamps of the night.

Today, do not play any notes
on the broken strings of your lute.
My heart, quietly come out and listen.

This morning, the sky, the light, the wind –
all of them sing in deep voice instead of you.
Open all the doors and put out the lamps of the night.
('ગીતાંજલિ'માંથી)

## □ Vono Groarke

# *House Rules*

The foundation is the opening gambit;
what's added are storeys or rooms. But
its premise is the open ground, unbuilt.



[illegible]



Windows are transparent, yet what surfaces
is not the beds, the books, or fireplace,
but sunken eyes, the stranger's dour face.



The doors are points of entry and deliverance.
*They are obliged to look both ways at once*
and to admit, or to refuse, the difference.



The floors uphold the building of the house
and, while supportive, may also raze
its aspirations. Subversively, of course.



The roof straddles the house.
Yet for all its confinement and poise,
it is, in turn, preoccupied with skies.



# मकान ❑ कैफ़ी आज़मी

आज की रात बहुत गर्म हवा चलती है
आज की रात न फ़ुटपाथ पे नींद आयेगी
सब उठो, मै भी उठूँ, तुम भी उठो, तुम भी उठो
कोई खिड़की इसी दीवार में खुल जायेगी

ये ज़मीं तब भी निगल लेने पे आमादा थी
पाँव जब टूटती शाख़ों से उतारे हमने
इन मकानों को ख़बर है न मकीनों[1] को ख़बर
उन दिनों की जो गुफाओं में गुज़ारे हमने

हाथ ढलते गये साँचे में तो थकते कैसे
नक़्श[2] के बाद नये नक़्श निखारे हमने
की ये दीवार बलंद, और बलंद, और बलंद
बामो-दर[3] और ज़रा और सँवारे हमने

आँधियाँ तोड़ लिया करती थी शम्ओं की लवें
जड़ दिये इसलिये बिजली के सितारे हमने
बन गया क़स्र[4] तो पहरे पे कोई बैठ गया
सो रहे ख़ाक पे हम शोरिशे-तामीर[5] लिये

अपनी नस-नस में लिये मेहनत-ए-पैहम[6] की थकन
बन्द आँखों में इसी क़स्र की तस्वीर लिये
दिन पिघलता है इसी तरह सरों पर अब तक
रात आँखों में खटकती है सियह तीर लिये

आज की रात बहुत गर्म हवा चलती है
आज की रात न फ़ुटपाथ पे नींद आयेगी
सब उठो, मैं भी उठूँ, तुम भी उठो, तुम भी उठो
कोई खिड़की इसी दीवार में खुल जायेगी

❑

1. मकान में रहने वाले, 2. आकृति, 3. छत और दरवाजे 4. महल 5. निर्माण का कोलाहल, 6. निरंतर श्रम।

કવિતા : બરફનાં ફૂલ
વર્ષ : ૩૫/અંક : ૫/ જૂન-જુલાઈ '૦૨
સળંગ અંક : ૨૦૯
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર




તંત્રી : સુરેશ દલાલ



(નોંધ : રુમિના અનુવાદો તંત્રીના છે)

ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન

આ અંકના રૂપિયા ૩૦/-.
બહાર ગામનું લવાજમ :
પત્રવ્યવહારનું સરનામું
મુદ્રક અને પ્રકાશક :
માર્ગ, ફોર્ટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.



*With the whiff of the breeze*
*And blushes blossom all over the flowers*

*In the desert*
*At high noon*
*Under the canopy of sky*
*Sunk in slumber is a camel*

*At the hour of the night*
*Observing the gypsies*
*Dancing around bonfire*
*The tree turns dark with jealousy*

# એમના નિરાળા ઇનકારની અ-ફૂલ કથા □ જગદીપ ઉપાધ્યાય

ફૂલ વિશે, રંગ વિશે મેં કહ્યું બોલો જરી તો વાત એક જ તેમણે કર્યા કરી 'ફૂલો હજુ ખીલ્યાં નથી'
ફૂલ ખીલે તો પછી શું ? એમ જો પૂછ્યું ફરી તો વાત એક જ તેમણે કર્યા કરી 'ફૂલો હજુ ખીલ્યાં નથી'

ફૂલ વિષયમાં કરી મેં હોય ઉતાવળ, હજુય હોય પતઝડની અસર કે ફૂલ પ્રત્યે હોય એને પૂર્વગ્રહ
એમની સામે નજર મેં ઠેરવી શંકા ભરી તો વાત એક જ તેમણે કર્યા કરી 'ફૂલો હજુ ખીલ્યાં નથી'

મેં રહીને વાત બદલી કે રમે છે મુગ્ધ સપનાંઓ તમારા વિશ્વમાં ? ક્યારેય લીધું છે ગગનને બાથમાં ?
કે ગયા છો કોઈ દિવસ ખુદ પોતાથી ડરી ? તો વાત એક જ તેમણે કર્યા કરી 'ફૂલો હજુ ખીલ્યાં નથી'

મેં બતાવ્યાં દૂર હરણાંઓ સ્વચ્છંદે ખેલતાં, જોયા મનાવી એક-બે રંગો પતંગિયાંના નયનમાં આંજવા
ને વીણેલાં બુલબુલોનાં ગીત પણ જોયાં ધરી, તો વાત એક જ તેમણે કર્યા કરી 'ફૂલો હજુ ખીલ્યાં નથી'

સૂર્યની પીંછી લઈને વ્હાલસોયી ઝળઝળે ચીતરેલી મેં સુગંધી પ્રેમની બે-ચાર વાતોનો પછી
ના શક્યા ઇનકાર થોડોયે જ્યારે એ કરી તો વાત એક જ તેમણે કર્યા કરી 'ફૂલો હજુ ખીલ્યાં નથી'

□

**□ સંદીપ ભાટિયા**

મારી નીંદરમાં વ્યાપ્યાં અંધારાં
મા મારી પાંપણની બારસાખે ટાંગી દે વારતામાં ટમટમતા તારા

આયખાના બંધબંધ ઓરડામાં મા મને એકલું જાવાને લાગે બીક
આંગળી ઝાલીને તારાં હાલરડાં ચાલતાંતાં ત્યાં લગી લાગતું'તું ઠીક
મેળાની ભીડમહીં અટવાયા મા હવે મારાં સૌ સપનાં નોંધારાં
મારી નીંદરમાં વ્યાપ્યાં અંધારાં

લખભૂંસ છેકછાક એટલી કરી કે નથી ઊકલતો એક મને અક્ષર
પાસે બેસાડી તું એકડો ઘૂંટાવે એ આપ ફરી સોનાનો અવસર
ઝાઝેરું જાણવાની કેડીઓમાં મા હવે અટવાઇ ઊભા વણજારા
મારી નીંદરમાં વ્યાપ્યાં અંધારાં



**□ પથ્થર પાણી પાણી !□ અનિલ વાળા**

બાગે જ્યાં સંભળાવી એને ફૂલની પ્રેમકહાણી :
ત્યાં પથ્થર પાણી પાણી !
પથ્થર પોતાને સમજ્યો'તો ધૂળ તણો અવતાર,
લાગ્યું'તું પોતાનું જીવન અવનિ ઉપર ભાર !

આજે સમજ્યો :
હોઇ શકે છે અહીંયાં જીવન ફૂલનું પણ ધૂળધાણી...
ત્યાં પથ્થર પાણી પાણી !

ફોરમ નામે ખતરનાક ચીજ, ફૂલના ફૂરચા કરતી,
પથ્થર યાને પથ્થર, જેમાં નહીં ઓટ કે ભરતી...

બાકી બધાંની અહીંયાં તો છે પહેલેથી ફૂખકાણી...
ત્યાં પથ્થર પાણી પાણી



## યુવક-યુવતીનું પ્રણયગાન▫ લાલજી કાનપરિયા

પંખીની જેમ તું ટહુકી ટહુકી મારા કાનમાં રેલાવ નહીં ગીત
માંડમાંડ જાળવીને રાખેલો જીવ મારો થૈ જાય ઘડીકમાં ચીત!

હું નદીએ ફરવા જાઉં અમથો લગીર તો પાણી ભરવાના તને હેવા
હું બેડલું ચડાવવા જાઉં તને તો તું નજરુંનાં તીર મારે કેવાં?

આપણી વચાળે રચાઈ જાતી એક પાણીની ખળખળતી ભીંત!
પંખીની જેમ તું ટહુકી ટહુકી મારા કાનમાં રેલાવ નહીં ગીત.

હું મિત્રોની સાથે ગપ્પાંઓ મારતો ઊભો હોઉં શેરીના નાકે
તું ઝાંઝર રણકાવતી નીકળી સો વાર કાંઈ જોબનના છલકાતા છાકે.

ભોળા ભટ્ટાક મારા મનને ભોળવવાની આ તે કેવી તારી રીત?
પંખીની જેમ તું ટહુકી ટહુકી મારા કાનમાં રેલાવ નહીં ગીત.

આપણા સંબંધ વિશે અટકળ કરીકરી થાય છે લોકો હેરાન
તોય તને કોઈ દિવસ આવે છે ક્યાં અમથું જરીકેય ભાન?

નાછૂટકે તારા બાપુને કહીશ હું કે બોલાવો હવે પંડિત!
પંખીની જેમ તું ટહુકી ટહુકી મારા કાનમાં રેલાવ નહીં ગીત.



## ▫ અજબ દરજી▫ પરાગ ત્રિવેદી

અમાસ રાતે
અંધકારને
સીવી લીધો આગિયાએ-
અજવાળાના
ઝીણા ઝીણા
બખિયા ભરીને!



▫ સલીમ શેખ 'સાલસ'

હોવાપણાની આરસી તરડાય ને તૂટી પડે
ને સ્વપ્નનાં ફૂલો બધાં કરમાય ને તૂટી પડે

જો, યાદની મોસમ ઘસે છે સાંજના લિબાસમાં,
ઘટના અહીં અંજળ બની અફળાય ને તૂટી પડે.

નકશો નથી, રસ્તો નથી, પરદો નથી, શબ્દો નથી,
ભ્રમણા જ મારું હોવું, જે ભ્રમાય ને તૂટી પડે.

ખાલી ચડેલા દેહનું આ ગામ છોડી દો હવે
આ ટેરવાં ઉન્માદનાં ખરડાય ને તૂટી પડે.

છે શૂન્યતાની સાંકળો, ખાલી થયેલો જામ આ,
શ્વાસોય ગોરંભાય ને લંબાય ને તૂટી પડે.

▫

▫ હાઇકુ ▫ ધીરુ મોદી

મહાભારત
ખોલ્યું. - રામાયણની
રાખ નીકળી !

▫

▫ સલીમ શેખ 'સાલસ'

ઝાંઝવે બોળી કલમ ને વારતા જળની લખી.
થંભી ગયેલી છે છતાં, મેં વારતા પળની લખી

સત્ય સામે આવવાની ક્યાં હતી હિંમત મને
આખરે દર્પણ હટાવી વારતા છળની લખી

▫

## □ ભીંત કાવ્યો□ અબ્દુલ ગફાર કાઝી

□

ચાર ભીંતોની વચ્ચે
એક ચહેરો ગુમ છે
ત્યારથી
અપસેટ થઇ ગયો છે
અરીસો...

□

ભીંતના આકાશમાં
સવારે સૂર્યનો
ચહેરો ઊગે છે
ને
સાંજે કેમ !
આથમી જાય છે અરીસો...

□

આ નગરના રસ્તે
લોહીલુહાણ
જટાયુની
કપાયેલી પાંખો જેવી-
પડી છે ભીંતો...

□

ઘરમાં સળગી રહેલા
માણસોની ચીસો
સાંભળીને
કોઇ મધરાતે
ઝબકીને જાગી જાય છે
ભીંતો...

□

માણસોનું એક ટોળું
વાવાઝોડાની જેમ
આવ્યું ને
સેંકડો ભીંતો પાડીને
પસાર થઇ ગયું...

□

આ ભેંકાર નગરમાં
મને સંભળાય છે
માણસની ભયંકર ચીસો
બધી ભીંતો
વિધુર બની ગઇ છે
ધૂમ્રના ગોટેગોટામાં
ઊડી રહી છે, એક પછી એક
સ્મૃતિઓ
હવે તમે કોને આપશો
મૃત દિલાસો...
મૃત....

□

માણસના સ્મિતમાં છવાઇ ગઇ છે
એક કરુણા
ત્યારથી ખરે છે
ભીંતની આંખોમાંથી
આંસુ...

□

ભીંત વગરનો માણસ હો કે
માણસ વગરની ભીંત હો
હવે
કોણ કોનાં
આંસુ લૂછે
પૂછો,
આ ભાંગી પડેલી કરુણાને...

□

લોહી તરસ્યા માણસો
બચ... બચ... બચ...
કરીને
પી ગયા ઘરની
સેંકડો ભીંતોને...

□

### પડકાર લાગે ▫ વજેસિંહ પારગી

સ્વપ્ન જેવો સાવ આ સંસાર લાગે,
આંખ સામે સૂર્ય ને અંધાર લાગે.

દોસ્તના દુશ્મન સમા આચાર લાગે,
સોય જેવા રૂપમાં તલવાર લાગે.

શ્વાસ તરણું ને સમય વંટોળ જેવો,
અસ્તિ પણ હરપળ નવો પડકાર લાગે.

હોય આશા છો વાસંતી પાન જેવી,
પાનને ખરતાં કદી ક્યાં વાર લાગે.

દૂર ના લઈ જાય દુઃખના દેશમાંથી
એ બધા રસ્તા મને બેકાર લાગે.

હસ્તરેખાને કદી જીતી ન શક્યા,
હાથ પણ અમને બૂઠાં હથિયાર લાગે.

બોજ શી રીતે વહું પડછાંઈનો હું,
પંડ છે એનો મને જ્યાં ભાર લાગે.



### ઇશ્વર થવાનું ▫ કિરણ ચૌહાણ

ધરા પર ચરણ રાખી અદ્ધર થવાનું,
કહો કેવું લાગે છે ઇશ્વર થવાનું ?

અહીં એ જ વાતે બધા બેફિકર છે,
બધું આખરે તો બરાબર થવાનું.

તમે સઘળું પામી તવંગર થયા છો,
અહીં સઘળું ત્યાગી દિલાવર થવાનું.

ખુદાપીપ તારે ઊંચેરા થવું છે ?
ફટાફટ શીખી લે સમયસર થવાનું.



## "જિદ્દ ન કર" ▢ ભગવાનદાસ થાવરાણી

જાતને સંતાપવાની જિદ્દ ન કર,
સૌને રાજી રાખવાની જિદ્દ ન કર.

સોચ તો, શું નિત્ય એ સાથે નથી ?
તું બધે સાથે જવાની જિદ્દ ન કર.

એ હવા છે, ક્યાંય પકડાશે નહીં,
તું હવાને બાંધવાની જિદ્દ ન કર.

આવ્યું છે એવું જ ઓસરશે તરત,
પૂરને તું નાથવાની જિદ્દ ન કર.

જો જરા એની તડપ, તલસાટ જો,
તન પછી તું પામવાની જિદ્દ ન કર.

આઠમો કમરોય તેં જોઇ લીધો,
એથી આગળ જાણવાની જિદ્દ ન કર.

એ થકી અંતઃકરણ ધોવાય છે,
વહેતાં આંસુ ખાળવાની જિદ્દ ન કર.



## ▢ પ્રીતમ લખલાણી

કદાચ
વેઠ કરાવતા
પેટ પાસેથી જ
ઉંદરે
શીખી લીધું હશે !
કરડતાં પહેલાં
ફૂંક મારવાનું !



## ▢ પ્રીતમ લખલાણી

આભમાં
ઊડતા એક પતંગિયાએ
બીજા પતંગિયાને કહ્યું,
'દોસ્ત !
જરા ધીરજ રાખ
ધરતી પર જવા
આટલી ઉતાવળ ન કર !'
હાથમાં
પથ્થર લઇને ઊભેલ
પેલું ટોળું
એક સવાલ પૂછશે
તું કોણ છો ?
અને જેનો જવાબ
આપણી પાસે નથી !!!



**□ દિનેશ ડોંગરે 'નાદાન'**

સાત અશ્વો પર સવારી જોઈ છે,
મેંય સૂરજની ખુમારી જોઈ છે.

જોઉં તો બ્રહ્માંડ આખ્ખુંયે દિસે,
મેં સમયની એક બારી જોઈ છે.

પ્રેમમાં પણ યુદ્ધ જેવું હોય છે,
લાગણીની સાઠમારી જોઈ છે.

રૂબરૂ જેને મળાયું ના કદી,
એની પણ મેં ઇન્તેજારી જોઈ છે.

શક્ય છે કે એ જ એનો હો ઇલાજ,
એટલે પીડા વધારી જોઈ છે.

આ વિજય ઉન્માદ નખશિખ માણવા,
કૈંક બાજી મેંય હારી જોઈ છે.

પાસો અંતિમ ફેંકતાં પહેલાં અમે,
શક્યતા પ્રત્યેક વિચારી જોઈ છે.

□

**□ દિલીપ રાવલ**

મુહબ્બતનો આપો પુરાવો તો જાણું
તમે દોસ્તીને નિભાવો તો જાણું

તમારા હૃદય પર અમારો જ હક છે
તમે પણ કરો એવો દાવો તો જાણું

અહીં સ્વપ્નમાં તો તમે બસ તમે છો
હવેથી હકીકતમાં આવો તો જાણું

અમે એક રંગોળી પૂરી કરી છે
તમે સાથિયો થઈને આવો તો જાણું

અમે તો ગઝલને સમર્પી દીધી છે
તમે દાદ આપી વધાવો તો જાણું

□

**□ ફિલિપ ક્લાર્ક**

દુઃખ પણ ઇનામ જેવું લાગતું,
ને છલોછલ જામ જેવું લાગતું

આ અશ્રુઓ એ જ છે મૂડી બધી,
જે થકી આરામ, જેવું લાગતું

રેત આખર રેત, છોને થૈ જતી.
ચીતરેલા નામ, જેવું લાગતું

વાત ક્યાં, તારા ફળિયાની કરે,
ગામને બદનામ જેવું લાગતું

જ્યાં ધજાઓ પ્રેમની ફરક્યા કરે,
ત્યાં ખુદાના ધામ જેવું લાગતું

□

**માણસ વગરનો માણસ** ▫ **રિષભ મહેતા**

આંખો ભરીભરીને ક્યારે નીરખ્યો હતો...? કંઈ યાદ પણ નથી !
માણસને છેલ્લી વાર હું ક્યારે મળ્યો હતો...? કંઈ યાદ પણ નથી !

અજંપ એની આંખમાં ખૂંચે ઉજાગરા, કોઈ કણાની જેમ
સપનાં ભરીને આંખમાં ક્યારે ઊંઘ્યો હતો...? કંઈ યાદ પણ નથી !

છાતીની આસપાસ છે ડૂમાની ભીંસ ને ડૂસકાંઓ કંઠમાં
એ ખળખળાટ મોકળું ક્યારે હસ્યો હતો...? કંઈ યાદ પણ નથી !

ભૂલી ગયો છે વેદના સૂરમાં વહાવતાં, શબ્દોમાં ઢાળતાં
મેં ગીત ગાતાં ક્યારે એને સાંભળ્યો હતો...? કંઈ યાદ પણ નથી !

ઘરબાર પ્યાર યાર સ્વજન સ્નેહીઓ બધાં, ધુમાડો થઈ ગયાં
અવ્વાક એકલો ક્યાં જઈને રડ્યો હતો...? કંઈ યાદ પણ નથી !

એની પ્રતીક્ષા રોજ હજી પણ કરે સ્વયં રસ્તો એ રોજનો
પહોંચી ગયો એ ક્યાં, જવા ક્યાં નીકળ્યો હતો...? કંઈ યાદ પણ નથી !

માણસ હતો મજાનો એને શું થઈ ગયું, માણસ મટી ગયો !
ને જે બચી ગયો તે શું માણસ રહ્યો હતો...? કંઈ યાદ પણ નથી !



▫ **કિશોર મોદી**

ગામમાં મને
કોણ કોણ ઓળખે
જાણવા માટે
કોઈને પૂછું ત્યાં તો
પાળિયો બોલી ઊઠે.



## એક નામ યાદ આવે.... ▫ નિનાદ અધ્યારુ

એક નામ યાદ આવે, એક ગામ યાદ આવે,
એ યાર, એ મોહબ્બત, એ શામ યાદ આવે.

એ હોઠ, એ તડપ, એ ખુમાર, એ જવાની,
એક રાત યાદ આવે, એક જામ યાદ આવે.

આવે છે યાદ એની બસ એટલું હું જાણું,
પૂછો નહીં કે ક્યારે, શું કામ યાદ આવે.

બે દિલને જ્યારે મળતાં હું જોઉં છું કદી તો,
મુજને મારા પ્રણયનો અંજામ યાદ આવે.

ભૂલી જવાય માણસ આખેઆખો પરંતુ,
માણસની બાદ માણસનું કામ યાદ આવે.

હું ભૂલવા મથું છું દિવસ ને રાત જેને,
'નિનાદ' એ જ ચહેરો બેફામ યાદ આવે.



▫ પન્ના નાયક

તને પ્રેમ કર્યો હતો
એ
ભૂલી જવા
મેં
આપણા હાસ્યના ફુવારા
મુશળધાર વરસાદમાં ભેળવી દીધા,
આપણી વિશ્રંભકથા
પતંગિયાંની પાંખ પર મૂકી દીધી
અને
આપણા આશ્લેષની નિકટતા
તાજા જ ખોલા સ્નોને સોંપી દીધી.

હવે
હું
સ્મૃતિરહિત..



ઇશ્વરની
અસીમ કૃપાથી
તમારું પેટ
સદાય
ભરેલું ને ભરેલું હોય છે
પણ
કોઈના
ઊણા ઉદરનો
વિચાર સરખોય ન આવે
એવું તમારું મન
ઘડાયું શી રીતે ?



## ▫ અશરફ ડબાવાલા

(૧)

ભટકતાઓને છળવાની મનાઈ છે સખત મિત્રો !
દિશાનો વેશ ધરવાની મનાઈ છે સખત મિત્રો !

સ્વયંનું આવરણ ભેદી સ્વયંને જાણવા મથજો,
અકળનો અર્થ કરવાની મનાઈ છે સખત મિત્રો !

ભલેને વ્યર્થ જાઓ પણ હવે તો બાણ થઈ છૂટો,
ફકત મનમાં જ મરવાની મનાઈ છે સખત મિત્રો !

વિસર્જિત તળમાં થઈ જાઓ અને કાં બાષ્પ થઈ જાઓ,
બરફની જેમ ઠરવાની મનાઈ છે સખત મિત્રો !

સ્મરણનું ફીંડલું વાળીને ઘરના માળિયે મૂકો,
પતંગો થઈને ચગવાની મનાઈ છે સખત મિત્રો !

(૨)

શ્વસનનું બહાનું કાઢીને હવાથી બાંધો ના વા'લા
રખડતા રામને નાહક જગાથી બાંધો ના વા'લા

અમે ફેંકીશું મસ્તીથી તમે ભીંજાઓ ના તો શું ?
તમે કંકરને જળથી કે ઘડાથી બાંધો ના વા'લા.

અજબ એક ટહેલ નાખીને ઉમળકા બેઠા છે એને
સમજ કે જ્ઞાન કે ધીરજ કશાથી બાંધો ના વા'લા

હૃદય ને મનના પલ્લાંમાં અસમતોલન ભલે રે'તું,
અમારી ખેંચતાણોને ઘડાથી બાંધો ના વા'લા

ધરીને ભેખ શબ્દોનો રહે છે કેફમાં અશરફ,
કલમ આપી અને એને કળાથી બાંધો ના વા'લા



□ **ચંદ્રકાંત શેઠ**

વિક્ટોરિયા લેકમાંથી ફૂટી નીકળેલા આ ચંદ્ર !
ઈડનના ગાર્ડનનું જે સફરજન તે આ જ !
કેટલું પાકું !
કેટલું રસદાર !
આદમ તો શું
આદમના બાવાય દોડી આવે અહીં,
એને ચાખવા - એને આરોગવા, ગમે તે ઘડીએ !
ને એટલો સ્તો
મારી આંખોની છીપોલીઓને
વિક્ટોરિયાના આ કાંઠે ઉઘાડી ગોઠવીને
જળની છોળેછોળે
પકડવા મથું છું એમનો પદસંચાર
રાત પાથરીને બેઠો છું,
જાગતો,
મારા પંડના હોડકામાં.
('ઓળખ'માંથી)

□

□ **સુ.દ.**

તમને મળવાની મને ઇચ્છા પણ છે અને મળવાની ઇચ્છા નથી
ક્યારનુંય મને તો સમજાયું એટલું કે પંખી એ પીંછાં નથી

પંખીના ટહુકામાં ઊગે છે ઝાડ
અને ઝાડમાં ઊઘડતો ટહુકો
ઊગે ને આથમે ને ઊપડે ને શમી જાય
પાંદડાંનો લીલો ઉમળકો
મંદિરમાં ગમે એટલી રૂપાળી મૂર્તિ પણ મૂર્તિ પર નિષ્ઠા નથી
તમને મળવાની મને ઇચ્છા પણ છે અને મળવાની ઇચ્છા નથી

પાપ પણ પૂરું નથી : પુણ્ય પણ પૂરું નથી
અડધોઅડધ જીવન આમતેમ
કોઈ કારણ પણ નથી કે કૈં અકારણ નથી
કોઈ પૂછો નહીં આવું બધું કેમ ?
મીઠા અનુભવના કડવા છે સ્વાદ ! આવા સંબંધો દીઠા નથી
તમને મળવાની મને ઇચ્છા પણ છે અને મળવાની ઇચ્છા નથી

□

□ **સુ.દ.**

માછલીને દરિયો અજાણ્યો લાગે અને દરિયાને માછલી અજાણી
બન્ને જણ સાથે-સંગાથે છતાંય નહીં સમજે કોઈ મૌન અને વાણી

ઊછળે ને શમે અને શમી જઈને ઊછળે
આ મોજાંઓ સાઠમારી કરતાં
મોતીનાં સપનાઓ દરિયાથી દૂર જઈ
કિનારે કિનારે ફરતાં
ડૂબેલી હોડી ને ફાટેલા શઢ
પરપોટાના વળી કેવા હોય ગઢ ?
કપાયલા હાથ જેવા બન્ને હલેસાંઓ જાણે પથારીવશ પાણી
માછલીને દરિયો અજાણ્યો લાગે અને દરિયાને માછલી અજાણી

કોરી રેતી પર કોઈ પગલાં નથી
શંખલા ને છીપલાં વીણવાનો અર્થ નથી
માછલી તો ક્યારની ઝંખે છે માછીમાર :
દરિયો પણ હવે પૂરતો સમર્થ નથી
કોઈની પણ જાળ આખા દરિયાને ઊંચકે નહીં
ક્યાંક બેઠું આકાશ તંબુ તાણી
માછલીને દરિયો અજાણ્યો લાગે અને દરિયાને માછલી અજાણી



□ **દિનેશ કાનાણી 'પાગલ'**

સૂર લય ને તાલ જેવું હોય છે
સ્મિત એનું રૂમાલ જેવું હોય છે
રોજ ઊડે રંગ એની યાદના
બારણે ગુલાલ જેવું હોય છે



## 'મા' સિરિયલ □ કીર્તિકાન્ત પુરોહિત

પ્રથમ એપિસોડ :
દીકરો રડ્યો
મા ઊઠી
લીધો અંકે
છાતીએથી અમૃતકુંભ ફૂટ્યો.

દ્વિતીય એપિસોડ :
દીકરો ખુશ
મા ખુશખુશાલ
લીધાં ઓવારણાં
અક્ષત-કંકુનો કળશ ઢૂક્યો.

તૃતીય એપિસોડ :
મા ફસડી
દીકરો ઊઠ્યો
ગંગાજળ પાન દીધાં
માટીનો ઘડો ફૂટ્યો.

ચતુર્થ એપિસોડ.

- તે પહેલાં નિર્માતાએ
સિરિયલ સંકેલી લીધી.



## હાઇકુ □ મહેશ બગડા

કળિયુગમાં
આવો હરિ તારવા
હરિજનને



## સાડી▫ સુબોધ સરકાર▫ જયા મહેતા

(બંગાળી)

એકાવન સાડી મળી એને લગ્નની ભેટરૂપે
બીજી છ 'અષ્ટમંગલા' વખતે એ પાછી આવી ત્યારે
આટલી બધી સાડીઓ એક સાથે એણે ક્યારેય જોઇ નહોતી

બધી જ ભૂરી સાડીઓ એણે કબાટના ઉપલા ખાનામાં મૂકી
એક વાદળી સાડીને છાતીએ ચાંપીને એ બોલી
તું મારું આકાશ છે
એણે બધી જ ગુલાબી સાડી બીજા ખાનામાં મૂકી
એમાંની એકને બાથમાં લેતાં એ બોલી
હું તને મોહિની કહું છું
ત્રીજા ખાનામાં ત્રણ મોરપીંછ સાડી
લાગતું હતું ત્રણે બાજુએથી ખુશી ધસી રહી છે
ખુલ્લા કથ્થાઇ રંગની સાડીને એણે ઉદાસ કહી

આખા વર્ષમાં એને સાડીઓ ભેટરૂપે જ મળી
એક જિંદગીમાં આટલી બધી સાડીઓ કેમ પહેરવી, એ ચકિત

પણ એક વર્ષ પણ ન વીત્યું ત્યાં તો એક ઘટના બની
એક વહેલી સાંજે એ પતિ સાથે ગઇ
ચીની ભોજન જમવા માટે
મહોરું પહેરેલા ત્રણ યુવાનો આવીને ઊભા રહ્યા એમની સામે
બાર ઈંચનો છરો હુલાવી દીધો અને પતિના
પેડુમાં ઊભો કાપ
પ્લેટમાં પડી છે મરચાંવાળી ગરમાગરમ માછલી ત્યજાયેલી
આસપાસના લોકો બોલ્યા, આ છે રાજકારણ

એકાવન સાડીઓ મળી એને લગ્ન વખતે
બીજી છ 'અષ્ટમંગલા' વખતે એ પાછી આવી ત્યારે

એક બપોરે એની સાસુ ઊંઘતી હતી ત્યારે
બધી સાડી બહાર કાઢીને એણે ફંગોળી દીધી
સાતમા માળની બાલ્કનીની બહાર
નીચે દુનિયાની સામે
સાસુ એને પહેરવા ફરજ પાડતી ફક્ત સફેદ કપડું
ફક્ત ઓગણીસ વર્ષની છોકરી એકલવાયી

પણ એ સફેદ કપડું પણ ખેંચી લીધું એ ત્રણ જણે
ફાટક પાસે
હજી હમણાં જ વિધવા થયેલી છોકરી
વસ્ત્ર ખેંચીને કરી દેવાઈ નગ્ન
દોડી રડતી-ચીખતી, બચાવો બચાવો !
ત્રણે જણ એની પાછળ પડયા જંગલી આનંદથી ચીસો પાડતા
લોકો બધા ઊભા રહ્યા ચૂપચાપ
એકાવન સાડીઓ મળી એને લગ્ન વખતે.



□ મહેશ દવે

કેટલી વાર જન્મ લેવાનો માણસે,
એક વાર, સાત વાર કે ચોર્યાસી ફેર?

કેટલું ખાવું માણસે,
શેર, સવાશેર કે પાંચ-પચીસ શેર?

કેટલું પીવું માણસે,
એક-બે લિટર કે ફાવે તેટલું?

કેટલું રમવું માણસે,
જરાય નહીં, થોડું-ઘણું કે હરહંમેશ?

કેટલું ભમવું માણસે,
અહીં-તહીં, દેશ-વિદેશે કે અવકાશે?

કેટલું ચાહવું માણસે,
જરી-તરી, પ્રગાઢ કે રહેવું નિર્લેપ?

કેટલું કરવું કામ માણસે,
આઠ કલાક, દસબાર કલાક કે અવિરત?

કેટલું જીવવું માણસે,
પચીસ-પચાસ વર્ષ કે પૂરા સો વર્ષ?

આ પ્રશ્નોના જવાબ જડે
તો અમરપટો મળે ખરો?



કવિતા '(૨૧૦)

## ▢ ત્રણ કાવ્યો▢ ઉષા ઉપાધ્યાય

(૧)

મારા શહેરની
રડતી આંખ લૂછતો પવન
આ ચોમાસે
હવે કયા યક્ષનો
સંદેશો લઇ જતા મેઘનો
સહચર બનશે ?

(૨)

દિવસે
કોઇ હિંસ્ર પશુની જેમ
આંખોમાં ખુન્નસ લઇને ફરતું
ચિત્તાની જેમ લપકતું
અને ઝનૂનથી જડબું ફાડી
કરાલ પંજો ઉગામતું
મારું આ શહેર
રાત્રે
જંપી જાય છે
હિબકે ચડીને
માની ગોદમાં
સૂઇ ગયેલા બાળકની જેમ.

(૩)

મારા નગરનાં
ભડકે બળતાં મકાનોનો
અંગારરાશિ
કલ્પનાદરિદ્ર પ્રાકૃત કવિ હાલે
ક્યાંથી જોયો હોય !
નહીં તો
ફાગણમાં મ્હોરી
ઝર-ઝર ઝરી જઇ
ધરતી પર પથરાઇ જતાં
કેસુડાનાં ફૂલોને
બુદ્ધનાં ચરણોમાં
પ્રણિપાત કરતા ભિખ્ખુઓની ઉપમા
એ ક્યારેય ન આપત...



## અમને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં... ▫ હરિહર જોશી

ચૈતર વગડે રે ! વીંઝાતો, જીવડો કાળજડે મૂંઝાતો
અમને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં...

પાણી પૂગ્યું ઊંડું કૂવે, ગાગર કોરી આંખે રુવે
દાણા નાખ્યા એવા ભૂવે, બોલે મોરલો !
લાજુ લાંબી રે ! ખેંચાણી, ધીમા ધબકારે ગૂંથાણી
એવી જડતી રે ! એંધાણી બોલે મોરલો !

ભમ્મર ભણકારો ભીંજાતો, જીવડો કાળજડે મૂંઝાતો
અમને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં...

આભ અનરાધારે ચૂવે, વહુજી પંડ પછીતું ધૂવે
બાઈજી ઊભડક જીવે સૂવે બોલે મોરલો !
ઢળતી સાંજુ રે ! અંજાવું, સૈયર સપનાંઓ મંજાવું
આછાં અજવાળાં મીંચાવું, બોલે મોરલો !

વહુને આંગળિયું ચીંધાણી, પીડા પાંપણમાં પિંજાણી
ઈમને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં...
વહુને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં...



### ▫ સુ.દ.

ડાળ પરથી
એક ફૂલ ચૂંટાય છે
તો આખો ને આખો બગીચો
એક ક્ષણ
સંકોચાય છે



### ▫ રુમિ

મારા દોસ્ત,
સૂફી એ તો આ ક્ષણનું સંતાન છે.
કહે છે : આવતી કાલ અમારો પંથ નથી



**ટચુકડી જા.ખ. □ ઉદયન ઠક્કર**

ગુમાઈ છે ગુમાઈ છે ગુમાઈ છે
કૉન્વેન્ટ સ્કૂલના કમ્પાઉન્ડમાંથી,
સંચાલકો અને માતા-પિતાની
બેદરકારીને કારણે, પલક મીંચવા-
ઉઘાડવા વચ્ચેની કોઈ ક્ષણે...
ગુજરાતી વાંચતી - લખતી એક
આખી પેઢી.

ઓળખવા માટે નિશાની :
'કાનુડાએ કોની મટુકી ફોડી ?'
એના જવાબમાં કહેશે, 'જેક
ઍન્ડ જિલની.' 'મહાભારતના
લેખક કોણ ?' એવું પૂછો,
તો બોલશે 'બી. આર. ચોપડા.'

ગોતી આપનારને માટે કોઈ
ઈનામ નથી. કારણકે એ
હંમેશને માટે ગુમાઈ ચૂકી છે.

□

**□ પ્રીતમ લખલાણી**

ઝરમર વરસતા
આભે
એક સાંજે
છત્રીને કહ્યું,
'જો
માણસ
તારી પાસેથી
ઊઘડવાની
કળા શીખી જાય તો !
હું બારેમાસ !
મન મૂકીને વરસું !!!

□

**□ રુમિ**

વસંત સ્મિત વેરે છે
બગીચામાં મહેફિલની પૂરેપૂરી તૈયારી થઇ ગઇ છે
શરાબના જામ છલકે છે
અને શમા પ્રકટી ચૂકી છે
પણ હે મારા પ્રિયતમ !
તું જ ન હોય
ત્યારે આ બધાનો અર્થ શો ?
અને તું ક્યાં છે ?
તારા સિવાય મને
કોઇ નહીં, કંઇ નહીં ખપે

□

## અમને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં... ▫ હરિહર જોશી

ચૈતર વગોરે રે ! વીંઝાતો, જીવડો કાળજડે મૂંઝાતો
અમને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં...

પાણી પૂગ્યું ઊંડું કૂવે, ગાગર કોરી આંખે રુવે
દાણા નાખ્યા એવા ભૂલે, બોલે મોરલો !
લાજુ લાંબી રે ! ખેંચાણી, પીમા ધબકારે ગૂંથાણી
એવી જડતી રે ! એંધાણી બોલે મોરલો !

ભમ્મર ભણકારો ભીંજાતો, જીવડો કાળજડે મૂંઝાતો
અમને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં...

આભ અનરાધારે ચૂવે, વહુજી પંડ પછીતું ધૂવે
બાઈજી ઊભડક જીવે સૂવે બોલે મોરલો !
ઢળતી સાંજુ રે ! અંજાવું, સૈયર સપનાંઓ મંજાવું
આછાં અજવાળાં મીંચાવું, બોલે મોરલો !

વહુને આંગળિયું ચીંધાણી, પીડા પાંપણમાં પિંજાણી
ઈમને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં...
વહુને મૈયરિયે મોકલજો છેલ્લી વારનાં...



### ▫ સુ.દ.

ડાળ પરથી
એક ફૂલ ચૂંટાય છે
તો આખો ને આખો બગીચો
એક ક્ષણ
સંકોચાય છે



### ▫ રુમિ

મારા દોસ્ત,
સૂફી એ તો આ ક્ષણનું સંતાન છે.
કહે છે : આવતી કાલ અમારો પંથ નથી



## ટચુકડી જા.ખ. ▫ **ઉદયન ઠક્કર**

ગુમાઈ છે ગુમાઈ છે ગુમાઈ છે
કૉન્વેન્ટ સ્કૂલના કમ્પાઉન્ડમાંથી,
સંચાલકો અને માતા-પિતાની
બેદરકારીને કારણે, પલક મીંચવા-
ઉઘાડવા વચ્ચેની કોઈ ક્ષણે...
ગુજરાતી વાંચતી - લખતી એક
આખી પેઢી.

ઓળખવા માટે નિશાની :
'કાનુડાએ કોની મટુકી ફોડી ?'
એના જવાબમાં કહેશે, 'જેક
ઍન્ડ જિલની.' 'મહાભારતના
લેખક કોણ ?' એવું પૂછો,
તો બોલશે 'બી. આર. ચોપડા.'

ગોતી આપનારને માટે કોઈ
ઇનામ નથી. કારણકે એ
હંમેશને માટે ગુમાઈ ચૂકી છે.



## ▫ **પ્રીતમ લખલાણી**

ઝરમર વરસતા
આભે
એક સાંજે
છત્રીને કહ્યું,
'જો
માણસ
તારી પાસેથી
ઊઘડવાની
કળા શીખી જાય તો !
હું બારેમાસ !
મન મૂકીને વરસું ! ! !



## ▫ **રુમિ**

વસંત સ્મિત વેરે છે
બગીચામાં મહેફિલની પૂરેપૂરી તૈયારી થઇ ગઇ છે
શરાબના જામ છલકે છે
અને શમા પ્રકટી ચૂકી છે
પણ હે મારા પ્રિયતમ !
તું જ ન હોય
ત્યારે આ બધાનો અર્થ શો ?
અને તું ક્યાં છે ?
તારા સિવાય મને
કોઇ નહીં, કંઇ નહીં ખપે



## ▫ એક વાક્ય ▫ ઇન્દુ પુવાર

એક વાક્ય -
જે લીલો પુવર
પળ પળ પાણી છોડે
અર્થ વગરની વાડી લઈને
ફૂલનું સગપણ જોડે.
એક વાક્ય -
તે ફોન કી ઘંટી
    બજે રાત કી રાની
    ધ્વન્યાલોકમાં બૂમ પડી
    કે કીડી સમયની વાણી
વાક્ય અધૂરું આજ સુધી છે
ક્રિયાપદ ક્રૂપાંપ મળતું નથી
અમે
અમારું નામ
ફૂડું ફૂલ શતાવરી
આવું તેવું કશુંક ભળતું સળતું
રાખ્યું છે ચાખ્યું છે નાખ્યું છે
આવી એક મોનોટોની પાસે ઊભા રહી
મન થાય બૂમ પાડવાનું
કાગડાને કોલ્ડ કૉફી પીવડાવવાનું
કે પછી અક્ષરને સાડી પહેરાવવાનું
અથવા અનર્થના આકાશમાં
કબૂતર/કલ્પના ઉડાડવાનું
પરંતુ આપણી જાત  જ સાલી
ફોલાઈ ગયેલા વટાણાના ફોતરાની
થા અચાનક એમ મોંઢામાં
આવી ગયેલા પતાસાની
પછી કામમાં આવીએ તો ક્યા કામમાં આવીએ હેં ?
પ્રિયંવદા !
તમે
ગુલાબવાડીનું આશ્વાસન લઈ શકો છો
ચોલીદામન કા રિશ્તા રખી સકતે છો
કૂંપળ થઈ ફૂટી સકતે છો
સુગંધના દરિયા ઇધરઉધર કરી સકતે છો
અમારા શૂન્યની પાંખો કપાઈ ગયા પછી

શ્વાસ સાલા વેચાઈ ગયા છે -
કોઈ ભરચક લત્તામાં
સોસાયટીમાં
ભસતા કુત્તામાં
અબુખાંની બકરીઓમાં
તેથી અમારું સરનામું શોધવામાં
અમારા વાક્યને ભરપૂર તકલીફો પડે છે.
વાક્યને વેદનું રૂપ આપવા માટે
સખીઓએ
ફૂલોએ
આકાશમાં ઊભેલા તારાઓએ
ડહોળાયેલા દરિયાઓએ
વગેરે વગેરે ઘટનાઓએ
કપોળ કલ્પિત કથાઓએ
સબને હોડ લગાવી છે
કિન્તુ ભૈયા/સૈયાં
અમે જેને શોધીએ છીએ
એ ક્યાં છે-
કવિ કાલસ્ય કારણમ્ ?



## □ સુ.દ.

આ તે કઈ ચીજ છે !
વાણીના વૃક્ષમાં મૌનનું એક બીજ છે



## □ રુમિ

હે મારા પ્રિયતમ !
લઈ લે મને,
મારા આત્માનો મોક્ષ કર
તારા પ્રેમથી મને ભરી દે છલોછલ
અને મુક્ત કર મને બન્ને દુનિયાથી

જો હું તારા સિવાય
કશાય પર મારું હૃદય બગાડું
તો હે અગ્નિ ! મને ભીતરથી બાળી મૂક

હે મારા પ્રિયતમ !
મને જે જોઈએ છે તે લઈ લે
હું જે કરું છું તે પણ લઈ લે
જે મને તારાથી દૂર કરે
એવું તમામ તું મારી કનેથી લઈ લે



## જિજીવિષા : ◻ દિનેશનંદિની ડાલમિયા ◻ જોસેફ મેકવાન

(હિન્દી)

મારા અધરો પર
જોઇએ તમારું નામ
કેમ કે તમારાથી અલગ થઇ ગઇ છે
મારી જિંદગી

મારા ચંચલ હોઠોને
જકડવા માટે
જોઇએ કોઈ જુવાન મુખની
તીવ્ર પકડ

જિંદગીનું અપૂર્ણ ગીત
પૂર્ણ કરવા માટે
મારી જીભ પર
જોઇએ કોઈ સ્વાદ

મહેફિલ ઊઠી ગયા પછી પણ
મળવા માટે
જોઇએ કોઇ એકાંત

સડક પર ફરતાં ફરતાં પણ
આંખો માટે તો
જોઇએ રૂપનો પ્રકાશ

મારી ઊગી રહેલી ફસલને
પાકવા માટે
તમારા મુસ્કાનની
ઉષ્મા જોઇએ.
(સચ કહીં તે વિકાસ કરનારી 'આયા'માંથી)





(૧૦૮ ભજનો અને તેના આસ્વાદના પુસ્તક 'ભજનયોગ'ના વિમોચન પ્રસંગે સંપાદક સુરેશ દલાલ, લક્ષ્મીકાંત તન્ના, ગુણવંત શાહ અને આશિત દેસાઈ)

## હાથ □ શાન્તા શેળકે □ જયા મહેતા

મને ફક્ત બે હાથ દેખાય છે
તેમની પાછળ શરીર નથી, ચહેરો નથી

બે હાથ ચૂડો ભરેલા, પીઠી ચોળેલા
દશે નખો પર મેંદીનો રંગ
જોતજોતામાં હળદર ઊતરે છે મેંદીનો રંગ ઝાંખો પડે છે
થોડા દિવસોમાં ફિક્કો પડે છે.
હાથ વેઠ કરવા માંડે છે.

ક્યારેક તે છાણમાટીથી ખરડાઈને ઘરની ભીંતો લીંપે છે.
ક્યારેક વાસણોનો ઢગલો માંજીમાંજીને ચમકતો કરે છે.
ક્યારેક ચૂલાના ટમટમતા પ્રકાશમાં રોટલા સાથે ગેલ કરે છે
ક્યારેક નાનકડા બાળકની આંખમાં હળવેથી આંજણ આંજે છે

હાથ, પાણીના હાંડાને આધાર આપતા
હાથ, થાકેલા માથા નીચે ઓશીકું થતા
હાથ, ફાટેલું સાંધતા, થીંગડું મારતા
હાથ, તુળસી સમક્ષ દીવો થઈ ટમટમતા
હાથ, અહીં ત્યાં સર્વત્ર દેખાતા
હાથ, અંધારામાં છાનામાના આંખ લૂછતા,

આ હાથ, કોના? આ હાથ કોના?

હાથ હોય છે સાસરવાસી, હાથ હોય છે પિયરવાસી
હાથ પાછળ ઊભી હશે મારી મા, દાદી, મામી, માસી.
પરંપરાથી સજીવ થઈને આવેલી આ મારી માટી
પરંપરાથી સજીવ થઈને આવેલી આ મારી માટી

આ જ હાથ; મારા હાથમાં, આ જ હાથ મારાયે હાથમાં.





શાન્તા શેળકે
(૧૯૨૨-૨૦૦૨)

## હાથ ❑ શાન્તા શેળકે ❑ જયા મહેતા

મને ફક્ત બે હાથ દેખાય છે
તેમની પાછળ શરીર નથી, ચહેરો નથી

બે હાથ ચૂડો ભરેલા, પીઠી ચોળેલા
દશે નખો પર મેંદીનો રંગ
જોતજોતામાં હળદર ઊતરે છે મેંદીનો રંગ ઝાંખો પડે છે
થોડા દિવસોમાં ફિક્કો પડે છે.
હાથ વેઠ કરવા માંડે છે.

ક્યારેક તે છાણમાટીથી ખરડાઈને ઘરની ભીંતો લીંપે છે.
ક્યારેક વાસણોનો ઢગલો માંજીમાંજીને ચમકતો કરે છે.
ક્યારેક ચૂલાના ટમટમતા પ્રકાશમાં રોટલા સાથે ગોળ ફેરે છે
ક્યારેક નાનકડા બાળકની આંખમાં હળવેથી આંજણ આંજે છે

હાથ, પાણીના હાંડાને આધાર આપતા
હાથ, થાકેલા માથા નીચે ઓશીકું થતા
હાથ, ફાટેલું સાંધતા, થીંગડું મારતા
હાથ, તુળસી સમક્ષ દીવો થઈ ટમટમતા
હાથ, અહીં ત્યાં સર્વત્ર દેખાતા
હાથ, અંધારામાં છાનામાના આંખ લૂછતા,

આ હાથ, કોના ? આ હાથ કોના ?

હાથ હોય છે સાસરવાસી, હાથ હોય છે પિયરવાસી
હાથ પાછળ ઊભી હશે મારી મા, દાદી, ભાભી, માસી.
પરંપરાથી સજીવ થઈને આવેલી આ મારી માટી
પરંપરાથી સજીવ થઈને આવેલી આ મારી માટી

આ જ હાથ, મારા હાથમાં, આ જ હાથ મારાયે હાથમાં.



## ❑ શાન્તા શેળકે ❑ સુ.દ.

### (૧) વાદળ આવે છે

પૂરી રાખ્યા છે કેટલાયે શબ્દો માટી તળે
આકાશમાંથી સરકે છે ફક્ત ખાલી વાદળાં,
દૂર ક્યાંક પણ હશે ધોધમાર વરસાદ
હશે આવેગથી ઊઠતી એક હરિયાળી સૃષ્ટિ.
કાળમાં સમાવેલો કાળાતીત અખંડ અનુભવ
એક દોડતું વાદળ : એક અવરુદ્ધ ગતિ.
અસ્ફુટ ભીનું બિંદુ : પાંપણો પરનો તરલ ભાસ
ગાલ પર ફરનારું પીછું : કેટલું કેટલું અને કેટલું —
આંખ આડે સાચવી રાખેલા અવકાશમાં દેખાયેલું
લીલા ચમકદાર તરણાનું અંગ વળીને બેઠેલું
બીજના અંકુર તગમગે છે પ્રકાશ માટે
શબ્દો પડ્યા છે ઊંડે ભૂમિગત પ્રવાહકાંઠે
વાદળો આવે છે – વાદળો જાય છે, ક્યારેક કાળે લીધું છે વ્રત
પૂરી રાખેલા શબ્દોના કણ કણનો થાય છે પિંડ.

### (૨) ફૂલો

ક્ષણે ક્ષણે કાળી થતી જતી રાત, કાળી મસ
અને મારી બારી નીચે ખીલતાં મોગરાનાં ફૂલ
આ ઘટ્ટ થતું સૂર્યતેજ, પ્રકાશનું નાનકડું અંતર્વર્તી કેન્દ્ર
નિર્મળ શુભ્રતા અંધકારે હૃદયમાં રક્ષી છે.
અચાનક સુવાસ વાતાવરણને ભરતી આવે છે, અર્ધવિસ્મૃત યાદ
સ્વપ્નમાં સ્વપ્ન દેખાય તેવું ઘૂંટાતું ધુમ્મસ –
રાત કાળી થતી જાય છે, શાંતિનો લય વહે છે
ખાલી ખાલી થાય છે, અવકાશમાં ડૂબે છે મન !
કળી શકતી નથી હું મને, બધે જ હું પ્રસરું છું
કે બધું જ મારામાં પૂર્ણપણે ઓતપ્રોત થાય છે?
આવે વખતે જીવ કેવો ભરાઈ આવે છે ગળા લગી

જાણું છું જન્મજાહ્નવીનો સનાતન મૂળસ્રોત.
આ પૂર્ણતા ઢાંકી રાખીને મારી દક્ષ પાંપણમાં
બીતરના અંધકારમાં ખીલશે મોગરા જેવાં શ્વેત ગીતો.



### (૩) સંધિ

પ્રત્યેક સુકાયેલી પાંદડીમાં
અંતર્ભૂત હોય છે સુગંધની ગાથા
ખીલવાની વ્યથા
વાયરા પર લખાઈ ગયેલા ઉચ્છ્વાસ
ડીંડાણુમાં ક્યાંક કદાચ ફળની આશ.
આનંદમાં ઝૂલતા
તડકા સાથે કરેલો સોનેરી સંકેત;
તેની પણ પાછળ વેદના નિરુપાય
ફૂટેલા ક્યાંક ફૂલપંખીના પાય
કાંટાની વેદના, પાણીનો ભેજ;
પ્રત્યેક સુકાયેલી પાંદડીમાં
ઓછેવત્તે
સ્થળકાળની સંધિ કરતો સળંગ
હોય છે ઢંકાયેલો સંભવ અનંત
જેમ પ્રત્યેક શબ્દ અંકાયેલો, ન અંકાયેલો
અથવા જન્મતાં ણુઝાયેલો હોઠમાં
જની આગળ અને પાછળ —
ઊભું હોય છે એક વિશ્વ.



બોલે ઝીણા મોર, રાજા ! તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર રે.
મોર હી બોલે, બપૈયા હી બોલે, કોયલ કરે કલશોર રે.
માઝમ રાતે ભલી વીજળી ચમકે, બાદલ હુઆ ઘનઘોર રે.
ઝરમર ઝરમર મેહુલો વરસે, ભીંજે મારા સાળુડાની કોર રે.
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, તું તો મારા ચિત્તડાની ચોર રે.

સાચો પ્રેમ હોય તો એમાં ગાજવીજ ન હોય. પ્રેમ એ અત્યંત સૂક્ષ્મ વસ્તુ છે. બે વ્યક્તિ વચ્ચેની અંગત વાત છે. એને જાહેર કરો એટલે એમાં દર્શન કરતાં પ્રદર્શનનું તત્ત્વ વધારે આવે. પ્રેમને દેખાડાની જરૂર નથી. મીરાં એકમાત્ર કવયિત્રી એવી છે કે એ પ્રેમની ગાજવીજ સાથે વાત કરે તોપણ એની સૂક્ષ્મતા હણાતી નથી અને ગાજવીજ વિના વાત કરે ત્યારે પણ એની સૂક્ષ્મતા વાદળ વચ્ચે ક્યારેક વીજળી દેખાય એમ પ્રગટ થઈને પાછી સંતાઈ જાય છે. મીરાંએ રાણાને છોડ્યો. એટલે કે, રાણાની ઉથાપના કરી, રાજારૂપે પરમાત્માની સ્થાપના કરી. રાજા કોણ ? જેનું આપણા પર વર્ચસ્વ હોય તે. મીરાંનો રાજા એ એનો પરમાત્મા. આ રાજાના ડુંગર પર ઝીણા મોર બોલે છે. મોરની કેકાને પણ એક સંયમ આપ્યો છે. પ્રેમની વાત ઝીણી હોય છે. એ કાનમાં કહેવાની હોય છે, સાનમાં સમજવાની હોય છે. આ મોર ડુંગર પર બોલે છે. એટલે વળાઈગળાઈને એની કેકાનો લહેકો સમીપ આવે છે. બંને વચ્ચે અંતર છે, પણ અંતરાય નથી. બંનેને સાંકળતી કડી આ ઝીણું બોલતો મોર છે. આ મોરની સાથે બોલનારાં બીજાં પણ છે. એ બીજાંઓ વિસંવાદ નહીં, પણ સંવાદ સરજનારાં છે. માણસનું અંગેઅંગ ડોલી ઊઠતું હોય એ રીતે જાણે કે આખુંયે અસ્તિત્વ વિવિધ સ્વરમાં સંવાદ સાધે છે. મોર, બપૈયા અને કોયલના સ્વરનું વૃંદાવન સર્જાય છે. ઘનઘોર વાતાવરણ છે. માઝમ રાત છે. કાનને તો તૃપ્તિ થાય, એની સામગ્રી પ્રારંભમાં છે, પણ આ અંધકારને ચીરતી ભલી વીજળી પણ ચમકી ઊઠે છે. કશુંયે ધોધમાર નથી. વરસાદ પણ ઝરમર વરસે છે. મેહુલા પાસે પણ વરસવાની કળા છે. એ કયો મેહુલો વરસે છે એ ખોલીને સમજાવવાની જરૂર નથી. આખો સાળુ નહીં, પણ સાળુડાની કોર ભીની થાય છે. જે મીરાં આટલું જાહેરમાં કહી શકે, એ મીરાં આટલું અંગત પણ કહે

છે. એક પદમાં મીરાં કહે છે :

*માઈ રી મૈં તો ગોવિન્દ લીન્હો મોલ,*
*કોઈ કહે ચૂપકે કોઈ કહે છૂપકે,*
*મૈં તો લિયો બજાતાં ઢોલ.*

મીરાંને પોતાના પ્રેમમાં શ્રદ્ધા છે. આ શ્રદ્ધાની શ્રી અને સમૃદ્ધિ એના જીવનની ધ્રુવપંક્તિમાં પ્રગટે છે. આ જીવનની ધ્રુવપંક્તિ એના પદમાં અંતિમ પંક્તિરૂપે આવે છે :

*મીરાં કે પ્રભુ ગિરિધર નાગર*

ઈશ્વર એ ચિત્તચોર છે, મોહનાં બાણ મારનારો ધુતારો છે, વનમાં લૂંટનારો કાનુડો છે. એક ઠેકાણે કહે છે :

*પિયુજી અમારો પારધી ભયો રે*
*મૈં તો ભયી હરિણી શિકાર.*

નિરંજન ભગતનું નિરીક્ષણ અહીં મૂકવા જેવું છે તે મૂકું છું :

'ધર્મકવિતાના મહાન અંગ્રેજ કવિ જ્યોર્જ હર્બટની જેમ મીરાંએ માત્ર પરમેશ્વરનો પ્રેમ – એ એક જ વિષય-વસ્તુ વિશે પદ રચ્યાં છે. મીરાંનાં પદમાં વિષય-વસ્તુની વિવિધતા નથી એવા અસંતોષ કે આક્ષેપને કોઈ અવકાશ જ નથી. મીરાંનાં પદમાં ભલે એક જ વિષય-વસ્તુ છે પણ એમાં અનુભવની, ભાવ અને રસની એકવિધતા (monotony) નથી. એટલું જ નહીં, એમાં અનુભવની તીવ્રતા તથા ભાવ અને રસની ઉગ્રતા છે, ગહનતા છે, અગાધતા છે, અતલતા છે. મીરાં ભક્ત હતી, સંત હતી, એથી મીરાંએ સાધુસંતસમાગમ અને ભજનકીર્તનની એની દિનચર્યાના એક અંગરૂપે એના પદનું સર્જન કર્યું હતું. મીરાંએ કવિપદ માટે, કવિપણા માટે, કવિવેડા માટે અથવા પદ, પ્રસિદ્ધિ, ધન કે કીર્તિ માટે એનાં પદનું સર્જન કર્યું નથી. મીરાં પાસે ધન, કીર્તિ, પદ, પ્રતિષ્ઠા, સત્તા શું ન હતું ? એ સૌનો તો એણે ક્યારનો ત્યાગ કર્યો હતો. મીરાંએ કવિ તરીકે નહીં, અનુભવી તરીકે; કાવ્યકાર તરીકે નહીં, ભક્ત અને સંત તરીકે એનાં પદનું સર્જન કર્યું હતું. આપણા યુગમાં ડાગ હેમરશોલ્ડે એમની ડાયરી 'Markings' રચી ત્યારે પ્રસિદ્ધિ અર્થે નહીં પણ 'રહસિ' રચી હતી, સાહિત્યરૂપે નહીં પણ "a sort of White Book, concerning my negotiations with myself and with God" – "મારી જાત સાથેના અને પરમેશ્વર સાથેના મારા સંવાદોને લગતી એક પ્રકારની શ્વેત પોથી"રૂપે રચી હતી. છતાં મીરાં મેડતાની રાજકુંવરી હતી એથી સુશિક્ષિત અને સુસંપન્ન હતી. એ અનેક કળાઓ – કવિતા કળા સુધ્ધાં–માં નિપુણ હતી. એ સંગીતજ્ઞ હતી તેમ કાવ્યજ્ઞ

પણ હશે. એથી મીરાંએ જ્યારે એનાં પદનું સર્જન કર્યું હશે ત્યારે સભાનપણે નહીં તો અભાનપણે પણ એની આ કવિતાકળાનિપુણતા, આ કાવ્યજ્ઞતા પ્રવૃત્ત હશે. કવિતાની સર્જનપ્રક્રિયામાં સભાન-અભાન, સંપ્રજ્ઞતા-અસંપ્રજ્ઞતા એ એક મહાકૂટ પ્રશ્ન છે. મીરાંનાં પદમાં કાવ્યમયતા, કલામયતા ક્યાં નથી ? મીરાંનું એક એક પદ કેવું સ્વચ્છ અને સુઘડ છે, કેવું સાફસૂતરું અને સંઘેડાઉતાર છે. એનાં ઘાટઘૂટ અને એનું ઘડતર-જડતર સંપૂર્ણ છે. એની ધ્રુવપંક્તિ, એના અંતરા, એનો આરંભ, એનો અંત, એનો લય, એના પ્રાસ બધું જ સુંદર છે. એમાં કલાત્મક એકતા છે. ક્યાંય છૂંછા-છેડા નહીં, ક્યાંય ગોટગૂંચ નહીં, ક્યાંય દોરાધાગા નહીં, ક્યાંય વાંકુંચૂકું નહીં, ક્યાંય જાડુંપાતળું નહીં, ક્યાંય ઢીલુંપોચું નહીં, બધું જ સરખું, સીધું, સુદૃઢ, ઘટ્ટ અને ઘાટીલું, સંપૂર્ણ ભરત-ગૂંથણ જેવું સુશ્લિષ્ટ, સુંદર, કાંતણ-વણાટ જેવું સુગ્રથિત.

*'ઝૂણે બેસીને મેં તો ઝીણું રે કાંત્યું નથી રાખ્યું કંઈ કાચું રે'*

મીરાંએ ઝીણું કાંત્યું છે, કંઈ કાચું રાખ્યું નથી. એથી ભલે મીરાંને કવિપદની પરવા ન હોય, કવિતાસિદ્ધિની પરવા ન હોય. પણ આપણે આપણી ગરજે મીરાંને કવિ કહીશું અને એનાં પદને કવિતા કહીશું. મીરાંની કવિતા જેવી કવિતાનું દર્શન જગતકવિતામાં વિરલ છે.'

મીરાંનું એક બીજું પદ અને બીજી પણ મારી બે રચનાઓ મૂકું છું :

*માઈ રી મૈં તો ગોવિન્દ લીન્હો મોલ.*
*કોઈ કહે ચૂપકે કોઈ કહે છૂપકે.*
*મૈં તો લિયો બજાતાં ઢોલ. માઈ રી૦*

*કોઈ કહે હલકા, કોઈ કહે ભારે,*
*લીયો તરાજુ તોલ. માઈ રી૦*

*કોઈ કહે સસ્તા, કોઈ કહે મૈંહગા,*
*કોઈ કહે કા'ન અનમોલ. માઈ રી૦*

*કોઈ કહે કાળો, કોઈ કહે ગોરો,*
*મૈં તો લિયોરી અંખિયા ખોલ. માઈ રી૦*

*કોઈ કહે ઘરમેં કોઈ કહે બનમેં,*
*રાધા કે સંગ કિલોલ. માઈ રી૦*

*મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,*
*પૂર્વ જનમકો દિયો બોલ. માઈ રી૦*

## આપો કોઈ

મનના મેવાડમાં એક રાણો વસે છે;
એ રાણાને અહીંથી ઉથાપો કોઈ
મને મીરાંનું પાગલપન આપો કોઈ !

*

મને મેવાડી મ્હેલ હવે જોઈતા નથી.
હીરા-મોતીના ખેલ હવે જોઈતા નથી.

મારા જ કરંડિયાને સાપ તો ડસે :
એ સાપને તો અહીંથી ઉથાપો કોઈ
મને મીરાંનું વૃંદાવન આપો કોઈ !

હરિ-આવનની આવાજને સાંભળ્યા કરું.
અહીં દિવસ ને રાત : દીપ બાળ્યા કરું
નૈનન મેં નંદલાલ એવા વસે :
મને પ્રીતિ પુરાતન આપો કોઈ
અને મીરાંનું વૈરાગન આપો કોઈ
હવે સાંવરિયો મનભાવન થાપો કોઈ !

(૧૦૮ ભજન અને તેના આસ્વાદના સંગ્રહ 'ભજનયોગ'માંથી. પ્રાપ્તિસ્થાન : ઇમેજ પબ્લિકેશન્સ, ૧૯૯/૧ ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૪૦૦૦૦૨. મૂલ્ય રૂ. ૧૫૦).

**▫ હાઇકુ ▫ રમેશ પટેલ**

કરફ્યુગ્રસ્ત
શાંત શેરીમાં ઊડે-
છે કબૂતરો !

## દેડકો પથ્થરનો છે ❑ જયા મહેતા

બારણા પાસે જ બહાર બેઠો છે
એક મોટો જબ્બર દેડકો

એ બિથોવનનું સંગીત ગાતો નથી
દેડકો પથ્થરનો છે

એ ખાતો નથી પીતો નથી હાલતો-ચાલતો નથી
એ કૂદતો ઊછળતો નથી કોઈનીયે ઉપર
ગભરાશો નહીં જરાયે
દેડકો પથ્થરનો છે

એ મૂંગો છે એ બહેરો છે
મોટી મોટી આંખો છે એને તોયે
એ જોતો નથી
દેડકો પથ્થરનો છે

તમે એને વાઢી-કાપી નહીં શકો
તમે એને ચીરી-ફાડી નહીં શકો
તમે એને ખાઈ જઈ નહીં શકો
તમે એને ડરાવી નહીં શકો
દેડકો પથ્થરનો છે

પથ્થરનો દેડકો શાંતિથી જીવે છે

આવો દેડકો થવા માટે
કેટલાં વર્ષ તપ કરવું જોઈએ ?

દેડકો પથ્થરનો છે
પથ્થરનો દેડકો મને ગમે છે



## મારું કામ ▫ સુભાષ મુખોપાધ્યાય ▫ સુશી દલાલ
(બંગાળી)

હું ઇચ્છું છું
મારા બધા શબ્દ
પોતાના પગ પર ઊભા રહી શકે
હું ઇચ્છું છું
મારા પડછાયા સુધી
આંખો ખૂલી જાય
છબીઓ - જે સ્થિર થયેલી છે
ચાલવા લાગે

હું નથી ઇચ્છતો
કોઈ મને કવિ કહીને બોલાવે
જીવનની અંતિમ ઘડી સુધી
ખભાથી ખભા મેળવીને
હું ચાલતો રહું.... બસ....!

અને ક્યારેક તો હું મારી કલમ
ટ્રેક્ટર પાસે રાખીને
કહી શકું, બસ ભાઈ
હવે મને રજા આપો
અને થોડોક અગ્નિદાહ આપો.



## ▫ સુ.દ.

તરણું પ્રકટે છે ત્યારે
ધરતીનો આભાર માને છે
અને જુએ છે
આકાશ તરફ



## ▫ રુમિ

સંકલ્પથી અગ્નિ પણ થાય છે
મધમીઠું જળ
અને સંકલ્પ વિના
જળ પોતે થાય છે અગ્નિ પ્રબળ



## શહેર ▫ દયા પવાર (૧૯૩૫ - ૧૯૯૬) ▫ સુશી દલાલ
(મરાઠી)

ખોદકામ કરતી વખતે વીસમી સદીનું શહેર મળી ગયું
કાગળના ટુકડાની જેમ ચોળાઈ ગયું મારા વિશાળકાય હાથોમાં
ચક્કર ખાતું યંત્રચક્ર, બીડીના ટુકડા જેવા કારખાનાની ચીમનીઓ
યંત્રયુગનો આટલો જ અવાજ, બાકી બધું મોહેંજો દડો જેવું

હાથ સુધી નીચે કૂવાંય પણ ખોદી લો,
પથ્થરની લીંપાયેલી સજાવેલી મૂર્તિઓ સિંદૂરથી
કોઈક ચહેરા પર સૂંઢ લગાડેલી, કોઈ વચમાં જ તૂટેલી પૂંછડી સાથે
ઠીક થયું. આ વરસ મ્યુઝિયમનો વરંડો ખૂબ સુશોભિત થયો
ત્રાસભર્યા ધર્મનો સ્વાંગ આગલી પેઢીઓને બતાવવા માટે,

અરે આ તકતી શાની છે : 'બધા જાતિધર્મો માટે ખુલ્લી છે પરબ'
એટલે માણસ - માણસોમાં પણ હોય છે
ઊંચ-નીચના ભેદ, ચઢ-ઊતર હોય એવી વાસણની અભરાઈ જેમ
ઠીક જ થયું ! એવું શહેર માટીમાં દફનાવવા જેવું જ હતું
કેવો આ યંત્રયુગ, વીસમી સદીમાં પાષાણયુગનાં દર્શન !



## ▫ રુમિ

કેટલાક લોકો
'આવતી કાલ'ના વચનને ભરોસે હોય છે
અને વર્ષો સુધી એને દરવાજે
ભટક્યા કરે છે
પણ 'આવતી કાલ' કદી આવતી નથી



## ▫ રુમિ

ટકોરા માર્યા કરો
અને અંદરનો આનંદ
છેવટે તો બારીને ઉઘાડશે
અને તમે જોઈ શકશો કે
ત્યાં કોણ છે.



## એ સ્ત્રી વિશે □ સંધ્યા ગુપ્તા □ જયા મહેતા

(હિન્દી)

પડખું બદલીને સૂઈ ગઈ
એ સ્ત્રી વિશે તમારે કંઈ નથી કહેવું ?

જેના વિશે તમે કહ્યું હતું
સૂર્યના પહેલા કિરણને મળતો આવે છે
એની ત્વચાનો રંગ

એના લોહીમાં છે
પૂર્વજોએ બનાવેલા સૌથી પુરાણા
કૂવાનું જળ

અને

જેની અંદર હતી
આ ધરતીના સૌથી મોટા
જંગલની નિર્જનતા

જેની આંખોમાં તમને દેખાયું હતું
એક પુરાણી ઇમારતનું
એકલવાયાપણું
અને.... જેમાં ભાગીદાર થવા તમે
ઇચ્છતા હતા

જે...
એક લાંબી ચાલીવાળા
સૂના ઘરના બારણે
ઊભી હતી
તમારી રાહ જોતી



# કવિતા અને વાસ્તવિકતા

❑ મહેશ દવે

વાસ્તવિકતા અને કવિતા વચ્ચે સામાન્ય માણસને વિરોધ દેખાય છે. આ વિરોધ ત્રણ સ્વરૂપે વ્યક્ત થાય છે :

એક : વાસ્તવિકતા એટલે ઇન્દ્રિયોથી જોવા-જાણવાં મળે તે કઠોર-નઠોર નક્કર જગત. પાષાણ, પહાડ, નદી, નાળાં, વૃક્ષ, પવન, ગંધ, કદ, આકાર — આ બધાં વાસ્તવિક ગણાય છે. કલ્પનાથી સર્જાતું જગત અવાસ્તવિક લેખાય છે. આ વિરોધ ખરો નથી, માત્ર વિરોધનો આભાસ છે, વિરોધાભાસ છે. કમળના ફૂલનો દાખલો લો. ફૂલનાં કદ, આકાર, રૂપ, રંગ, ગંધ વાસ્તવિક છે. તો શું તેની શીતળતા, સૌમ્યતા, શુદ્ધતા, પવિત્રતા, પ્રસન્નતા ને શાંતતા અવાસ્તવિક છે? કવિ જ્યારે કમલનયન કે કમલનયનીની વાત કરે છે ત્યારે નયન વાસ્તવિક છે અને કમળ પણ વાસ્તવિક છે. એકને બીજાની ઉપમા આપવામાં કલ્પના છે, પણ તે કલ્પના — આંખો મોટી છે; શ્વેત, ગુલાબી કે ભૂરી છે; શાંત-સૌમ્ય છે, પવિત્ર અને પ્રસન્નકર છે — એ બધાં ઘટકો સત્યની વાસ્તવિકતાનો સંકેત કરે છે. તો પછી કમલનયન અવાસ્તવિક નથી, અતિ-વાસ્તવિક છે.

કવિતા અને વાસ્તવિકતા વચ્ચેના વિરોધનો એક બીજો ખ્યાલ પણ છે. ભૂખ, તૃષા, દુઃખ, રોગ, ગરીબાઈ વગેરે અનિચ્છે વાસ્તવિક મનાય છે. એને ચાતરીને કવિતા ગગનમાં વિહાર કરે છે. આ ખરી માન્યતા નથી. વિશ્વમાં જોવાં મળતાં પ્રકૃતિનાં સુંદર તત્ત્વો, સુખ, આનંદ વગેરેને કવિતા સ્વીકારે છે. એ જ રીતે કવિતા દુઃખ અને વ્યાધિને; અશુભ અને દુરિતને પોતાના વ્યાપમાં સમાવે છે. ક્રૌંચ પક્ષીની હત્યાના આઘાતમાંથી પ્રથમ કવિતા પ્રગટી, તે સૂચક છે; પણ પીડાકારી તત્ત્વોની એકલપેટી વાત કરવી તે અવાસ્તવિકતા છે. કવિતા આવી અવાસ્તવિક નથી. એ સુખ અને દુઃખ બંનેનું ગાન-રુદન કરે છે. કવિતામાં કદાચ આનંદતત્ત્વનું પ્રાધાન્ય હોય તોય તે એકાંગી તરંગ નથી, પણ કવિનું આગવું દર્શન છે. આ અર્થમાંય કવિતા અવાસ્તવિક નથી, વાસ્તવિકતાની સચ્ચાઈ છે.

ગરીબોનાં શોષણ અને પીડા જોઈ કાર્લ માર્ક્સે 'દાસ કેપિટલ' પુસ્તક લખ્યું, તે વાસ્તવદર્શી ગ્રંથ ગણાય છે, પણ તે જ વાત કાર્લ માર્ક્સે પહેલાં ઘણા લાઘવથી કૉમ્યુનિસ્ટ મૅનિફેસ્ટોમાં કહી હતી : 'A spectre is haunting Europe, the spectre of communism — યુરોપમાં એક ઓછાયો ભૂતની જેમ તેનો પંજો પ્રસારી રહ્યો છે — સામ્યવાદનો પંજો!' — આ કવિતા છે ને છતાંય તેમાં પૂરેપૂરું વાસ્તવદર્શન છે. મૅનિફેસ્ટોનું છેલ્લું ઉદ્બોધન, 'Workers of the world Unite, you have nothing to loose but your chains — જગતના શ્રમિકો એક થાવ, તમારે તમારી શૃંખલાઓ સિવાય કશું ગુમાવવાનું નથી.' — આ ઉદ્બોધનમાં ભારોભાર વાસ્તવિકતા છે ને પૂર્ણ કવિતા છે.

છેલ્લે, એક ત્રીજા અર્થમાં કવિતા અને વાસ્તવિકતા વચ્ચે વિરોધ કલ્પવામાં આવ્યો છે. ઍરિસ્ટોટલે ઘણાં શાસ્ત્રો લખ્યાં. તેમાંનું એક હતું, ભૌતિકશાસ્ત્રઃ Physics. તેના પછી તેણે એક જુદું શાસ્ત્ર લખ્યું. ઍરિસ્ટોટલે તેને કોઈ નામ આપ્યું નહોતું. લોકોએ તેને ગણ્યું 'Physics પછી જે આવે છે તે શાસ્ત્ર' — Ta Meta Physica — Metaphysics. મેટાફિઝિક્સ પછીથી 'તત્ત્વજ્ઞાન' તરીકે ઓળખાયું. એક બીજા અર્થમાં 'મેટાફિઝિક્સ' નામ સાર્થક છે. જ્યાં Physics પૂરું થાય છે ત્યાં Metaphysics શરૂ થાય છે. ભૌતિકશાસ્ત્રના અંતથી આધ્યાત્મવિજ્ઞાનનો આરંભ થાય છે. કવિતા

આધ્યાત્મિક વાત છેડે છે. આધ્યાત્મિક અભિગમ અવાસ્તવિક નથી, ફક્ત ભૌતિકથી આગળ છે. વિજ્ઞાની પણ ભૌતિક જીવનની વાસ્તવિક ઘટનાથી શરૂ કરી કલ્પના કરે છે ને ત્યાંથી પરમ સુધી પહોંચે છે. ઝાડ પરથી ફળ નીચે પડે એ વાસ્તવિકતા છે. ઉપર કેમ નથી ઊછળતું એ કલ્પના છે. એ કલ્પનાથી આગળ વધી સંશોધન કરતા ગુરુત્વાકર્ષણનો નિયમ મળે છે. વેદનો ઋષિ પણ વાસ્તવિકતાનું ઝીણું -ઊંડું અવલોકન કરી કવિદર્શન સુધી પહોંચે છે : સૃષ્ટિની પાછળ ૠત છે — એટલે કે, વિશ્વની પાછળ નિયમ કામ કરે છે. વિજ્ઞાનનું સત્ય ને કવિતાનું સત્ય એક થઈ જાય છે. વિજ્ઞાન અને કવિતા બંને ઉપર-ઉપરની વાસ્તવિકતા પાછળ રહેલા ભીતરને ઉઘાડી આપે છે. તો પછી વિજ્ઞાન વાસ્તવવાદી ને કવિતા અવાસ્તવિક શાની?

વાસ્તવિકતા જ્યાં મર્મ ચૂકે છે, ત્યાં કવિતા સત્યગર્ભ ઉઘાડી આપે છે. રાવણને દસ માથાં હતાં. તેનું વાસ્તવિક ચિત્રણ ટી.વી કે ફિલ્મને પડદે થાય છે. એક જ ધડ પર દસ માથાંની હારમાળા દેખાડાય છે. આ વાસ્તવિક નિરૂપણ અસત્ય છે. વ્યંજનાત્મક કવિનિરૂપણ સત્ય છે. દસ માથાં એટલે દસ માથાં જેટલી ઈયત્તા ને શક્તિ. એક માથું માણસનું; બીજું માથું કુશળ રાજવીનું (લંકા સોનાની અમસ્તી નહીં હોય); ત્રીજું માથું બ્રાહ્મણનું (જ્ઞાન-ધ્યાનનું); ચોથું માથું કુવિચારોનું (અનિષ્ટનું); પાંચમું જાતીય ઊર્જાનું — અને એ રીતે દસ પ્રકારની બુદ્ધિ, વૃત્તિ, શક્તિ, આવડત, કૌશલ્ય. આ વ્યંજના દસ માથાંનાં વાસ્તવિક ચિત્રણ કરતાં વધારે સાર્થક છે. અહીં આંખે દેખાતો ઉપરછલ્લો દેખાવ તે વાસ્તવિકતા છે જ્યારે ખરી આંખે, ત્રીજા નેત્રથી દેખાતી વાસ્તવિકતા એટલે કવિતાનું સત્ય.

મનુષ્યના જીવનમાં કવિતા એ એક આગવી વાસ્તવિકતા છે. કોઈ મનુષ્યે ક્યારેય કથા કે નિબંધ ન લખ્યો હોય તેવું બને, પણ દરેક માણસે કવિતા કરી જ હોય છે. 'હે મારા વહાલા'માં કવિતા છે ને 'દેવના દીધેલ'માંય કવિતા છે. 'વેલેન્ટાઇન ડે'નું ફૂલ આપવામાં કવિતા છે ને દેવદાસ બની 'દુઃખ કે અબ દિન બીતત નાહીં,' ગાવામાંય કવિતા છે. અભણ લોક લોકગીત ગાય, ભણેલા ક્યારેક ને ક્યારેક જોડકણાં, રદીફ-કાફિયાના ખેલ કરે કે મર્માળુ બોલે. આમ બધાં જ કવિતા કરે છે. આવા સત્યને કેવી રીતે અવાસ્તવિક કહેશો? બધું વિસરાશે, પણ ભજન, ગરબા, દોહા, વેદની ઋચા, ગીતાના શ્લોક કે ગમતાં ગીત ભુલાશે નહીં. કવિતા અમર છે ને તેથી જ વાસ્તવિક છે.

❑

## ❑ રુમિ

વહાલા વાચક,
તને બીજામાં જે મોટા ભાગના દોષ દેખાય છે
એમાં તો તારી પોતાની પ્રકૃતિ પ્રતિબિંબાય છે
ઋષિએ કહ્યું છે
"દર્પણો હંમેશાં એકમેકને વફાદાર હોય છે"

❑

# કવિતા અને વાસ્તવિકતા

❒ મહેશ દવે

વાસ્તવિકતા અને કવિતા વચ્ચે સામાન્ય માણસને વિરોધ દેખાય છે. આ વિરોધ ત્રણ સ્વરૂપે વ્યક્ત થાય છે :

એક : વાસ્તવિકતા એટલે ઇન્દ્રિયોથી જોવા-જાણવા મળે તે કઠોર-નઠોર નક્કર જગત. પાષાણ, પહાડ, નદી, નાળાં, વૃક્ષ, પવન, ગંધ, કદ, આકાર — આ બધાં વાસ્તવિક ગણાય છે. કલ્પનાથી સર્જાતું જગત અવાસ્તવિક લેખાય છે. આ વિરોધ ખરો નથી, માત્ર વિરોધનો આભાસ છે, વિરોધાભાસ છે. કમળના ફૂલનો દાખલો લો. ફૂલનાં કદ, આકાર, રૂપ, રંગ, ગંધ વાસ્તવિક છે. તો શું તેની શીતળતા, સૌમ્યતા, શુદ્ધતા, પવિત્રતા, પ્રસન્નતા ને શાંતતા અવાસ્તવિક છે? કવિ જ્યારે કમલનયન કે કમલનયનીની વાત કરે છે ત્યારે નયન વાસ્તવિક છે અને કમળ પણ વાસ્તવિક છે. એકને બીજાની ઉપમા આપવામાં કલ્પના છે, પણ તે કલ્પના — આંખો મોટી છે; શ્વેત, ગુલાબી કે ભૂરી છે; શીત-સૌમ્ય છે, પવિત્ર અને પ્રસન્નકર છે — એ બધાં ઘટકો સત્યની વાસ્તવિકતાનો સંકેત કરે છે. તો પછી કમલનયન અવાસ્તવિક નથી, અતિ-વાસ્તવિક છે.

કવિતા અને વાસ્તવિકતા વચ્ચેના વિરોધનો એક બીજો ખ્યાલ પણ છે. ભૂખ, તૃષા, દુઃખ, રોગ, ગરીબાઈ વગેરે અનિષ્ટો વાસ્તવિક મનાય છે. એને ચાતરીને કવિતા ગગનમાં વિહાર કરે છે. આ ખરી માન્યતા નથી. વિશ્વમાં જોવા મળતાં પ્રકૃતિનાં સુંદર તત્ત્વો, સુખ, આનંદ વગેરેને કવિતા સ્વીકારે છે. એ જ રીતે કવિતા દુઃખ અને વ્યાધિને; અશુભ અને દુરિતને પોતાના વ્યાપમાં સમાવે છે. ક્રૌંચ પક્ષીની હત્યાના આઘાતમાંથી પ્રથમ કવિતા પ્રગટી, તે સૂચક છે; પણ પીડાકારી તત્ત્વોની એકલપંથી વાત કરવી તે અવાસ્તવિકતા છે. કવિતા આવી અવાસ્તવિક નથી. એ સુખ અને દુઃખ બંનેનું આનંદ-રુદન કરે છે. કવિતામાં કદાચ આનંદતત્ત્વનું પ્રાધાન્ય હોય તોય તે એકાંગી તરંગ નથી, પણ કવિનું આગવું દર્શન છે. આ અર્થમાંય કવિતા અવાસ્તવિક નથી, વાસ્તવિકતાની સચ્ચાઈ છે.

ગરીબોનાં શોષણ અને પીડા જોઈ કાર્લ માર્ક્સે 'દાસ કેપિટલ' પુસ્તક લખ્યું, તે વાસ્તવદર્શી ગ્રંથ ગણાય છે, પણ તે જ વાત કાર્લ માર્ક્સે પહેલાં ઘણા લાઘવથી કોમ્યુનિસ્ટ મેનિફેસ્ટોમાં કહી હતી : 'A spectre is haunting Europe, the spectre of communism — યુરોપમાં એક ઓછાયો ભૂતની જેમ તેનો પંજો પ્રસારી રહ્યો છે — સામ્યવાદનો પંજો!' — આ કવિતા છે ને છતાંય તેમાં પૂરેપૂરું વાસ્તવદર્શન છે. મેનિફેસ્ટોનું છેલ્લું ઉદ્‌બોધન. 'Workers of the world Unite, you have nothing to loose but your chains — જગતના શ્રમિકો એક થાવ, તમારે તમારી શૃંખલાઓ સિવાય કશું ગુમાવવાનું નથી.' — આ ઉદ્‌બોધનમાં ભારોભાર વાસ્તવિકતા છે ને પૂર્ણ કવિતા છે.

છેલ્લે, એક ત્રીજા અર્થમાં કવિતા અને વાસ્તવિકતા વચ્ચે વિરોધ કલ્પવામાં આવ્યો છે. એરિસ્ટોટલે ઘણાં શાસ્ત્રો લખ્યાં. તેમાંનું એક હતું, ભૌતિકશાસ્ત્ર: Physics. તેના પછી તેણે એક જુદું શાસ્ત્ર લખ્યું. એરિસ્ટોટલે તેને કોઈ નામ આપ્યું નહોતું. લોકોએ તેને ગણ્યું 'Physics પછી જે આવે છે તે શાસ્ત્ર' — Ta Meta Physica — Metaphysics. મેટાફિઝિક્સ પછીથી 'તત્ત્વજ્ઞાન' તરીકે ઓળખાયું. એક બીજા અર્થમાં 'મેટાફિઝિક્સ' નામ સાર્થક છે. જ્યાં Physics પૂરું થાય છે ત્યાં Metaphysics શરૂ થાય છે. ભૌતિકશાસ્ત્રના અંતથી આધ્યાત્મવિજ્ઞાનનો આરંભ થાય છે. કવિતા

આધ્યાત્મિક વાત છેડે છે. આધ્યાત્મિક અભિગમ અવાસ્તવિક નથી, ફક્ત ભૌતિકથી આગળ છે. વિજ્ઞાની પણ ભૌતિક જીવનની વાસ્તવિક ઘટનાથી શરૂ કરી કલ્પના કરે છે ને ત્યાંથી પરમ સુધી પહોંચે છે. ઝાડ પરથી ફળ નીચે પડે એ વાસ્તવિકતા છે. ઉપર કેમ નથી ઊછળતું એ કલ્પના છે. એ કલ્પનાથી આગળ વધી સંશોધન કરતા ગુરુત્વાકર્ષણનો નિયમ મળે છે. વેદનો ઋષિ પણ વાસ્તવિકતાનું ઝીણું -ઊંડું અવલોકન કરી કવિદર્શન સુધી પહોંચે છે : સૃષ્ટિની પાછળ ૠત છે — એટલે કે, વિશ્વની પાછળ નિયમ કામ કરે છે. વિજ્ઞાનનું સત્ય ને કવિતાનું સત્ય એક થઈ જાય છે. વિજ્ઞાન અને કવિતા બંને ઉપર-ઉપરની વાસ્તવિકતા પાછળ રહેલા ભીતરને ઉઘાડી આપે છે. તો પછી વિજ્ઞાન વાસ્તવવાદી ને કવિતા અવાસ્તવિક શાની?

વાસ્તવિકતા જ્યાં મર્મ ચૂકે છે, ત્યાં કવિતા સત્યગર્ભ ઉઘાડી આપે છે. રાવણને દસ માથાં હતાં. તેનું વાસ્તવિક ચિત્રણ ટી.વી કે ફિલ્મને પડદે થાય છે. એક જ ધડ પર દસ માથાંની હારમાળા દેખાડાય છે. આ વાસ્તવિક નિરૂપણ અસત્ય છે. વ્યંજનાત્મક કવિનિરૂપણ સત્ય છે. દસ માથાં એટલે દસ માથાં જેટલી ઈયત્તા ને શક્તિ. એક માથું માણસનું; બીજું માથું કુશળ રાજવીનું (લંકા સોનાની અમસ્તી નહીં હોય); ત્રીજું માથું બ્રાહ્મણનું (જ્ઞાન-ધ્યાનનું); ચોથું માથું કુવિચારોનું (અનિષ્ટનું); પાંચમું જાતીય ઊર્જાનું — અને એ રીતે દસ પ્રકારની બુદ્ધિ, વૃત્તિ, શક્તિ, આવડત, કૌશલ્ય. આ વ્યંજના દસ માથાંનાં વાસ્તવિક ચિત્રણ કરતાં વધારે સાર્થક છે. અહીં આંખે દેખાતો ઉપરછલ્લો દેખાવ તે વાસ્તવિકતા છે જ્યારે ખરી આંખે, ત્રીજા નેત્રથી દેખાતી વાસ્તવિકતા એટલે કવિતાનું સત્ય.

મનુષ્યના જીવનમાં કવિતા એ એક આગવી વાસ્તવિકતા છે. કોઈ મનુષ્યે ક્યારેય કથા કે નિબંધ ન લખ્યો હોય તેવું બને, પણ દરેક માણસે કવિતા કરી જ હોય છે. 'હે મારા વહાલા'માં કવિતા છે ને 'દેવના દીધેલ'માંય કવિતા છે. 'વેલેન્ટાઇન ડે'નું ફૂલ આપવામાં કવિતા છે ને દેવદાસ બની 'દુઃખ કે અબ દિન બીતત નાહીં,' ગાવામાંય કવિતા છે. અભણ લોક લોકગીત ગાય, ભણેલા ક્યારેક ને ક્યારેક જોડકણાં, રદીફ-કાફિયાના ખેલ કરે કે મર્માળુ બોલે. આમ બધાં જ કવિતા કરે છે. આવા સત્યને કેવી રીતે અવાસ્તવિક કહેશો? બધું વિસરાશે, પણ ભજન, ગરબા, દોહા, વેદની ઋચા, ગીતાના શ્લોક કે ગમતાં ગીત ભુલાશે નહીં. કવિતા અમર છે ને તેથી જ વાસ્તવિક છે.

❑

## ▫ રુમિ

વહાલા વાચક,
તને બીજામાં જે મોટા ભાગના દોષ દેખાય છે
એમાં તો તારી પોતાની પ્રકૃતિ પ્રતિબિંબાય છે
ઋષિએ કહ્યું છે
"દર્પણો હંમેશાં એકમેકને વફાદાર હોય છે"

❑

## ▫ અભિલાષા▫ ધીરુ મોદી

જન્મજાત કવિ અજાણતાં જ
કોઈ અપરાધ કરી બેઠો.

તો ન્યાયાધીશે ભરી કોર્ટમાં સજા ફટકારી.
- આ કવિને અત્યારે જ એવું કોઈ ઇન્જેક્શન
મૂકી દો કે જેથી
સાર્થ જોડણીકોશના બધા જ શબ્દો એકીસાથે
એના દિલદિમાગમાંથી નિર્મૂળ થઈ જાય.

* * *

પછી ન્યાયાધીશની હાજરીમાં જ કવિને
ઈંજેક્શન મુકાયું.
તો બીજી જ ક્ષણે કવિનું રૂપાંતર થઈ ગયું !
કવિને બદલે
ત્યાં એક રમતિયાળ રંગીન પતંગિયું ઊડવા લાગ્યું.
ને પછી તરત જ એ પતંગિયું
પેલા ન્યાયાધીશના જ ખભે જઈને બેઠું.
રોમાંચિત બની ગયેલા ન્યાયાધીશના મુખમાંથી
ઉદ્ગાર સરી પડ્યો :
- કાશ, આજે હું પણ એકાદ સુંદર પુષ્પ હોત !



## ▫ રુમિ

સુફીનો ગ્રંથ શાહી, કાગળની વાત નથી
એ તો છે કેવળ હૃદય
બરફ જેવું ધવલ, ઉજ્જ્વળ



## ▫ સુ.દ.

બહાર વરસાદ
ઘરમાં રેઈનકોટ
કોણ જાણે એને પહેરનારો
ક્યાં ને ક્યાં ચાલ્યો ગયો છે ?



### ❑ હિતેન આનંદપરા

આ સ્થિતિમાં જીવવું ન્યાયી નથી
ભીડ છે ભરપૂર તન્હાઈ નથી

ખુશ થઈ સરનામું મારું લખ ભલે–
નોંધ નીચે મૂકજે, સ્થાયી નથી

ને મને દરિયાએ સંભળાવી દીધું
છે ઘણા સંબંધ, ગહેરાઈ નથી

તું સરળતાથી પવન પહેરી શકે
મારી પાસે એ સલુકાઈ નથી

શું કરું નાહક અનુસ્નાતક થઈ
રસ પડે એવા સહાધ્યાયી નથી

કૌંસમાં તું નામ હજ્જારો મૂકે
પણ તું સમજી લે, એ પર્યાયી નથી

કાર્યથી ઉપર ન કર્તા જઈ શકે
વૃક્ષ જેવું કોઈ સ્વાધ્યાયી નથી

એકદમ ભગવાનનો માણસ છે એ
એટલે એના અનુયાયી નથી



### ❑ સૌમ્ય જોશી

ખંજર ઘૂસી ગ્યું ને તરત એણે કહ્યું
આમ તો આ જે થયું સારું થયું
દસ દિવસની દડમજલની બાદ હાશ
આજ સાલું પેટમાં કંઈ તો ગયું



## ખાલીપો ▢ ચિનુ મોદી

ખમ, ખાલીપો, ખમ;
આવન જાવન ક્ષણની ચાલે,
તડકે છાંયે રમ.
ખમ, ખાલીપો, ખમ.

નમતી સાંજનો તડકો જુઓ;
ભીડ ભરેલી સડકો જુઓ;
મૂગા મૂગા જોયા કરતા,
દરિયે ઊભા ખડકો, જુઓ;
પાણી વચ્ચે આયખું આખું
ઘમવલોણાં ઘમ,
ખમ, ખાલીપો ખમ.

સાવ સૂના આ મ્હેલને જુઓ;
લોહીની તરતી જેલને જુઓ;
રોજ બાજીગર નાંખતો બાજી,
શ્વાસ કરે એ ખેલને જુઓ;
મૂળસોતું આ ઝાડ પડ્યું ને
પાંદડી લીલીછમ,
ખમ, ખાલીપો, ખમ.

પાંખ વીંઝીને પંખી ખસે;
આભ નપાવટ વેગળું ખસે;
ઘોર અંધારું રાતમાં પડી
રોજની જેમ જ લાગલું ડસે;
તને કશું યાપ નહીં
ને જીવમાં પેસે જમ.
ખમ, ખાલીપો, ખમ.

('શ્વેતસમુદ્રો' ગીતસંગ્રહમાંથી પ્રાપ્તિસ્થાન : રન્નાદે પ્રકાશન, મૂલ્ય રૂા. ૬૦).

## છોડવી પડશે ❑ ચિનુ મોદી

હવે થોડા સમયમાં આ જગાને છોડવી પડશે,
તમારે ઓ ખુદા ! આવી પ્રથાને છોડવી પડશે.

મને અનહદ મઝા આવી રહી છે જીવવામાં; તો-
મને સમજાવશો, શાને ધરાને છોડવી પડશે ?

બધા બોજા હટાવી નાંખવા છે મન ઉપરથી, તો-
પ્રથમ સુખને ત્યજી,.ગમતી વ્યથાને છોડવી પડશે.

શિખર પર છો, હવે તો શ્વાસ લેશો તોય પડઘાશે,
કરો છો મુગ્ધ સૌને, એ છટાને છોડવી પડશે.

મને 'ઇર્શાદ', કાયમ દુઃખ રહેવાનું એ બાબતમાં
અમારે શ્વાસની ભરચક સભાને છોડવી પડશે.

('નકશાના નગર'માંથી, પ્રાપ્તિસ્થાન : રન્નાદે પ્રકાશન. મૂલ્ય રૂ. ૬૦)

## ❑ મનહર મોદી

લાભશંકર ઠાકર
પાસે
બે તડકા છે
એમાં
બીજા કેટલા તડકા છે
એની
વિદ્વાનો તથા વિવેચકો
વર્ષોથી શોધ-ખોળ ચલાવે છે

લાભશંકર તાકી રહ્યા છે
કોને ?
ક્યાં ?
કેવી રીતે ?

રાજેન્દ્ર શાહે
તડકાની ટોપી પહેરી છે
એમાંથી
મીરાંબાઈનો મોર
ઝીણું ઝીણું
બોલે છે

સ્માઈલ પ્લીઝ !

(૮) ('શ્રીમુખ તડકો' (સળંગ લાંબુ કાવ્ય)માંથી. પ્રાપ્તિસ્થાન : રન્નાદે પ્રકાશન, મૂલ્ય રૂ. ૨૦).

## ❑ મુકેશ જોષી

કાળમીંઢ પથ્થર પર માથું પછાડતાં
　　　　કોઈએ ખમ્મા કહ્યું જ નહીં હોય ?
　　　　લાગે છે, દરિયાને મા નહીં હોય.

નહીંતર શું કામ એ વાદળ બનીને
　　　　આભ મહીં આમ તેમ રખડે
'ક્યાંય મારી મા નથી' જાણ્યા પછી
　　　　એના ડૂસકાંઓ ઝાપટામાં દદડે
દરિયાને નહીં મળતી-માના આશીર્વાદ
　　　　આપણને ચોમાસું ઋતુ મળી હોય...
　　　　લાગે છે દરિયાને મા નહીં હોય

દૂધ નહીં પાણી પીવડાવી પીવડાવીને
　　　　મોટો કર્યો છે એને કોઈએ
રેતીને વળગીને રોજ કહે દરિયો :
　　　　આપણેય મા હોવી જોઈએ
સાસુનું દુઃખ નથી જાણીને નદીઓએ
　　　　એ બાજુ હોંશભેર દોટ મૂકી હોય...
　　　　લાગે છે, દરિયાને મા નહીં હોય



પ્રિય સુરેશભાઈ,

'કવિતા' અંક નં. ૨૦૮માં સમાવિષ્ટ કાવ્યોનું વૈવિધ્ય આકર્ષી ગયું. જિજ્ઞેશ વાળાની લાંબી બહેરવાળી ગઝલ, અમેરિકાસ્થિત કવિ આદિલ મન્સૂરીને સાંકળીને રમખાણગ્રસ્ત અમદાવાદને નીરૂપતી સંજુ વાળાની રચના, સોળ વર્ષની કન્યા વિશેનું સંદીપ ભાટિયાનું સુંદર ગીત, અશરફ ડબાવાલાની ગઝલ ઇત્યાદિ કૃતિઓ ગમી. પણ મારી દૃષ્ટિએ સૌથી વધુ હૃદયસ્પર્શી રચના નીવડી કવિ હરિહર જોશીનું પૃથ્વી છંદમાં લખાયેલું સોનેટ - જેમાં જૂની રંગભૂમિમાં સ્ત્રીનું પાત્ર ભજવતા પુરુષ અદાકારની બેબસીને સુપેરે શબ્દાંકિત કરવામાં આવી છે. આજના કવિતા-સાહિત્યમાં જ્યારે સોનેટ પ્રકારમાં બહુ જ ઓછી રચનાઓ લખાય છે, ત્યારે કવિ વિશેષ અભિનંદનને પાત્ર છે.

- અનંત પટવા

## વિનોદ ગાંધી :

રમેશ પારેખની સાથે ગીતોના સ્વરૂપમાં સર્જકતાનો એવો મોટો જુવાળ આવ્યો કે પછીના કવિઓને ગીતના સ્વરૂપમાં તરત કંઈ કરવું અશક્ય નહીં પણ મુશ્કેલ તો લાગતું જ હતું. આ બધી મથામણો હોવા છતાંય રમેશ પારેખ પછી પણ આપણને ગીતકારો મળતા રહ્યા છે- વિનોદ જોશીથી વિનોદ ગાંધી સુધીના. ગીત લખવાં સહેલાં નથી. લયની લપસણી કેડી ઉપર ભલભલા અટવાઈ જતા હોય છે. વર્ષો પહેલાં 'કુમાર'ના તંત્રી બચુભાઈ રાવતે મને એકાદ પોસ્ટકાર્ડમાં લખ્યું હતું કે છંદોબદ્ધ કાવ્યો લખવાં પ્રમાણમાં સહેલાં છે, પણ ગીત લખવાં મુશ્કેલ છે. એનું એક જ કારણ હોઈ શકે કે લયના પૂરમાં અને પ્રાસની આંગળી ઝાલી હોય તોપણ તણાઈ જતાં વાર નથી લાગતી. શબ્દના સાથિયા જેવાં ગીતો ઘણી વાર કવિતા થતાં રહી જાય છે અને ગાયન થઈ જાય છે. વિનોદ ગાંધીની કલમ કોઈના પડછાયામાં પાંગરતી નથી. આગળ જતાંજતાં ઉપાડ થઈ શકે એવા એમને ઉપાડ મળે છે અને ગીતની મોટા ભાગની સફળતાનો આધાર ઉપાડની પંક્તિ પર હોય છે.

## હર્ષદ ત્રિવેદી :

સર્જક હર્ષદ ત્રિવેદી માટે મને ઉમળકો છે અને તંત્રી હર્ષદ ત્રિવેદી માટે મને માન છે. 'શબ્દસૃષ્ટિ'માં તંત્રી તરીકે જે કર્મ કરી રહ્યા છે એ દાદ માગી લે એવું છે. કહો કે એ સામયિકનો એમણે કાયાકલ્પ અને માયાકલ્પ કરી નાખ્યો છે. નવું સામયિક શરૂ કરવું સહેલું છે, પણ જેની મપરાવટી મેલી થઈ ગઈ હોય એવા સામયિકને નવું રૂપ આપવું એ મડદાંને બેઠાં કરવાં જેવી વાત છે. કવિ તરીકે હર્ષદ ત્રિવેદી ગીત-ગઝલમાં વિશેષ મહોરે છે. જ્યા[illegible] જ સ્વરૂપમાં ઢગલાબંધ કાવ્યો લખાતાં હોય ત્યારે એ સ્વરૂપમાં નિજી [illegible] ભારે મુશ્કેલ કામ છે. હર્ષદ ત્રિવેદી કોઈના પર કે પોતાના પર [illegible] તાથી જે આવે એને આલેખે છે. એમની કલમ સ્વસ્થ [illegible] હોય એટલે વિદ્રોહ કરવે [illegible] રાગ્રહ નથી [illegible] મોહ નથી. કવિતામાં [illegible] તો પોતાનો [illegible] કવિ [illegible] છે.

## મકરંદ મુસળે :

મકરંદ મુસળે જન્મે મરાઠી છે. વરસોથી વડોદરામાં રહે છે. આપણે કાકાસાહેબ કાલેલકરને સવાઇ ગુજરાતી તરીકે ઓળખીએ છીએ. મકરંદ મુસળેનો તો હજી પ્રારંભ જ છે. ગઝલ કાવ્યપ્રકાર એમને સવિશેષ માફક આવે છે. રજૂઆતમાં પણ એ વિશિષ્ટ રહ્યા છે. એમની ગઝલમાં બોલચાલની બાની અને ભાવિકતા ને સ્વાભાવિકતાનો સમન્વય થાય છે. ઇચ્છીએ કે એમની પાસેથી ગઝલ સિવાયનાં પણ અન્ય કાવ્યસ્વરૂપો ભવિષ્યમાં મળતાં રહે. છેલ્લાં કેટલાંક વરસથી કવિતાના દિવાળી અંકની આ પરંપરા રહી છે કે પ્રસિદ્ધ, અલ્પપ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ કવિઓને પણ પ્રતિષ્ઠિત કલમોની વચ્ચે, સર્જકની કલમના બળે સ્વમાનભેર સ્થાન આપવું.

## વ્હાન રામોન હિમેનેથ - ચિમિનેઝ

'કવિતા' વિશેષાંકની આ પણ પરંપરા છે કે બને ત્યાં સુધી દર વર્ષે નોબલ પ્રાઇઝ વિજેતા કવિનાં પચ્ચીસેક કાવ્યો આપવાં. છેલ્લાં કેટલાંક વર્ષથી મહેશ દવે 'કવિતા'ની પડખે રહ્યા છે અને વિશ્વનાં વિવિધ કાવ્યોના અનુવાદ સાતત્યથી આપતા રહ્યા છે. અનુવાદકનો પણ પોતાનો એક મિજાજ હોય છે. શક્ય એટલા વફાદાર રહીને આપણી ભાષાનો સ્વાદ પૂરેપૂરો પ્રગટે એમ બન્ને બાજુની તકેદારી કવિ રાખે છે.

ચિમિનેઝની વાત આવે છે ત્યારે હરીન્દ્ર દવેનું સ્મરણ થાય છે. મને ખ્યાલ છે ત્યાં સુધી કેટલાંયે વર્ષો પહેલાં હરીન્દ્ર દવેએ મને ચિમિનેઝનાં કાવ્યોનો એક સંગ્રહ ભેટરૂપે આપ્યો હતો. એ સંગ્રહ વાંચ્યા પછી મેં હરીન્દ્રને કહ્યું કે કોણ જાણે કેમ, મને આ કવિ માત્ર પરદેશનો નથી લાગતો, પણ આપણો લાગે છે. પછી બહુ મોડેમોડે ખબર પડી કે ઝેનોબિયા નામની એક સ્ત્રીએ ટાગોરના અનુવાદો ચિમિનેઝને વંચાવ્યા હતા અને શક્ય છે કે કંઇક અંશે ચિમિનેઝ પોતાની મૌલિકતાને અકબંધ જાળવીને પણ ટાગોરથી આછાઅમથા પ્રભાવિત થયા હોય અને એને કારણે પણ કદાચ થોડાક ભારતીય લાગતા હોય. ઝેનોબિયા ને ચિમિનેઝ વચ્ચે પ્રેમ થયો એમાં ટાગોરની કવિતા નિમિત્ત થઇ હતી. મેં પણ ચિમિનેઝનાં બેચાર કાવ્યોનો લયબદ્ધ અનુવાદ કર્યો છે એ નોંધવા ખાતર નોંધું છું. ચિમિનેઝને લગતો, સાંભળેલો એક પ્રસંગ યાદ આવે છે. ચિમિનેઝને નોબલ પ્રાઇઝ મળ્યું ત્યારે પત્રકારો એમને ઘેરી વળ્યા. પોતાના ઘરના ખંડમાં પત્રકારો તરફ ઉદાસીન રહીને એક ખૂણામાં નિર્નિમેષ તાકી રહ્યા હતાં. એક પત્રકારે સહેજ કરડાકીભર્યા અવાજે એમને પૂછ્યું what are you doing there? ચિમિનેઝે શાંતિથી માત્ર એટલું જ કહ્યું: I am facing my silence for an answering music.

## વિનોદ ગાંધી :

રમેશ પારેખની સાથે ગીતોના સ્વરૂપમાં સર્જકતાનો એવો મોટો જુવાળ આવ્યો કે પછીના કવિઓને ગીતના સ્વરૂપમાં તરત કંઇ કરવું અશક્ય નહીં પણ મુશ્કેલ તો લાગતું જ હતું. આ બધી મથામણો હોવા છતાંય રમેશ પારેખ પછી પણ આપણને ગીતકારો મળતા રહ્યા છે- વિનોદ જોશીથી વિનોદ ગાંધી સુધીના. ગીત લખવાં સહેલાં નથી. લયની લપસણી કેડી ઉપર ભલભલા અટવાઇ જતા હોય છે. વર્ષો પહેલાં 'કુમાર'ના તંત્રી બચુભાઇ રાવતે મને એકાદ પોસ્ટકાર્ડમાં લખ્યું હતું કે છંદોબદ્ધ કાવ્યો લખવાં પ્રમાણમાં સહેલાં છે, પણ ગીત લખવાં મુશ્કેલ છે. એનું એક જ કારણ હોઇ શકે કે લયના પૂરમાં અને પ્રાસની આંગળી ઝાલી હોય તોપણ તણાઇ જતાં વાર નથી લાગતી. શબ્દના સાથિયા જેવાં ગીતો ઘણી વાર કવિતા થતાં રહી જાય છે અને ગાયન થઇ જાય છે. વિનોદ ગાંધીની કલમ કોઇના પડછાયામાં પાંગરતી નથી. આગળ જતાંજતાં ઉઘાડ થઇ શકે એવા એમને ઉપાડ મળે છે અને ગીતની મોટા ભાગની સફળતાનો આધાર ઉપાડની પંક્તિ પર હોય છે.

## હર્ષદ ત્રિવેદી :

સર્જક હર્ષદ ત્રિવેદી માટે મને ઉમળકો છે અને તંત્રી હર્ષદ ત્રિવેદી માટે મને માન છે. 'શબ્દસૃષ્ટિ'માં તંત્રી તરીકે જે કર્મ કરી રહ્યા છે એ દાદ માગી લે એવું છે. કહો કે એ સામયિકનો એમણે કાયાકલ્પ અને માયાકલ્પ કરી નાખ્યો છે. નવું સામયિક શરૂ કરવું સહેલું છે, પણ જેની મધરાવટી મેલી થઇ ગઇ હોય એવા સામયિકને નવું રૂપ આપવું એ મડદાંને બેઠાં કરવાં જેવી વાત છે. કવિ તરીકે હર્ષદ ત્રિવેદી ગીત-ગઝલમાં વિશેષ મહોરે છે. જ્યારે એક જ સ્વરૂપમાં ઢગલાબંધ કાવ્યો લખાતાં હોય ત્યારે એ સ્વરૂપમાં નિજી મુદ્રા ઉપસાવવી ભારે મુશ્કેલ કામ છે. હર્ષદ ત્રિવેદી કોઇના પર કે પોતાના પર પ્રભાવિત થયા વિના સહજતાથી જે આવે એને આલેખે છે. એમની કલમ સ્વસ્થ અને મધ્યમમાર્ગી છે. પરંપરા હોય એટલે વિદ્રોહ કરવો એવો કોઇ દુરાગ્રહ નથી. તો આધુનિકતા પ્રત્યે આંધળો મોહ નથી. કવિતામાં મહત્ત્વનો અંતે તો પોતાનો રણકો છે. હર્ષદ ત્રિવેદી માત્ર કવિ નથી. વાર્તાકાર છે. બાળવાર્તાઓ પણ લખી છે. સંપાદનો પણ કરતા રહ્યા છે. આ પહેલાં એમના બે કાવ્યસંગ્રહો 'એક ખાલી નાવ' અને 'રહી છે વાત અધૂરી' પ્રગટ થયા છે.

## મકરંદ મુસળે :

મકરંદ મુસળે જન્મે મરાઠી છે. વરસોથી વડોદરામાં રહે છે. આપણે કાકાસાહેબ કાલેલકરને સવાઇ ગુજરાતી તરીકે ઓળખીએ છીએ. મકરંદ મુસળેનો તો હજી પ્રારંભ જ છે. ગઝલ કાવ્યપ્રકાર એમને સવિશેષ માફક આવે છે. રજૂઆતમાં પણ એ વિશિષ્ટ રહ્યા છે. એમની ગઝલમાં બોલચાલની બાની અને ભાવિકતા ને સ્વાભાવિકતાનો સમન્વય થાય છે. ઇચ્છીએ કે એમની પાસેથી ગઝલ સિવાયનાં પણ અન્ય કાવ્યસ્વરૂપો ભવિષ્યમાં મળતાં રહે. છેલ્લાં કેટલાંક વરસથી કવિતાના દિવાળી અંકની આ પરંપરા રહી છે કે પ્રસિદ્ધ, અલ્પપ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ કવિઓને પણ પ્રતિષ્ઠિત કલમોની વચ્ચે, સર્જકની કલમના બળે સ્વમાનભેર સ્થાન આપવું.

## વ્હાન રામોન હિમેનેથ - યિમિનેઝ

'કવિતા' વિશેષાંકની આ પણ પરંપરા છે કે બને ત્યાં સુધી દર વર્ષે નોબલ પ્રાઇઝ વિજેતા કવિનાં પચ્ચીસેક કાવ્યો આપવાં. છેલ્લાં કેટલાંક વર્ષથી મહેશ દવે 'કવિતા'ની પડખે રહ્યા છે અને વિશ્વનાં વિવિધ કાવ્યોના અનુવાદ સાતત્યથી આપતા રહ્યા છે. અનુવાદકનો પણ પોતાનો એક મિજાજ હોય છે. શક્ય એટલા વફાદાર રહીને આપણી ભાષાનો સ્વાદ પૂરેપૂરો પ્રગટે એમ બન્ને બાજુની તકેદારી કવિ રાખે છે.

યિમિનેઝની વાત આવે છે ત્યારે હરીન્દ્ર દવેનું સ્મરણ થાય છે. મને ખ્યાલ છે ત્યાં સુધી કેટલાંયે વર્ષો પહેલાં હરીન્દ્ર દવેએ મને યિમિનેઝનાં કાવ્યોનો એક સંગ્રહ ભેટરૂપે આપ્યો હતો. એ સંગ્રહ વાંચ્યા પછી મેં હરીન્દ્રને કહ્યું કે કોણ જાણે કેમ, મને આ કવિ માત્ર પરદેશનો નથી લાગતો, પણ આપણો લાગે છે. પછી બહુ મોડેમોડે ખબર પડી કે ઝેનોબિયા નામની એક સ્ત્રીએ ટાગોરના અનુવાદો યિમિનેઝને વંચાવ્યા હતા અને શક્ય છે કે કંઇક અંશે યિમિનેઝ પોતાની મૌલિકતાને અકબંધ જાળવીને પણ ટાગોરથી આછાઅમથા પ્રભાવિત થયા હોય અને એને કારણે પણ કદાચ થોડાક ભારતીય લાગતા હોય. ઝેનોબિયા ને યિમિનેઝ વચ્ચે પ્રેમ થયો એમાં ટાગોરની કવિતા નિમિત્ત થઇ હતી. મેં પણ યિમિનેઝનાં બેચાર કાવ્યોનો લયબદ્ધ અનુવાદ કર્યો છે એ નોંધવા ખાતર નોંધું છું. યિમિનેઝને લગતો, સાંભળેલો એક પ્રસંગ યાદ આવે છે. યિમિનેઝને નોબલ પ્રાઇઝ મળ્યું ત્યારે પત્રકારો એમને ઘેરી વળ્યા. પોતાના ઘરના ખંડમાં પત્રકારો તરફ ઉદાસીન રહીને એક ખૂણામાં નિર્નિમેષ તાકી રહ્યા હતાં. એક પત્રકારે સહેજ કરડાકીભર્યા અવાજે એમને પૂછ્યું what are you doing there? યિમિનેઝે શાંતિથી માત્ર એટલું જ કહ્યું: I am facing my silence for an answering music.

## સૉનેટ :

આજે જ્યારે આપણી કવિતા અછાંદસના ઓશિકે માથું મૂકીને ગીત અને ગઝલના ડબલ- બેડ પર આળોટે છે ત્યારે એ જાગીને જુએ તો એને માટે ખંડકાવ્ય અને સૉનેટનું જગત લગભગ દીસે નહીં. સૉનેટ એક એવો કાવ્ય પ્રકાર છે જે સઘન, ગહન અને શિસ્તબદ્ધ છે. (સૉનેટનું સૌંદર્ય કેટલી હદે નિખરી શકે છે અને વિસ્તરી શકે છે એ દર્શાવવા માટે અહીં થોડાક સૉનેટ મૂક્યાં છે.).

સૉનેટ માટે આપણે તો અંગ્રેજોના ઋણી, પાલ્ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'ના ઋણી, બળવંતરાય ઠાકોરના ઋણી. સૉનેટની જન્મભૂમિ ઇટાલી, પણ હવે સૉનેટ લગભગ વિશ્વનાગરિક કહેવાય.

સૉનેટ શબ્દનો મૂળ અર્થ તો અવાજ, જરીક અમથો અવાજ, સ્નિગ્ધ ધ્વનિ. પ્રારંભમાં એનો બાહ્ય સંગીત સાથે નાતો હતો. પછીથી સૉનેટે સંગીતની ગાદીનો ત્યાગ કર્યો એ ઘટના સૉનેટપણું જાળવવા માટે જાણે કે અનિવાર્ય હતી. શક્ય છે કે વહી જતા સમયે અને પરિપક્વ કવિપ્રતિભાએ શીખવ્યું હોય કે કવિતાએ બાહ્યસંગીત પર નહીં પણ આંતરસંગીત પર નિર્ભર થવું એ જ વધુ સ્વમાનભર્યું છે. સૉનેટ અંતે તો ઊર્મિકાવ્ય છે અને એટલે જ બાહ્ય કાનને શ્રાવ્ય એવો કેવળ સંગીતનો દમામ નહીં પણ અશ્રાવ્ય એવો આંતરિક સંવાદ એના પિંડમાં વહે છે, જેના પાતાળપ્રવાહના અસ્તિત્વની નોંધ કાનની પાછળના કાને- ત્રીજા કાને લેવાની હોય છે. 'A sonnet is a wave of melody કે 'सुनीतांतल्य आत्मा - विष्कावंत एक प्रकारचे आत्मगुंजन असते' જેવાં વિધાનો એક જ વાતનો મહિમા કરે છે કે The sonnet should not be music binded but it should be minded.

## રુમિ :

અહીં પ્રત્યેક સૉનેટની નીચે પર્શિયન ભાષાના ખૂબ મોટા ગજાના કવિ રુમિનાં કાવ્યોનો તંત્રીએ કરેલા અનુવાદ આપ્યા છે. આ કવિતા સ્વયંપ્રકાશી છે એટલે એના વિશે ઝાઝું ન કહેતાં, લઘુકાવ્યોને જ બોલવા દઇએ.

# જયન્ત પાઠક

## નિયતિ ❑

પુરા દેવાસુરો જલનિધિતણે મંથન મચ્યા;
ગભીરાં ને ગૂઢાં જલ ભીતરનાં સત્વ ગ્રહવા,
રળ્યા રત્નો ને અમૃત, ગરલને યે વળી રળ્યા,
નકાર્યું જે સૌએ શિવ જીવહિતાર્થે પીઇ ગયા,
સુધા સાથે તો યે ગરલ રહ્યું, મૂળે નવ ગયું.

હવે દેવાસુરોતણી મનુજ જે સંતતિ, મથે
અગૂઢાં-ગૂઢાં સૌ પૃથિવીતલનાં સત્વ ગ્રહવા,
મથે સૃષ્ટિનાં સૌ બહિર-ભીતરી હાથ કરવા
રહસ્યોને, યોજી અવિરત મહામંથન ફરી
સુધાકુમ્ભો પામી અમર બનવા, સ્વર્ગ રચવા.

મહત્ત્વાકાંક્ષાનું મનુજની મને ગૌરવ ઘણું,
છતાં લાગે એની સતત નીરખી ઉદ્યમ-ગતિ :
મનુષ્યે રહેવાનું સતત મથીને મંથન પછી
સુધા સાથે સાર્યું વિષ પણ પીવાનું જ - નિયતિ.

❑

## વિલયથી વ્યાપી જવું છે

જવાની વેળાએ થતું : જીવન જેને લહ્યું હતું
અહીં, તે તો પાંચે ભૂતતણું લીધેલું ઋણ હતું;
ધરા, પાણી, વાયુ, ગગનતલ ને તેજસતણું
હું પાંચે તત્ત્વોનું ચઢ્યું કરજ આજે ચૂકવવા
લીધેલું તે પાછું ફરજવશ સૌને દઈ જવા.

ખૂલ્યાં પ્હેલાંવ્હેલાં દૃગ નજરમાં વિસ્મય ભરી
પછી બિડાયાં ના ફરી ધરી દઉં તેજસ તને,
ફર્યો સંસારે લૈ શબદ' દઉં, આકાશ, લઈ લે.
લઈ લે આ અશ્રુસહિત જલ આદિ જલનિધિ,
લઈ લે વાયુ આ બહિર-ભીતરી શ્વાસની ગતિ,
અને પિરે માટી પૃથિવી, અવ જે થોડીક રહી
લઈ લે તે તારી- અલગ રહી જે આ દિન લગી,

ગુણે-રૂપે નિર્મ્યો ઘટક મટી નિઃશેષ થવું છે
તમારામાં પામી વિલય, સકલે વ્યાપી જવું છે.

❑

## મજા છે

સાથે સાથે શિશુસમ ગ્રહી આંગળી તારી મેળે
જોતાં જોતાં અવનવી ચીજો, દેશવેશે નિરાળા
લોકોની આ ભીડની વચમાં
ચાલવાની મજા છે!
ગીતોની આ રમઝટ, સ્મિતોની સુખી આપ-લેમાં
ઊંચે-નીચે ચઢી ઊતરતી એ...ઇ ચગડોળી લ્હેમાં
મીઠા ખ્હોંએ, નવરમકડે
મ્હાલવાની મજા છે!
આખો દ્હાડો રમી-ભમી પછી સાંજુકી વેળ ઘેરે
પાછા પંથે ઢળતી ઢબતે આવતી સેરી વેળા
ફેલાતા બે કરની હૂંફમાં
થાકવાની મજા છે!

❑

## જરા વીનવી જોઉં

જરા વીનવી જોઉં લાવ, પયગમ્બરો - દેવને,
ઉદાર, દયી જેમણે બહુ મનુષ્ય વ્હાલા કર્યા
સુણે શિશુની પ્રાર્થના વિપદવેળની, એમને
ઉરે સમજું કે હશે ફિકર સર્વ જીવો તણી,

તમે જ પયગમ્બરો ય અવતારીઓ ઇશના
ગયા રચી ન શબ્દ- કાર્ય થકી કેડીઓ સ્વર્ગની ?
સમૂર્ધ્વ સીડીઓ દયા, સુલહસંપની, પ્રેમની,
સમસ્ત જીવમાત્રના હિતની, યોગ ને ક્ષેમની ?

સુદર્શન થકી વળી કર ધરેલ કોદણ્ડથી
હણ્યાં દુરતિનાં દળો, ક્રૂસ પરે ગયા રે ચઢી,
શહીદ થઇ રક્તથી નિજ વહાવી કરુણાનદી,
સદાચરણનો પ્રબોધ દીધ પ્હાડના શૃંગથી.

જરા વીનવી જોઉં : જો ભૂમિ પરે ફરી ઊતરી
કહે કશું કરે અમારી વચમાં જ ઊભા રહી.



## સઘન આકાશ

ક્ષિતિજની સમથળ ભોંય ઉપર
દિશાઓની મજબૂત દીવાલો, ને
પહાડોના અડીખમ ખંભા ઉપર ટેકવેલું--
સૂર્ય, ચંદ્ર, તારાઓનાં
તગતગતાં ઝુમ્મરોથી ઝળાંહળાં
ગહન ઘુમ્મટવાળું-
આ સાતમાળી આકાશ, લો
ઝંઝાની એક જ ઝાપટમાં
ગંજીપાના મહેલની પેઠે
તૂટી પડયું હેઠે !



## ચક્રાચક્ર

પ્રથમ ઘરને ખૂણેખૂણે ફરી સ્થળ એક જે
સગવડ-સુરક્ષાળું તેને પસંદ કરી પછી
તૃણ-તણખલાં વારાફરતી લઈ નિજ ચાંચમાં
રચત નીડ, યોજીને કેવી કરામત- કાળજી !
ફૂટત ઈંડું ચંચૂઓ નાની ખૂલે ચીંચીં શબ્દમાં,
કણકણ મૂકી એમાં બેઉ કશી ધરીને ધૃતિ
નીરખત ફૂટી પાંખો ઊડી જવા ગગનો ભણી !

ઘતુંઃ વિહગ બે ભેગાં થૈને રચે નીડ, નીડમાં
હૂંફ નિજ દઈ સેવે ઈંડું, સુરક્ષિત રાખીને
લઘુ તન ઉછેરે પૂરીને પૂરા નિજ પ્રાણને
જીવનગતિ આપે છે જે આ દ્વિજદ્વય તેમને
કવણ રહતું પ્રેરી, અગ્નિ અનાદિની આંચને
સરજન તણા યજ્ઞશ્રકે પ્રયોજી રચી જવા
અરૂપ થકી આકારોને આ અનન્ત નવા નવા ?!

□

## કવિ અને કવિતા

ઠંડી—મૃત્યુનો જાણે હેમાળો હાથ !
ઠરીને ઠીંકરું થઈ ગયેલી
એ રાતે
વૃદ્ધ કવિએ જેમતેમ ઊભા થઈ
પોતાની બધી કાવ્યપોથીઓ
        એકઠી કરી સળગાવી
અર્ધા કલાકમાં તો બધું હોલવાઈ ગયું,
        થઈ ગયું રાખ !
શોકસભામાં કોઈ બોલી રહ્યું હતું.
એમની કવિતાએ અનેક હૈયાંને હૂંફ આપી છે,
હતાશામાં હામ આપી છે,
એમની કવિતા એટલે ઉષ્માનો સ્રોત
        ઊર્જાનો ધોધ- વગેરે વગેરે-

□

## ભલાજીને મરમનાં વેણ

વ્હાલ તમારું વસમું ભલજી,
વ્હાલ તમારું વસમું,
તમે બધી દુનિયાથી રાખો
ન્યારી રીત ને રસમું !
હળતું-ભળતું લોક બધું કંઈ
કરે ગતકડાં - ગોઠ
તમે ભલાજી મૂગા મંતર
હરફ કહે ના હોઠ !
અમે તમારી આગળ-પાછળ
ફરીએ છાનાંમાનાં,
આઘા-અળગા તમે ભલાજી
ફરો બનાવી બ્હાનાં !
તમે ભલાજી ભલે ફરોને
છેલછબીલાં છોગાં પ્હેરી પાઘ,
અમો જાણીએ : આઘો-પાછો
ભલે થતો ને પૂર્યો પાંજરે વાઘ !

## ...ઘેરાઇ ગયો છું

રસ્તાની આંટીઘૂંટીમાં ઘેરાઇ ગયો છું
ઘન-બુંદબુંદ થઈને વેરાઇ ગયો છું;

આ બાજુથી લખાતો, ઓ બાજુથી ભૂંસાતો
અક્ષર હું કોઇ હાથે ચેરાઇ ગયો છું;

ક્યારેક વેલ જેવો, ક્યારેક વૃક્ષ જેવો
લ્હેરાઇ ગયો છું ને વ્હેરાઇ ગયો છું,

ક્યારેક કોઇ કારણ, કયારેક તો અકારણ
વેદી પરે સમાની વધેરાઇ ગયો છું;

નકલી છું હાર, તોય અમુલખ ગણાઉં છું :
ભૂલમાં જ કંઠ એને પ્હેરાઇ ગયો છું !



## ઓળખ

હવામાં વારેવારે નાક ઊંચકી સૂંઘે
જાગૃત જેવું ઊંઘે
ભડના જેવું ભસે, કરડવા ધસે
કાયર જેવું બે પગ વચ્ચે સંતાડી પૂંછ
કરે દાંતિયાં, કરે ઘુરકિયાં
          ખૂણેખાંચરે ખસે
પાછળ ચાલે, સાથે ચાલે લાંબે રસ્તે
સૌ જૂપારે અધવચ્ચે અટકે
          એક એકલું ટકે
સ્વર્ગારોહણના સાથી સમ
          -ખુદ જાણે યમ...

□

## વરસાદ આવે છે

અકળામણને આંચ ભીની ટાઢકની
આંખમાં આભ-ધરાની નીલી-લીલી ઝાંય
માટીનો ગંધ
આતુરો એક હૃદયનો સ્પંદ
સાકર જેવાં ફોરાં, એનો શમણાં જેવો સ્વાદ!
એક નદી બે કાંઠે ઊછળી આવે ઓરી
          જાણે ભૂલી યાદ!
બધુંય જાણે હતું મલિન તે સાફ
નાના-મોટા સૌ અપરાધો માફ
જલરંગી આ જગત આળખ્યું ચિત્ર
          વિચિત્ર, પવિત્ર!
વરસાદ આવ્યો છે- જાણે તમે જ...

□

# ધર્મક્ષેત્ર અને કુરુક્ષેત્રની વચ્ચે

બે સેનાઓની વચમાં ઊભો છું.
બેય બાજુ સજ્જ
ગુરુઓ, વડીલો, સ્વજનો
સૌને હણીને મારે રાજ કરવાનું છે.
હાથમાંથી ગાંડિવ સરી જાય છે
મોં સુકાય છે, બળતરા થાય છે-
તમે કહો છો :
હણનાર હું છું
તારે તો માત્ર નિમિત્ત થવાનું છે,
હે કેશવ ! પૂછું છું :
આવા ઘોર કર્મમાં શીદ નિયોજો છો મને-
જ્યારે આ બધુંય કરી રહ્યા છો તમે ?
તમે આપેલા દિવ્યચક્ષુથી જોવાનું કહો છો !
જોઉં છું, ને મૂંઝાઈ જાઉં છું ભગવન્
બે પાર્થિવ આંખો જે જોતી'તી
          તે તો એક જ હતું
હવે ત્રીજી મળતાં મળી દુવિધા !
કિંકર્તવ્યમૂઢતા.
ક્યારેક સ્મૃતિ લબ્ધ, મોહ નષ્ટ
ક્યારેક મોહ લબ્ધ, સ્મૃતિ નષ્ટ
ધર્મક્ષેત્ર ને કુરુક્ષેત્રની વચ્ચે
-અતો ભ્રષ્ટ, તતો ભ્રષ્ટ

❑

## પંખીઓ

પંખીઓ !
તમને કોણ કહે નાનાં-નકામાં ?!
વહેલી સવારે
એક ઝીણેરા ટહુકે
તમે જગાડી દો છો રવિને !
જગાડી દો છો કવિને !



પંખીઓને કોણ કહે કે
નગરમાં
ટહુકાઓને આમ
જ્યાં ત્યાં રમતા ના મુકાય :
ચગદી નાખશે કોક
ભારેખમ પૈડાંનો ઘોંઘાટ–



સવારમાં
અંધારે અંધારે ઊડતાં
વૃક્ષોને બદલે મકાનની ટોચે બેસી જવાય છે :
પંખીઓથી હવે આવી ભૂલ થઇ જાય છે !



## તમે ગુરુજી-

તમે ગુરુજી દિલમાં દીવો પ્રગટાવો તો ખરા કહું !
અંધારાને અંદરખાને સળગાવો તો ખરા કહું !

ઘટ-પટનું શાસ્તર ગોખાવો
પટપટ વેદવચન બોલાવો
ઠીક બધું- સમજણને મારી સમજાવો તો ખરા કહું !
તમે ગણાવો માળા-મણકા
આંગળીઓમાં ઊઠે સણકા
અથરા મનને મારા ગુરુજી,
        પદમાસનમાં પધરાવો તો ખરા કહું !

❑

## અમને ગુરુ મળ્યા-

અમને ગુરુ મળ્યા ઘરબેઠે
અદ્ધરનાં વાદળ શાં ઊતર્યાં હેઠે !
સ્વયં સરસતી વ્હે વાણીમાં
પધરાવું પોથાં પાણીમાં
        કોણ ભારને વેઠે !
બાર વરસ સેવ્યું કાશી, ને
        તેર વરસ હેમાળા
જટા-દાઢી રાખીને ધારી
        રુદ્રાક્ષોની માળા
        આસન અવધૂત પેઠે,
એકપગે ઊભા તપમાં ને
        જ્ઞાનગુફામાં ગરકયા
નાદ અનાહત સુણવા, સરવા
        કાન શૂન્યમાં સરકયા,
જરાક જોયું ઊંચે, ને આ છૂટી ગયો જીવ
પકડાયેલો કર્મકાંડની વેઠે !

❑

## નેતિ નેતિ

પામ્યાનો આનંદ કશો, શો ખોયાનો નિઃશ્વાસ?
કાંઇ નહીં-ના આ વિસ્તારે સૌ મિથ્યા, આભાસ.

આ તો કેવળ શૂન્ય, અહીંના પદાર્થ કે પડછાયા
પ્રકાશ કે અંધાર નહીં-- જે દેખાતું તે માયા.

શૂન્ય મહીં જો શૂન્ય ઉમેરો, કરો બાદ વા શૂન્ય
ભાગ્યે-ગુણ્યે શૂન્ય જ રહેતું, કહી ગયા છે મુન્ય.

એક વૃક્ષ અવળું ઊગેલું, અદ્ધર નાખી મૂળ
કેમ માપવું, કેમ જાણવું અસ્સલ એનું કુળ?!

બાવનમાં કે બાવન બ્હારું હોવે તો પકડાય
પણ નેતિ નેતિ- કા સાધો, કૈસે પતા લગાય?!

## એ મારગ

એ મારગ પાગલનો,
મનવા, લે મારગ પાગલનો,
ડ્હાપણથી આગળનો!

ઊબડખાબડ છે વાંકાળો,
સાંકડ-માંકડ છે કાંટાળો,
દેખાતો - સંતાતો લાગે
બીકણને બિકાળો!
હમણાં ખીણમાં છે ખોવાયો,
તો હમણાં ટોચે છે પાયો,
શાણાને ના સમજાયો:
છે પદાર્થ કે પડછાયો!
એક ક્યાં પૂછે છે કંઇ પગને?
કે માને કોઇ સરહદને?
એ તો તાકે, જતોક પ્હોંચે
અનન્તને, અનહદને!

❑

## વૃદ્ધત્વમાં - બુદ્ધત્વમાં

રોજ સવારે
ઘેરથી નીકળું છું
રોજને રસ્તે ફરું છું
રસ્તો અટકે ત્યાં અટકું છું
પાછો વળું છું- ને
ભળું છું પાછો
સંસારની ગડમથલમાં
કર્મના કલેશમાં; કોલાહલમાં,
એમ શૈશવથી યૌવનમાં, યૌવનથી વૃદ્ધત્વમાં--
થાય છેઃ જો
રોજને રસ્તે રોજ નીકળનાર હું
એકાદ વાર અટક્યો ના હોત
ઘેર પાછો વળ્યો ના હોત
ગડમથલમાં ભળ્યો ના હોત--
તો કદાચ
લુંબિની ને કુસિનારાની વચ્ચે
        કોઈ અશ્વત્થની નીચે હોત
        --બુદ્ધત્વમાં



## કેનોપનિષદ્

હવાની એક હળવી આંચ
—ને અંગ અંગ રોમાંચ !
ક્યાંકથી આવતોકને અડે ટહુકો
—ને થઇ જવાય ઊંચે કાન !
સવારે
સામેના વૃક્ષને પાનેપાન ટપકે તેજ
—ને મારી આંખોમાં ચમક, હેજ !
કોઇના હાથનો એક કોળિયો
—ને રસના રસતરબોળ !
ક્યાંક ઊઘડી જાય ફૂલ
—ને નાક છાકછલોછલ !
આસપાસ ને અંદર કોઇની અવરજવર
ઉન્મન થઇ જવાય
—એક કેનોપનિષદ્ રચાઇ જાય !

❑

## જગન્નાથનો રથ

રથયાત્રાઃ
ભગવાન જગન્નાથની
ભદ્રમૂર્તિ સુભદ્રાની
બલમૂર્તિ બલરામની.
ચાલે છે રથ
ચક્રો હેઠળ ચગદાય છે બધાં અભદ્રો
પાતાળમાં ચંપાય છે બધી અબલતા,
ખેંચે છે રથ
પૃથ્વીના પુત્રો- મનુષ્યો
ઉઘાડા, પ્રસ્વેદસ્નાત શરીરે- ધીરે ધીરે
શોભા ગજગામિની
આભા અબીલગુલાલની
પુષ્પોની સુવાસ
પતાકામાં લ્હેરાય છે પૃથ્વીપારના પવનો
મંત્રોચ્ચારમાં ગાજે છે ઘોષ :
आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः!



# મકરન્દ દવે

## ❑ છલકાતી છોળ

આજ સૂરજના કિરણે ઉજાળી,
ને ઝલમલ ઝીણેરી ચાંદનીમાં ગાળી,
    આછી પાંખી સવાર કાંઈ ગાતી રહી.

જરી સપનાંની રંગરેખ ઘૂંટી,
વળી મંજરીની મહેક ભરી મૂઠી,
    પ્રેમ ઘોળી સવાર કાંઈ પાતી રહી.

હવે સપનું આવે નહીં પાછું,
સવારનું મુખડુંયે મલકાય આછું,
    વહાલપ વીંટાતી ને ત્યાં વીખરાતી રહી

જિંદગી સૂએ સૂએ ને વળી જાગે,
ત્યાં ગીત કોઈ ગાતું નવા અનુરાગે,
    કે મારી કાયા નકામ, શી કમાતી રહી !

કોઈ આવે ને જાય હેતભીનું,
ભલે સપનું કે સાચ બે'કદી'નું,
    છોળ સાચી, છલનાથી છલકાતી રહી.

❑

## ◻ શૂન્યતાનું ઘર

વાતો કરે છે ખાનગી મહેફિલ જમાવીને,
ને આપણે મૂંગા થવાનું મન મનાવીને.

મારું કહ્યું જો માન તો રસ્તો બતાવી દઉં,
તું ચાલતો નહીં ત્યાં શિરસ્તો બનાવીને.

આકાશને કહેવા જતાં રોકે છે વાયરો,
મારે શું કહેવું શૂન્યતાનું ઘર વસાવીને.

તારા તો મારી ઠેકનું ઠેકાણું થઈ રહે,
બુદ્ધિ જ બેઠી રહી અહીં તાળાં લગાવીને.

પડછાયા તો ભાડૂત છે તારા મકાનના,
ઊઠી જશે તો શું જશે તારું ઉઠાવીને ?

ઝંઝાની જેમ આવી જાય છે એ અચાનક,
તોયે અમે ન ચૂકતા આંગણ સજાવીને.

ખોટું ખરું, શું થઈ ગયું દુનિયાની ખેપમાં,
જે જે ગયા અહીંથી તે નિજનું લૂંટાવીને.

કેવી નિશાળ છે કે જુગોજુગથી શિક્ષકે,
પાટી ઘસાવી નાખી છે કક્કો ઘૂંટાવીને.

કાપે છે કષ્ટ ને વળી આપે છે મોક્ષ પણ,
આપે ન ગુરુ કાંઈ દક્ષિણા ગુમાવીને.

◻

## ❑ હેતની હાવળે

હેતની હાવળે આવજે નારણ
હેતની હાવળે આવજે,
લીલી કુંજ ઘટાઓ મેલી
સૂકા બાવળે આવજે.

ભગતું આવે, ગમતું લાવે
તારે કાજે નમતું લાવે
મારા જેવા ખેરસલ્લાના
ખાલી હાથ વધાવજે, નારણ.

ગાયની પેઠે ભાંભર્યો નહીં
હુંય તને તે સાંભર્યો નહીં?
બાવડે ઝૂઝતા નરને કદી
બથ ભરી બોલાવજે નારણ.

તારે મારે કાંઇ ન નાતો
હું તો મારી મોજમાં ગાતો
ગીતને તારે સુણવાં હોય તો,
અલહડને અપનાવજે નારણ.

❑

## ❑ એકલ ઝગમગવું

ઘણો ધુમાડો ખાવા કરતાં
તરત સળગવું સારું.

અધલીલાં ઇંધણ ઓર્યાં ને
અધસૂકેલ અડાયાં,
ટીપે ટીપે ટપકે વારિ
નહીં કોરા, નહીં ન્હાયા

પાણા કરતાં મીણ બની
જલતાં પીગળવું સારું,

પૂરણ પર ઓવારી જઇએ
અરધા પરધા પીડે,
એક આદમી મળે ન પૂરો
લોક મળ્યા છે ભીડે

કાચા કાંઇ કામ ન લાગે
સાચાને વળગવું સારું.

કોણ કહે ને કોણ સાંભળે?
ભૂંગળ વાગે ભારે,
ઝીણી સિતાર એકલ ખૂણે
અમથાં આંસુ સારે

ઝાઝાં ઝુમ્મર છોડીને
એકલ ઝગમગવું સારું.

❑

## ▫ ભૂલોક બહુ ભાવે

ભૂલો પડીને નથી આવ્યો એ જીવ
એને આ રે ભૂલોક બહુ ભાવે.

ઇન્દ્ર બોલાવે, ને બ્રહ્મા બોલાવે
વળી વિષ્ણુ બોલાવે વૈકુંઠમાં
એને કૈલાસનો ભભૂતિયો ગમ્યો
જેણે નીલું ટીલું ધર્યું કંઠમાં

અમરતના કોળિયા આઘા ઠેલીને
એને અંજલિનું ઝેર લલચાવે.

દુનિયાના દોષ તો હજાર ભલે હોય
ભલે દુનિયાને ચાહવી છે દોહ્યલી
ક્યાંક આંખને ખૂણેથી બે'ક બિંદુ સર્યાં ને
ક્યાંક પીધી મલકાટ કેરી ટોપલી

ઓળઘોળ આખું જીવતર કરી નાખું
રે, લાખેણી ઘૂળના લ્હાવે.

આવા બે હોઠ અને આવાં બે નેણ
અને આવાં બે વેણ મળે વાટમાં
લાખો બ્રહ્માંડ ભલે બોલાવે ભાઈ, હું તો
બેસું ખટૂકતી આ ખાટમાં

વસમી વરાળ અને મોત વિકરાળ
તોય ધરતી મને ધવરાવે.

▫

## ❑ ઊર્ણનાભની ઓળખ

માખી જાતે જઈને જાળમાં ફસાય
  તે કરોળિયાનો વાંક જ કઢાય શું?
માયાવી કહીને તમે નિંદો ભલેને
  એમાં કોની લાલચ તે લખાય શું?

આગે બઢે નહીં, ને પીછે હટે નહીં
  એ બેઠો છે ઘેર ઘેર ખૂણે,
અહીંથી હટાવ્યો તો બીજે બેસીને
  એ ઝીણેરા તાર વળી તૂણે.
મારું મકાન કેવું દીપી ઊઠ્યું છે!
  એય ઝીણેરું જાળું કળાય શું?

પરભુની માયા ને પરભુની પ્રીત
  એમાં મૂલવણી કોની વધારે?
પોતાના ખીસામાં જોઇ લો જરાક
  એમાં હળવું શું ને વળી ભારે?
પોતાનું ખીસું તો ભરતાં ભરાય નહીં
  બોલો, એને ખંખેરી નખાય શું?

માયા વળગે છે, જેને માયા ગમે
  એથી અલગારી પ્રીત ક્યાંય ન્યારી
પોતાને હાથ તમે અમરત પીઓ
  કે મારો પોતાના પેટમાં કટારી
માયાના મૃગજળનું ન્હાઇ નાખે તે કદી
  માયાની તરસે તણાય શું?

માયા જેવું કાંઇ મૂળમાં નથી
  એવી માયા ન કડવી, ન મીઠી
મનજીને મઘલાળ એવી ચોંટી
  એણે દુનિયા માયામાં જ દીઠી
માયાનું રાજ માત્ર મમતા લગી
  અને મમતાનો છેડો મપાય શું?

પોતાના પંડમાંથી તંતુ કાઢીને
  વળી પોતાના પંડમાં સમેટે
એવા જાદુગરને, જાદુને, જંતુને
  એક જ સમજીને પછી ભેટે
ભીતર ભેદીને આવું ભાળી લે કોઇ
  એ ગૂઢારથની ગોઠડી છપાય શું? ❑

## ❑ સાંજ ઢળશે

હમણાં જ સાંજ ઢળશે.

થોડાંક કિરણો તાતાં, તીખાં જરી સહી લે,
આ પ્રીતની છે પીડા, તું પ્રીતથી ગ્રહી લે,
કહેવું જે હોય દિલને, દિલદારને કહી લે
હમણાં જ પંખી પાછાં પોતાને માળે વળશે.

ભૂલી ગયો તું ભોળા, બળતા ખરા બપોરે,
જાતે જ માગી લીધું તેં ટંકશાળી મહોરે,
તું જા હવે ગમે ત્યાં એ જેમ તને દોરે
ભેરુ છે જે સદાના જાતે જ આવી મળશે.

જેણે ન કાંઈ રાખી, પરવા કદી, કશાની,
એને તે શોચવાની હાલત શું દિન-દશાની?
તું પાદશા છે પ્યારે, છોડી દે પાસવાની,
આઝાદ તારી તબિયત, આબાદ બની ફળશે.

❑

## ❑ છતાં

આવવાનું કહી ગયા છે એ બધું મેલી, છતાં-
તોરણો છે, સાથિયા છે, ખુલ્લી છે ડેલી, છતાં-

ઇષ્ટદેવ તણી છબી રાખે તિજોરીની કને,
સહુ કહે છે, એમની ભક્તિ ઘણી ઘેલી, છતાં-

વાહ સત્તા, વાહ સાહેબી, સલામો, શું કહું?
એમણે ગાંધીની વાતો ખૂબ ગજવેલી, છતાં-

કેટલા વિશ્વાસથી મેં પ્રેમને પીધા કર્યો
પ્રેમમાં વિશ્વાસની વાણી હતી છેલ્લી, છતાં-

આજ તો કહેવા તું દે, બસ આજ તું રોકીશ મા
બે'ક આંસુડાં ગયાં ક્યાં? હેતની હેલી, છતાં-

એ જ મીના, એ જ મય, એ જામ સામે આ રહ્યાં
પણ હજી સળગે 'તલપ' જે તલપ બુઝેલી, છતાં-

એટલી તો છે ખબર, એ છે અહીં દુનિયા મહીં
ને વળી છે એ જ દુખિયારાં તણો બેલી, છતાં-

❑

## ❑ યાદની કટાર

કદમ-કદમ મિલાવી જાય છે કતાર ચલી,
જુગો જુગોથી બેસમજ ને બેસુમાર ચલી.

રડે છે આંખ અટૂલી અજાણ ઘરને ખૂણે,
ખળું આ ખેતને પૂછે છે ક્યાં જુવાર ચલી ?

હજીય ગામડું દોરે છે ચિત્ર આશ ભર્યું,
ખડી છે હર ગલી, ને ગામની મજાર ચલી.

હજાર વાર પુકારી કહે છે પીર છતાં;
ઉવેખી વેણને જવાની વાર વાર ચલી.

સુણી'તી વાત મેં એ દોસ્તની દગો સમજી,
કલેજું ચીરતી એ યાદની કટાર ચલી.

કદાચ ભૂલ હશે કે હશે ભરમ દિલનો,
નથી ઝખમ ને છતાં છૂરી આરપાર ચલી.

ચલો, ચલાચલીનો ખેલ આ નિહાળી રહો,
ન ફાવ્યું સાચ, ને અફવાઓ જોરદાર ચલી.

❑

## ▫ ભવ્ય શોકાંતિકા

નિતાંત છે કરુણ જીવન ? કે શું બાકી
આનંદ છે કંઈક જે ન કળાય નેત્રે ?
આઘાત આઘાત પરે શું થાકી
જવું રહ્યું ? કે અણદીઠ ક્ષેત્રે
અગમ્ય તોયે અનુભૂતિની ક્ષણે
રે, સત્ય સત્ય કથતું નિજમાં સહર્ષ,
કાંઈક, તો ઘાવ બધા રણાંગણે
ખીલી રહે કમળ શા, મૃદુ, સ્નિગ્ધ સ્પર્શ
ફરી રહે ખંડિત, ભગ્ન અંગે
સર્વાંગ સુંદર બનાવી અપૂર્ણતાને,
આધે કરી નજરની અનભિજ્ઞતાને
દર્શાવતું કરુણને અતિ ભવ્ય સંગે.

શોકાંતિકા ? કે શું પ્રશાંત રાત્રી ?
અનંત તીર્થાટન, એક યાત્રી.

▫

## ▫ કતલની રાહ

કતલની રાહ ભણી એ જમાત ગુજરી છે
તમારી જેમ અમારીયે રાત ગુજરી છે.

નથી દુલ્હનની ખબર, કે નથી દુલ્હાની ખુશી
કહો તો, કઇ ગલીથી એ બરાત ગુજરી છે.

નહીં તો મૂંગી મરે બાળકી આ બોલકણી?
ગજબની, ખોફનાક કોઇ વાત ગુજરી છે.

ઘરનું ચાકુ અને ખેતની જે દાતરડી
કઇ રસમથી એની રીતભાત ગુજરી છે.

અમારી જિંદગી જ્યાં બેફિકર હતી ફરતી
હવે ત્યાં મોતના મુખમાં હયાત ગુજરી છે.

અમોને લાગતું જે ઘર અમારા ઘર જેવું
પરંતુ એ જ ઘરોબા પે ઘાત ગુજરી છે.

નથી એ બાગને ખબર, કે બાગબાનોને
હવાની રુખ પ્રચંડ પાત્ત પાત ગુજરી છે.

▫

## ❑ વણસાંધ્યાં વસ્ત્રો

વણસાંધ્યાં વસ્ત્રો મેં પહેરાવ્યાં વાણીને
અણરંગી છાંટ સ્હેજ છાંટી.

કોઈ આવીને મને અરથ પૂછે ને
કોઈ આંકે ધ્વનિના ધબકારા
કોને સંબોધીને ક્યારે ચાલ્યા મારા
વણથંભી વાટે વણજારા ?
સોનાની સેર ગણી મારી નથી મેં કોઈ
દેશ કે વિદેશ તણી આંટી.

દોસ્તીના બોલ ને હિંદોલ સહુ ઝીલે
આ ઝાડવાં, આ ઝરણાં, આ પંખી
આવાં સુજાણ મારાં સુણનારાં કાજ
મારી મનસા સદાય રહી ઝંખી.
સૂર તણા પરસે તો પથ્થરના પ્રાણની યે
લાખ લાખ ફરકે રૂંવાટી.

આટલુંક થાય, ભલે કાંઈ ન ભળાય
ભલે કાંઈ ન કળાય કોઈ વેણે,
વાચાવિહોણા છંદ ઝરતા જોયા
મેં તો પૃથ્વીનાં આંસુભર્યાં નેણે
માટીના કણકણમાં જાગી ઊઠે જો જરા
લીલાં તરણાંની ઝણઝણાટી

❑

## ▢ અદીઠી બારી

કોણે ખોલી ઘર તણી અહીં કોઈ બારી અદીઠી
ક્યાંથી લાધી પરિમલ તણી પાલખી આ પ્રભાતે?
સ્વર્ગોથીયે અધિક સુરભિ પાથરી પારિજાતે?
મૃત્યુલોકે પણ અમિય શો રંગ રાખ્યો મજીઠી?
કોઈ જાણે અરવ પગલે આવી, અદશ્ય ચીઠી
મૂકી ચાલ્યું, સમજ નહીં સંબંધની નાતજાતે
ના જાણીતું સ્મરણ થતું, ના જાગતું વાતવાતે
આ તે કેવી અચરજ તણી ચંચલા ચાલ મીઠી!

હા લાગે છે મનુજ તનુમાં છેક ઊંડે અગાધ
સૃષ્ટિ કેરા ઉદય થકીયે પ્રીત જાણે પુરાણી
ક્યારે? શાને? ખળભળી ઊઠે ને તરે નેત્ર સામે
તોયે તેની ખબર ન પડે, બાંધી દેતી અ-બાધ.
સંબંધોની મૃદુમય છતાં સાંકળે, જે પ્રમાણી
હૈયે હૈયે, શબદ તણી જ્યાં નાવ અંતે વિરામે.

▢

## ▫ દેવચકલી

આ દેવચકલીને ભાળું ને મનમાં
ભારે અચરજ થાય.

કામનો એને પાર નહીં
ને મનમાં સ્હેજે ભાર નહીં
દુનિયાની દરકાર નહીં
ઊડતી આવે ને ઊડતી જાય
ને ગાણું ઝીણું ઝીણું ગાય.

જરાક એનું કામ પિછાણું
સમજું એનું જરાક ગાણું
એને જરાક હૈયે માણું
તો તો મારું રોજિંદુ આ
જીવન જલસો થાય.

ક્યાંક પારકી પંચાતો નહીં
શું શું વાંચ્યુંની વાતો નહીં
કોઈ મઢી નહીં; મહેલાતો નહીં
આભ ઉઘાડું માથે હરદમ
તોયે હરખ ન માય.

આ રહી એની ઝૂલણ ડાળો
ક્યાંક હશે નાનકડો માળો
હશે જરા વળગી જંજાળો
કુદુક કુદુકિયાં પગલે ફરતી
એ ન લથડિયાં ખાય.

▫

# કોઈક કડી

દૂરના દેશની સાવ પરાઈ,
વીંધી નાખતી યાદ સવાઈ,
સળગે ઊંડી સૂધ.
કોઈ ઓરડે, કોઈ ખેતરે,
ઝૂરતા તારા ગીતમાં ઝરે,
ભેદી નાખતી મૂંઝ.

રોય રે કવિ, સૂરે સૂરે,
જાણું તારું કાળજું ઝૂરે,
ઝૂરે વારંવાર.
જ્યાં જોઉં ત્યાં લ્હાય કાં લાગે?
સોંસરવી મારા મનમાં વાગે
કારમી કોઈ કટાર.

ગીત આ મારું ગહન વાટે,
મૂંગી મરતી પ્રીતને માટે
વેરશે ઝીણાં વેણ.
દિવસે છો નવ હૈયે ચડી
માઝમ રાતે કોઈક કડી
રોવાં રાખશે નેણ.

— મકરન્દ દવે

# વિનોદ ગાંધી

પહેલાં જળની લાગણી જાણ,
પછી તને ઠીક લાગે ત્યારે તરતું મૂક તું વહાણ,
પહેલાં જળની લાગણી જાણ.

પવન વહે છે કઈ દિશામાં,
મુકામ તારો ક્યાં છે?
પહેલાં તો તું આ નક્કી કર,
નહીં તો થોભ, તું જ્યાં છે,
અહીંયાં તો હંમેશ રહે છે મનગમતું ખેંચાણ,
પહેલાં જળની લાગણી જાણ.

નથી ખલાસી, નથી ખારવો
દરિયો છે ને તું છે,
તું જ તને પૂછ, ઉત્તર તું દે,
પેલું કે આ શું છે?
અવઢવમાં રહેવાથી, એનું ધાર્યું કરશે તાણ,
પહેલાં જળની લાગણી જાણ.


ના ઘડો રહ્યો, ના ધારણ,
આંગળીઓમાં ખેંચતાણ તે વધઘટ થાતું ભારણ!

ઝૂલે પારણાં જેમ જ પલ્લાં
હુકમ હવાનો ચાલે,
ન્યાય હોય તો નીપજી આવે
આજ નહીં તો કાલે,
તળમાં કસ રહ્યો ના એ છે ફિક્કા ફળનું કારણ!
ના ઘડો રહ્યો, ના ધારણ.

લેનારાદેનારા વચ્ચે
હોય ભલે ને મેળ
લૂમનો ભાર વધે તો કોમળ
તૂટી પડે છે કેળ,
ટકી ટકીને ટકે કેટલું તપ્યા વાસણે ઝારણ!
ના ઘડો રહ્યો, ના ધારણ.

ડાળપાંદડાં મૂળ-ટોચને
જોડે છે ઘડ જાડું,
વગર ધૂંસરીએ સમથળ રસ્તે
નથી ચાલતું ગાડું,
ટાંકેટેભે સીવ્યા વસ્ત્રનું ટકે નહીં બંધારણ!
ના ઘડો રહ્યો, ના ધારણ,
આંગળીઓમાં ખેંચતાણ તે વધઘટ થાતું ભારણ!
❑

લોક વળ્યું છે ટોળે,
માટીમાંથી શું મળશે તે કેમ બધું ફંફોળે ?

તસુતસુ ને ઢેફેઢેફું
ભાંગ્યું ને ભભરાવ્યું,
હાથે એને અડકાડયું ને
જીભે પણ ચચરાવ્યું,
નવું કશું એ શોધે છે કે ખોવાયેલું ખોળે ?
માટીમાંથી શું મળશે તે કેમ બધું ફંફોળે ?

સરખેસરખો ભાગ કરે ને
દસે દિશામાં વહેંચે,
એકબીજાને પૂછેગાછે,
તાગ બધાનો ખેંચે,
થાય વિમાસણ કાઠી એવી બધા જ આંખો ચોળે !
માટીમાંથી શું મળશે તે કેમ બધું ફંફોળે ?

માટી એવી મરમી છે કે
એના હોઠે તાળું,
સુરણ છે કે શક્કરિયું કે
રાતુંચોળ રતાળુ ?
હાથા'વેલું નાખે ગોળે, જળમાં કોઈ ઝબોળે !
માટીમાંથી શું મળશે તે કેમ બધું ફંફોળે ?


વધી વધીને વાત વિસ્તરી ઘટી ઘટીને ઘટ,
નદી હતી તે સમતળ થઈ ગઈ તૂટી તૂટીને તટ

ગગન ઘટીને ગાગર થાતાં
સૂર્ય થયો રજકણ,
વાપરતાં વાપરતાં જાણે
મટી ગઈ થાપણ,
રાજપાટ રણનો લોપાતાં બચ્યો એકલો પટ,
નદી હતી તે સમતળ થઈ ગઈ તૂટી તૂટીને તટ

દરિયાજીને દુઃખ પડ્યું તે
જાત ઘટી ગઈ એની,
ડુંગર એવો દેખાતો કે
કાંકર હો પાસેની,
જટા રાફડા જેવી ઘટતાં બની ગઈ એ લટ !
રાજપાટ રણનો લોપાતાં બચ્યો એકલો પટ

વાત વધે ને જાત ઘટે તે
કયા રાજનો ધારો ?
રાખ વધે ને બુઝાઈ જાતો
જાણે કે અંગારો,
ઉકેલ સાચો જડશે ત્યારે દ્વાર ખૂલશે ખટ્ !


અડધે રસ્તે પહોંચ્યા ત્યાં તો આવી વચ્ચે ઘાટી,
ખીણ, ખાઇ ને ટેકરીઓ પણ આપે છે દમદાટી !

અહીં આવતાં જોઇ શકું છું
ગત રસ્તાની ખૂબી,
નડ્યો હતો રસ્તો કે અમને
નડી હતી મગરૂબી ?
હું જ હતો ખરબચડો, એની સમતળ હતી સપાટી !
ખીણ, ખાઇ ને ટેકરીઓ પણ આપે છે દમદાટી !

પરપોટા જેવા પથ્થર પણ
ડોળ કરે પર્વતનો,
રસ્તાની કરકરી ધાર શું
રોફ કરે કરવતનો ?
રણના જેવું રૂપ ધરીને આંખ કાઢતી માટી !
અડધે રસ્તે પહોંચ્યા ત્યાં તો આવી મોટી ઘાટી !

કેમ નથી દેખાતું મારું
મનધારેલું થાનક ?
કેમ સુકાતી વેલ શી મારી
સુકાઇ જાતી ચાનક ?
પગનાં તળિયાં ચીરેચીરાં, થાય હવે ચચરાટી !
અડધે રસ્તે પહોંચ્યા ત્યાં તો આવી વચ્ચે ઘાટી !



તાણાવાણાનું બંધારણ,
આખેઆખું વસ્ત્ર નીકળે, એનું એક જ કારણ,
તાણાવાણાનું બંધારણ.

વણાટમાં વ્યવહાર નહીં ને
નહીં શાળથી સગપણ,
આરસ જેવું કાપડ ઊતરે
સરસ હોય જો કાંતણ,
છિદ્ર વગરની ધાતુને શું કરવા કરવું ઝારણ?
આખેઆખું વસ્ત્ર નીકળે એનું એક જ કારણ:
તાણાવાણાનું બંધારણ.

પછી વસ્ત્રની ધજા કરો કે
કરો સાજ કે સજ્જા,
પહેરનારો સ્વયમ્ દિગંબર,
કાપડને શી લજ્જા?
ઢાંકેલું મન તનને ઢાંકે એ જ વસ્ત્રનું તારણ!
આખેઆખું વસ્ત્ર નીકળે એનું એક જ કારણ:
તાણાવાણાનું બંધારણ.



આઘાપાછા શબ્દ થયા પણ રહ્યા અર્થ એના એ!

સાગમટે છોડેલાં તાતાં તીર
વળ્યાં ભાથામાં,
સુવર્ણ અક્ષરે ભાટ બિચારો
શું લખશે ગાથામાં?
વિજયપતાકા લીધ ઉતારી બળવંતી સેનાએ.

કર માંહે કમંડળ આવ્યાં,
તેગ કમરથી ઊતરી,
ઢાલ ઢાંકણી બની ગઈ,
ના તાર્યાં કે ના તરી,
વિજય વિશેની રટણા ત્યાગી થાકેલી મેનાએ
વિજયપતાકા લીધ ઉતારી બળવંતી સેનાએ.



લાખ લખ્યા અક્ષરનો કેવળ અર્થ થાય છે એક,
જેમ ગીતમાં વારે વારે આવ્યા કરતી ટેક !

જેમ ભૂંસાતા જાય અક્ષરો
એમ ઊભરતા નવા,
કંકુછાંટયા કાગળ ઉપર
લખ્યું હોય શ્રી ૧।
ફરક પડે શું હોય દિગંબર અથવા ભગવો ભેખ !
જેમ ગીતમાં વારે વારે આવ્યા કરતી ટેક !

જેની હૈયાઉકલત જેવી
તેનું તેવું તારણ,
જુદી જુદી ક્રિયાની પાછળ
કાયમ એક જ કારણ,
પંચેન્દ્રિયની પાર જુએ તે એ જ ખરો પારેખ,
જેમ ગીતમાં વારે વારે આવ્યા કરતી ટેક !



ચલો ખોળીએ કયાંક,
મળી જાય તો ઠીક, નહીં તો, નહીં આપણો વાંક,
ચલો ખોળીએ કયાંક !

ગુરુશિખર કે તળના તળિયે
અથવા ડાબે-જમણે,
ખંત કરીને તંત શોધીએ
આથમણે કે ઉગમણે,
એ છે કેવું, શેરબશેરું ? અથવા તો નવટાંક ?
ચલો ખોળીએ કયાંક

આઘુંઓરું, હાથવગુ કે
નક્કર કે આભાસી ?
સદ્યપતિત ઝાકળના જેવું
અથવા તો બહુ વાસી !
મળી જાય તો ભયો ભયોજી અથવા રહીશું રાંક !
ચલો ખોળીએ કયાંક



 ★ વિનોદ ગાંધી ★

અહીંયાં કાપકૂપ કરવાથી વસ્તુ તને નથી જડવાની,
પડી ગયેલી તિરાડ ઊલટી બધે તને નડવાની.

ખાંચોખૂંચો, લિસ્સું, કકરું,
ખરબચડું કે વાંકું,
બધાં બહારનાં પ્રમાણ આ તો
કયું ઉદાહરણ ટાંકું?
ટકે મર્મ એ રીતે કેવળ વાત છે ઘાટ ઘડવાની,
અહીંયાં કાપકૂપ કરવાથી વસ્તુ તને નથી જડવાની.

રૂપ વિનાનો શ્વાસ ટકાવે
રૂપ સહિતની કાયા,
જળમાં જે નિર્લેપ રહે છે
એને શેની માયા?
સ્વયમ્ ટકે છે એને ક્યાં છે જરૂર કશી મઢવાની?
પડી ગયેલી તિરાડ ઊલટી બધે તને નડવાની.
❑

આરપાર નીકળું કે એની આજુબાજુ વ્યાપું?
વસ્તુને હું આખી રાખું અથવા એને કાપું?

કાતરથી તો કરચો મળતી,
કરવત આપે વહેર,
છીણીહથોડી ટુકડેટુકડા
કરે વળી એ કહેર,
જ્યાં સ્થાપી ત્યાં રહેવા દેવી એને કેમ ઉથાપું?
વસ્તુને હું આખી રાખું અથવા એને કાપું?

ગણું? ગોઠવું? મૂળ તપાસું?
હાથ ફેરવું? જોઉં?
છે જ નથી એ— એમ ગણીને
સ્થૂળ સ્વરૂપે ખોઉં?
ગગન જેટલો ગજ પણ ટૂંકો, એને શાથી માપું?
આરપાર નીકળું કે એની આજુબાજુ વ્યાપું?
❑

આંખવગુ ના થાય એટલું દૂર,
એને જોવા મન મારું આ કેમ છે ગાંડુતૂર ?
આંખવગુ ના થાય એટલું દૂર.

ચરણ નહીં, ના ચાલ નહીં કે
પાંખ નહીં, ના ઊડવું,
સ્થિર નહીં, ના ગતિ એહને
કેમ કરી આંતરવું ?
કેમ કરી સાંભળવું એને, શબ્દ નહીં, ના સૂર,
આંખવગુ ના થાય એટલું દૂર.

ભાસ નહીં, આભાસ નહીં
ના ભ્રમ, નહીં કે ભ્રમણા,
ઉગમણે પણ હોય નહીં કે
હોય નહીં આથમણા,
કેમ કરી હું અનુભવું જે નહીં નિર્જળ, ના પૂર,
એને જોવા મન મારું આ કેમ છે ગાંડુતૂર ?

❑

**સવાર**

પ્હો ફાટ્યો ને પ્રાંગણમાં વેરાયું જળ સોનેરી,
પળભરમાં ઓગળવા લાગી અસર તમસની ઘેરી

ચાંચે ચાંચે મોતી આવ્યું, આંખે આંખે આભ,
દસે દિશામાં ગુલાલ ઊડ્યો ભૂતળ વ્યાપ્યો લાભ,
રાતવરતમાં ઠરી ગયેલાં જાગ્યાં દેવળ-દેરી !
પ્હો ફાટ્યો ને પ્રાંગણમાં વેરાયું જળ સોનેરી !

પાને પાને ઝાકળ પ્રગટ્યું, ડાળે ડાળે ફૂલ,
દિશા કિરણની સોય લઈ ક્ષિતિજ સાંધતી ઝૂલ,
ચાખડીઓની ચહલપહલથી આળસ મરડે શેરી,
પળભરમાં ઓગળવા લાગી અસર તમસની ઘેરી

મને થયું કે લાવ સખીના કેશ ભીના સંવારું,
(પણ) દેવદીવો પ્રગટાવી એ તો ઘરની થઈ વહુવારુ,
હૃદય થયું પુલકિત, પરંતુ મન બોલ્યું, 'હત્તેરી !'
પ્હો ફાટ્યો ને પ્રાંગણમાં વેરાયું જળ સોનેરી !

❑

લીલું તોરણ, પીળી પતાકા, ધજા ફરકતી ધોળી,
ગોખ, ચોક ને દસ દરવાજા જગા અદીઠી ખોળી !

એક દિશામાં દ્વારપાળનો
અખંડ ચોકીપહેરો,
પ્રવેશનારો જોઈ અટકતો
ચાર તરફનો ઘેરો,
લક્ષ દીપની જ્યોત સમૂહે લાગે જાણે હોળી !
ગોખ, ચોક ને દસ દરવાજા જગા અદીઠી ખોળી !

કઈ ભૂમિના અસલ વૃક્ષ પર
શ્રીફળ લાગશે એવું,
પાટ પૂરીને વધેરવાથી
થશે રીઝવવા જેવું,
શંકાની શય્યા પર સૂતી શ્રદ્ધાને ઢંઢોળી !
ગોખ, ચોક ને દસ દરવાજા જગા અદીઠી ખોળી !
❑

ફળની પહેલાં બીજ વાવવું એ જ ખરી છે ઘટના !
ચાસેચાસે રઝળપાટના ફેરા છે ફોગટના

અધીરિયા હાથે પકડેલું
દાતરડું છે બૂઠું,
કેવળ લણવું—મનનું એવું
વલણ નકામું, જૂઠું,
નાભિમાંથી નથી નીકળતા વ્યર્થ પાઠ પોપટના,
ચાસેચાસે રઝળપાટના ફેરા છે ફોગટના

સીંચેલું જળ ઝાકળરૂપે
પ્રગટ થાય છે પાને,
વચ્ચે થોડો સમય વહેતો
મૂંઝાય છે તું શાને ?
હળની સાથે ફળનો નાતો, રાખ કશી ઝંઝટ ના
ફળની પહેલાં બીજ વાવવું એ જ ખરી છે ઘટના!
❑

પ્રગટ થાય એ પહેલાં એને કઇ રીતે પારખવું?
મોંમાથું ના ઊકલે એનું નામ વહીમાં લખવું?

પાંદડીઓ ગણગણતી નિજના
મૂળ-કુળની ભાષા,
માટીના કણ પોતાના વિશે
આપે ચોખ્ખા જાસા,
માળામાં છે કાગ વ કોયલ, કેમ કરી ભાખવવું?
મોંમાથું ના ઊકલે એનું નામ વહીમાં લખવું?

નામ મળ્યું એના આનંદે
નાચ કરે છે ઝરણું,
છે પોતે - એ સિદ્ધ થયું તો
ઊંચે ઊડે છે તરણું,
દ્વાર વગરની ભીંતે ક્યાંથી લાભ-શુભ આળખવું?
પ્રગટ થાય એ પહેલાં એને કઇ રીતે પારખવું?
□

થોડી પાંખ ઉઘાડી ત્યાં તો પવન વહારે આવ્યો,
હમણાં તો હતી ધરા, પલકમાં પહાડ ક્યારે આવ્યો?

થોડી પાંખ પ્રસારું ત્યાં તો
વાદળ સાથે ચાલે,
સહેજ જ ઊંચી ડોક કરું ત્યાં
ગગન અડકતું ભાલે,
અંત વગરનો કેવો અવસર આજે મારે આવ્યો?
હમણાં તો હતી ધરા પલકમાં પહાડ ક્યારે આવ્યો?

મનમાં તો હજુ હેમખેમ છે,
નદી, ઝરણ, રણ, રેતી,
હજુય મારા શ્વાસની અંદર
મૂળ હવા પણ વહેતી,
મૂળ ભૂંસાયું, શિખર ભૂંસાયું, એવા દ્વારે આવ્યો?!
હમણાં તો હતી ધરા, પલકમાં પહાડ ક્યારે આવ્યો!



માટી એની એ જ રહે છે ઘટના જુદા ઘાટ,
પથ્થર-ધાતુ એ જ રહે છે, છો બદલાય સલાટ

બહાર નીકળ્યું જળ ડહોળાતું
નિર્મળ છે મૂળ સ્ત્રોત,
વાટ, તેલના રંગ જુદા
પણ પ્રગટે એક જ જ્યોત
હજાર વર્ષે હેમખેમ છે હીરાનો ચળકાટ,
માટી એની એ જ રહે છે ઘટના જુદા ઘાટ

જીભનું કામ કે હાથનો ધંધો
તોલમોલ કરવાનો,
ઉપલક એવી કાટછાટથી
સાર નહીં ખરવાનો,
પંખી એનું એ જ પિંજરું સીધું હો કે સપાટ!
માટી એની એ જ રહે છે ઘટના જુદા ઘાટ
❑

કપાસિયા ને રૂની વચ્ચે પિંજારો અટવાયો,
માંડ બાપડો છૂટ્યો ત્યાં તો કસ્તરમાં લપટાયો

નાભિમાંથી નાળ છૂટતી
તેમ છૂટ્યું રૂ જ્યાંથી,
કથા દુઃખની, કહો સુખની
શરૂ થઈ છે ત્યાંથી
બંધ મૂઠીમાં ઢાંકી દઈને શો સંદેશો લા'યો? -
માંડ બાપડો છૂટ્યો ત્યાં તો કસ્તરમાં લપટાયો

રૂનો કાયમ રૂઆબ જુદો,
કપાસિયું જડ બોથું,
એક ઊડતું ઇચ્છા મુજબ
એક ખાય છે ગોથું,
બે વચ્ચેથી ખસી જવામાં પિંજારો પટકાયો,
માંડ બાપડો છૂટ્યો ત્યાં તો કસ્તરમાં લપટાયો!
❑

દાબ ઊઠ્યાથી તે દરવાને ખોલી નાખ્યાં દ્વાર,
બંધપણાની આમન્યાનો તૂટી ગયો આધાર !

બંધ મૂઠી ખૂલે જે રીતે
એ રીતે ગઢ ખૂલ્યો,
જીર્ણ સિંહાસન સાથે એનો
મંચ અચાનક ડૂલ્યો,
મંત્ર ભણેલા તીર શો છૂટ્યો સાગમટો અંધાર,
બંધપણાની આમન્યાનો તૂટી ગયો આધાર !

ખરે પોપડો એમ ખર્યો રે
કીર્તિનો ચળકાટ,
નક્કર ભાસી ભીંતની અંદર
અઢળક ઊભરી ફાટ,
ભેદ મટ્યાથી એમ થયું કે શું ભીતર, શું બહાર ?
દાબ ઊઠ્યાથી તે દરવાને ખોલી નાખ્યાં દ્વાર !



પારસ જેવો સ્પર્શ તમારો અમે લોહના જેવા,
તમે અડ્યાથી, ગીધ હતા તે, અમે થયા પારેવાં.

તાડપત્રી શી પાંખ હતી તે
કમળપત્ર થઇ ફરકી,
કોડી જેવી આંખ અમારી
મોતી માફક મરકી,
શઠવૃત્તિ ઓગળતાં, ટપકતાં પસ્તાવાનાં નેવાં,
તમે અડ્યાથી, ગીધ હતા તે, અમે થયા પારેવાં.

દૂર ઊંચેથી ભક્ષ્ય જોઇને
હવે નથી લલચાતા,
મત્સ્ય ત્યજીને મોતીચારો
નિર્મળ ભાવે ખાતા,
તમે મળ્યાથી બીજા સાથે, રહી ન લેવાદેવા,
તમે અડ્યાથી, ગીધ હતા, તે અમે થયા પારેવાં.



પવનપાવડી પહેર, પરંતુ પવન છે કે નહીં? એ તો જાણી લે!

તારું મન પણ ઊડવા માટે
અતિ ઘણું આતુર છે,
આ રહ્યું પેલું, આ રહ્યું પેલું,
એ જ ઘણું તો દૂર છે,
તને પકડવા જાળ બિછાવી એ જોયું તેં? એને તાણી લે!

ચરણ અને ચંચળતા વચ્ચે
સાંઠગાંઠ છે જૂની,
ઊડવા માટે મેદ ઉતારી
જાત કરી લે રૂની,
ઊડતાં પહેલાં ચારેગમથી ફુગ્ગાજીને, તું તો ન્યાળી લે!
પવનપાવડી પહેર, પરંતુ પવન છે કે નહીં? એ તો જાણી લે!
❑

મીરાંજીએ ત્યજી દીધેલો આ ઊભો તે કિલ્લો,
રડમસ એવા રાણાજીનો ચહેરો જાણે વીલો!

મલીર જેવો કાળોઝાંખો
ગોખ આંધળી આંખો,
પડી રહ્યું સૌ પંખી જાણે
બેઉ કપાઈ પાંખો!
ફળ ભોગવે, તંબૂરામાં માર્યો'તો ને ખિલ્લો?!
રડમસ એવા રાણાજીનો ચહેરો જાણે વીલો

આજુબાજુ શબદ મીરાંના
વચ્ચે વચ્ચે ડૂસકાં,
નિર્મળ જળમાં મલિન મનના
રાણાજીના ભૂસકા,
જે દિવસથી ગયાં મીરાંજી, અવાવરુ છે ચીલો,
મીરાંજીએ ત્યજી દીધેલો આ ઊભો તે કિલ્લો!
❑

## ધૃતરાષ્ટ્રની સ્વગતોક્તિ

કયાં લગ કચવાયા કરવાનું, કયાં લગ મરી મરી મરવાનું?
કયાં લગ આંખોના અંધારે, ઊંડે કૂવે ઊતરવાનું?

સંજય જેવો હોય સારથિ
તોય યુદ્ધમાં જય ના પામો!
કયાં લગ યાદ કર્યા કરવાનાં
સો સો પુત્ર તણાં સો નામો?
બીજાને તો ઠીક, પરંતુ કયાં લગ જાતને છેતરવાનું?
કયાં લગ આંખોના અંધારે, ઊંડે કૂવે ઊતરવાનું?

અંગ ઉપરથી લસરી પડતો
કયાં લગ પહેરું જરકશી જામો?
બરફ જેમ ઓગળવા લાગ્યાં
તાબા હેઠળનાં પણ ગામો!
હાલકડોલક સિંહાસન પણ કયાં લગ ટેકાથી ટકવાનું?
કયાં લગ આંખોના અંધારે ઊંડે કૂવે ઊતરવાનું?


પવનપાવડી પહેર, પરંતુ પવન છે કે નહીં? એ તો જાણી લે!

તારું મન પણ ઊડવા માટે
અતિ ઘણું આતુર છે,
આ રહ્યું પેલું, આ રહ્યું પેલું,
એ જ ઘણું તો દૂર છે,
તને પકડવા જાળ બિછાવી એ જોયું તેં? એને તાણી લે!

ચરણ અને ચંચળતા વચ્ચે
સાંઠગાંઠ છે જૂની,
ઊડવા માટે મેદ ઉતારી
જાત કરી લે રૂની,
ઊડતાં પહેલાં ચારેગમથી ફુગ્ગાજીને, તું તો નાણી લે!
પવનપાવડી પહેર, પરંતુ પવન છે કે નહીં? એ તો જાણી લે!
❑

મીરાંજીએ ત્યજી દીધેલો આ ઊભો તે કિલ્લો,
રડમસ એવા રાણાજીનો ચહેરો જાણે વીલો!

મલીર જેવો કાળોઝાંખો
ગોખ આંધળી આંખો,
પડી રહ્યું હો પંખી જાણે
બેઉ કપાઈ પાંખો!
ફળ ભોગવે, તંબૂરામાં માર્યો'તો ને ખિલ્લો?!
રડમસ એવા રાણાજીનો ચહેરો જાણે વીલો

આજુબાજુ શબદ મીરાંના
વચ્ચે વચ્ચે ડૂસકાં,
*નિર્મળ જળમાં મલિન મનના*
રાણાજીના ભૂસકા,
જે દિવસથી ગયાં મીરાંજી, અણાવરુ છે ચીલો,
મીરાંજીએ ત્યજી દીધેલો આ ઊભો તે કિલ્લો!
❑

## ધૃતરાષ્ટ્રની સ્વગતોક્તિ

કયાં લગ કચવાયા કરવાનું, કયાં લગ મરી મરી મરવાનું?
કયાં લગ આંખોના અંધારે, ઊંડે કૂવે ઊતરવાનું?

સંજય જેવો હોય સારથિ
તોય યુદ્ધમાં જય ના પામો!
કયાં લગ યાદ કર્યા કરવાનાં
સો સો પુત્ર તણાં સો નામો?
બીજાને તો ઠીક, પરંતુ કયાં લગ જાતને છેતરવાનું?
કયાં લગ આંખોના અંધારે, ઊંડે કૂવે ઊતરવાનું?

અંગ ઉપરથી લસરી પડતો
કયાં લગ પહેરું જરકશી જામો?
બરફ જેમ ઓગળવા લાગ્યાં
તાબા હેઠળનાં પણ ગામો!
હાલકડોલક સિંહાસન પણ કયાં લગ ટેકાથી ટકવાનું?
કયાં લગ આંખોના અંધારે ઊંડે કૂવે ઊતરવાનું?


વાણીમાંથી ખેંચ્યો મેં વૈરાગ,
પછી બચે શું ? શોધું લાગલગાટ.

હાથ ન આવ્યું તેજ, ભેજ કે
જળનું પણ ખળભળવું,
હાથ ન આવ્યું, ગયા જનમમાં
બીજ વાવ્યાનું ફળવું,
હવે થશે શું ? થાય ઘણો ગભરાટ.

હાથ આવશે ? પાતાળે પેલી
પહોંચેલી ગાગરડી,
કદી જાગશે ? શેષસૂતેલી
નાભિ આળસ મરડી,
નહીં થશે શું આછેરો ફફડાટ ?

ઘસી ઘસીને બચી પાતળા
રેલા જેવી રેખા,
એક કહે, 'મૈંને દેખા'ને
બીજો કહે, 'ના દેખા'
નહીં મટે શું અધકચરો ઉકળાટ ?
વાણીમાંથી ખેંચ્યો મેં વૈરાગ,
પછી બચે શું ? શોધું લાગલગાટ !

□

કશુંક અંદર ખૂંચે છે,
ઉપર એની સળ ઊપસે કે ના ઊપસે પણ
કશુંક અંદર ખૂંચે છે !

કશી કરામત એવી છે કે
પાંદડીઓ પર સુવાસના બિન્દુ બાઝીને
ખરી પડે છે ધૂળમાટીમાં,
ત્વચા ઉપર પછડાટ ખાઈને
પંચેન્દ્રિયના અનુભવો પણ તર્યા કરે છે
ઉપર આમ સપાટીમાં,
કશુંક અંદર દૂઝે છે,
ગળી ગઈ છે અનુભૂતિ કે પ્રતીતિઓ પણ
કશુંક અંદર ખૂંચે છે !

કશો ઇલમ પણ એવો છે કે
કોરાકટ્ટ પાણીમાં ભીનાં રણરેતીનાં રાજપાટનાં
માન વધે છે મોટેઝોટે,
ભૂંસાઈ ગયેલાં ગ્રહનક્ષત્રો
નભગંગા ને ચાંદો-સૂરજ, અજવાળાં ને અંધારાં પણ
તૂટયા કરે છે અહીં પરપોટે,
તોય કશું ક્યાં રૂઝે છે ?

દ્રોણપુત્રના અમરપણાના ભોગ ભોગવ્યા તેમ છતાંય
કશુંક અંદર ખૂંચે છે,
ઉપર એની સળ ઊપસે કે ના ઊપસે પણ
કશુંક અંદર ખૂંચે છે !

□

હું જડ-ચેતનમાં ફરું;
આરામાંથી બહાર નીકળી, આરામાં સંચરું,
હું જડ-ચેતનમાં ફરું!

ઝાડી, વાડી, ઝાડ, પહાડ કે
ઝરણાં, રેત કે રાખ,
કરમાયેલી લિંબોડી કે
પાકી ગયેલી શાખ,
પથ્થરમાં પ્રગટું એ પહેલાં પરપોટામાં મરું
હું જડ-ચેતનમાં ફરું.

ગગનગોખ કે એની ઉપર,
એનાથી પણ ઊંચે,
સાત તળોની આરપાર કે
એનાથી પણ નીચે,
આદિ નહીં કે અંત નહીં તો સફર શીદ આદરું
હું જડ-ચેતનમાં ફરું ???

# હર્ષદ ત્રિવેદી

## ▢ વ્હેશું પહોળે પને....

અમે સાવ માટીનું ઢેફું વરદ્ હસ્ત છે તમને,
ચિરંજીવની આશિષ દઈને જળમાં નાખ્યાં અમને !

હવે થઈ કણ કણ ઓગળવું એ જ અમારી ગતિ,
જળમાં રહેશું ડહોળ થઈને મિટવાની નહીં મતિ;
કદી ઝરણ કે નદી થઈશું વ્હેશું પહોળે પને !
અમે સાવ માટીનું ઢેફું વરદ્ હસ્ત છે તમને,
ચિરંજીવની આશિષ દઈને જળમાં નાખ્યાં અમને

કદી તમે વેળુમાં આવી બેસો જીવ-નિરાંતે,
અમે અમારા તટ લંબાવી સ્વાગત કરશું ખાંતે;
એ રીતે પણ મનભાવનને ભીંજવવાનું બને !
અમે સાવ માટીનું ઢેફું વરદ્ હસ્ત છે તમને,
ચિરંજીવની આશિષ દઈને જળમાં નાખ્યાં અમને !

▢

## ▢ જડ્યાં છો

કોઈ ખોવાયા ગીતનો જડે અંતરો તમે એમ જડ્યાં છો,
આપમેળે સૂર ઊમટે તમે હોઠની ઉપર એમ ચડ્યાં છો.

એમ તો અમે નીરખ્યું હતું
સાંજને સમે સૂરનું આખું ગામ,
ગામને કશી ગમ નહીં ને
ગણગણે બસ ગમતું એક જ નામ;
સીમમાં ખેતર-ક્યારડે રેલા જળના દડે એમ દડ્યાં છો!
કોઈ ખોવાયા ગીતનો જડે અંતરો તમે એમ જડ્યાં છો.
આપણું એમાં કંઈ ન ચાલે
દીપ કહે તો દીપ ને કહે ધૂપ તો થાવું ધૂપ,
એમને કારણ ગીત ગાવાનું એમને કારણ
તાલ દેવાનો આપણે કારણ ચૂપ;
રોજ સવારે જોઈને ઝાકળ પૂછવું કોને આટલું બધું શીદ રડ્યાં છો?
કોઈ ખોવાયા ગીતનો જડે અંતરો તમે એમ જડ્યાં છો.

▢

## ❑ નરવો નાદ

કાં તો રૂબરૂ થાઓ અથવા આમ ન આવો યાદ,
દૂર રહીને એ રીતે પણ કાં લોપો મરજાદ ?

બધાં વૃક્ષને નસીબ ક્યારા હોય નહીં જલ ભરિયા,
શોષ કેટલો મૂળને પડશે કહો તમે સાંવરિયા,
ચારે બાજુ છે કોલાહલ કોણ સાંભળે સાદ ?
કાં તો રૂબરૂ થાઓ અથવા આમ ન આવો યાદ !

ઘણી વારની ખેપ અધૂરી તો યે ચાલે ચરણ,
કેમ જગત જીવવું જેમાં ટુકડે ટુકડે મરણ,
ખબર નથી કે ક્યાંથી લાગ્યો કોનો નરવો નાદ ?
કાં તો રૂબરૂ થાઓ અથવા આમ ન આવો યાદ !

❑

## ❑ દખનાં દેણાં

અડધું પડ ભીંજાય ને અડધું વલખાં મારે તરસે !
કેવો પ્રેમ તમારો વરસે ?

મૂળ જેવડાં ઊંડાં એવો ફટાટોપ પણ મોટો,
મોસમ આવે જાય છતાંયે ટહુકાઓનો તોટો;
ફળ પાક્યાનું ધમરખ ટાણું ધીમે ધીમે ગરશે !
કેવો પ્રેમ તમારો વરસે ?

આ બાજુ અંધાર ઢળે ને વાતું ત્યાં કૈં વ્હાણું,
લખ્યા લેખનો લટકો ગણવો કે ગણવાનું લ્હાણું ?
પીડ પારકી થઇ પોતાની દખનાં દેણાં ભરશે !
કેવો પ્રેમ તમારો વરસે ?

❑

## ▫ કોણ બચ્યું છે ?

ચીડા કે બળતરાથી કહે કોણ બચ્યું છે ?
કે તારી સરભરાથી કહે કોણ બચ્યું છે ?

કુંડાળું તેં કર્યું ને તું અંદર રહી ગયો,
એવા જ અખતરાથી કહે કોણ બચ્યું છે ?

જાહેરમાં ન કોઇ હુલાવે છે દોસ્તને,
દોસ્તીના આ છરાથી કહે કોણ બચ્યું છે ?

જેણે લીધો જનમ એ જવાનો છે ક્યાં કરી ?
મૃત્યુ અને જરાથી કહે કોણ બચ્યું છે ?

એ વાત સાવ જુદી કે આંસુ ખરી પડયું,
ખુદના જ ખરખરાથી કહે કોણ બચ્યું છે ?

▫

## ▫ પરખો !

નથી આવવાનો સમય કોઇ સરખો,
ફરે છે યુગોથી હતો એ જ ચરખો.

તમારું કે મારું નથી કોઇનું કંઇ,
છતાં જાવ, લઇ જાવ ને રોજ હરખો.

અમે મૂળમાંથી જ મ્હોબતના માણસ,
બધું એક બાજુ મૂકીને જો પરખો !

જે માથે પડે એને વેઠી જ લઇએ,
અહીં ક્યાં હતો, કોઇ કાયમ અભરખો ?

ભલે હાથ બદલાય પણ તાર ઝીણો,
હશે એ જ પૂણી હશે અ જ ચરખો !

▫

## ▢ ટાળવી પડે !

એવું બને કે લાગણીને ખાળવી પડે,
ક્યારેક આખી જાતને ઓગાળવી પડે !

એના વગર કોઇ સમસ્યા હલ થશે નહીં,
નિજની ગડીને ક્યાંક તો ઉખાળવી પડે !

ટહુકા ભલેને સાંભળો, પંખી ન શોધશો,
એમાં નજરની ઠેશને સંભાળવી પડે !

હું કેમ સ્વીકારી લઉં બંદિશ તમારી એ,
જે ઢાળમાં મારી ગઝલને ઢાળવી પડે !

પાંપણ ન ઢાળો આંખથી છેવટ તો કૈં કહો,
શું વાત છે ? જાહેરમાં જે ટાળવી પડે !

એવીય પૂનમ જોઇ છે હર્ષદ અમે કદી-
નભથી વરસતી ચાંદનીને ચાળવી પડે !

▢

## ▢ ક્યારેક સાંભળે !

એવી રીતે તો પ્રેમમાં કોઈ નહીં મળે,
ઘટના કશી ઘટે નહીં ને આયખું ફળે !

ગાવાનું એટલે અમે છોડયું નથી કદી,
આજે નહીં તો કાલ તું ક્યારેક સાંભળે !

સઘળું ભલે ને જાય એ બાજુ છતાંય તે,
આ સાંજ છે જે એકલી આ બાજુ પણ ઢળે !

એવું નહીં જ હોય શું આ અંધકારમાં ?
જે ખુદ મશાલ થાય ને કાયમનું ઝળહળે ?

આવી શકે તો આવ હું ઊભો જ છું અહીં,
કરવી નથી એ જાતરા જે કોક દી' ફળે !

▢

## □ આવ્યા સમે

ગમે કોઇ આવે જો આવ્યા સમે,
ઉલટભેર જાજમ બિછાવ્યાં સમે.

સતત રાહ જોવાની આદત પડી,
અહીં રોજ ઘૂંઘરને બાંધ્યાં સમે.

પછી રાતભર સોગઠાં માંડશું,
બધી ચાલ ચાલીશું ચાલ્યા સમે.

ઢળીશું તો અઢળક ન કોઇ ભરમ,
રૂડેરી રખાવટ ને રાખ્યા સમે.

હશે કૈંક એવી જ મીઠી મજા,
મઘઇ પાન મોઢામાં ચાવ્યાં સમે.

ફકત એક આલાપ ચાલ્યા કરે,
ન હોરી ન ઠુમરી વિરામ્યા સમે.

કરી રામ દીવો હવે ખુદ અમે,
નીકળશું મશાલો જલાવ્યાં સમે.

□

## □ હાલાર તારું

છે તારું જ સઘળું ને સુવાંગ તારું,
એ હરણ્યુંય તારી ને હાલાર તારું.

રહી છે હવે ઝૂંપડી માત્ર ઝાંપે,
ન નેડો, જવું-આવવું કંઇ ન તારું !

નથી વાગતો જોડિયો ક્યાંય પાવો,
બધી ફૂંકને ઝોલું આવ્યું છે તારું !

ભલે ચોકમાં કોઇ ચાંદો ન ઊગે,
પૂગવાનો પાગલ સૂણી કહેણ તારું.

કે ઘાયલ કહે છે એ સાંભળજે લ્હેરી,
હવે ભાલ તારો ને પંચાળ તારું !

□

## ▢ પાછાં ચાલીએ !

લો ઢળી ગઇ સાંજ પાછાં ચાલીએ,
છોડ સૌ અંદાજ પાછાં ચાલીએ.

એ જ રજવાડું અને છે એ જ રાય પણ,
છે નહીં એ તાજ પાછાં ચાલીએ.

સ્હેજ રજકણ હોય તો એનોય માર્ગ છે,
તું અરીસો માંજ પાછાં ચાલીએ.

તોડવું ને જોડવું આખર બધું અમથું,
કર નહીં ગડભાંજ પાછાં ચાલીએ.

ગીત તું ગણગણ હું તારો હાથ ઝાલું છું,
મેલ સઘળાં સાજ પાછાં ચાલીએ.

ના કશું પણ હોય એવી પળ મહીં જવા,
મન કરે છે આજ પાછાં ચાલીએ.

▢

## ❑ તને તો...

તને તો એમ
કે વાયરો આવશે ને ઊડી જશે
આપણાં પગલાં
પણ, આપણે ચાલ્યાં હતાં એ રેત
મરુભૂમિની નહોતી,
સમુદ્રકિનારાની હતી,
જ્યાં પગ ઊપડે કે તરત
તગતગી ઊઠે છે પાણી !

તને તો એમ
કે આપણે ગાયેલું ગીત
નથી સાંભળ્યું કોઈએ,
પણ હમણાં જ માથા પરથી
ઊડીને ગયું એ પંખી લઈ ગયું એનો સ્વર !

તને તો એમ
કે જોતું નથી કોઈ,
પણ, સામે દેખાય છે
તે ચંદ્ર નથી
એ તો છે ચકચકિત આયનો !

સમુદ્રમાં ચાલ્યા કરે છે ભરતી - ઓટ
ગીત ઉડાડયા કરે છે પંખીઓ હવામાં.
ચંદ્રની કળા
પક્ષે વધે ને પક્ષે ઘટે
તોય નથી ખરી પડતું પેલું બિંબ !

હજી પણ-
આ સાંજની ઓઢણીનો રંગ જોયા વિના જ
તું કહે છે :
મને એમ
કે...

❑

## ▫ પ્રતીક્ષા

સામેના વૃક્ષની
ડાળી ચીંધીને તેં કહેલું :
પીળાં થઈને ખરશે એક પછી એક પાન,
ને જ્યારે નહીં રહે એકેય પાંદડું
ત્યારે હું આવીશ અચાનક વસંત જેમ !

ધોમધખતા તાપમાંય
નજર ખસેડી નથી એના પરથી,
રોજ ગણ્યું છે એનું એકેએક પાન !
હળવે પગલે બહાર આવતી
પીળી નસોને જોઈ છે ધમરખ નજરે !

આજે સરત ચુકાવીને
ટગલી ડાળેથી ખેરવી પાડ્યું એણે છેલ્લું પાન !
ડાળીનો બદલાવા લાગ્યો છે રંગ
નસેનસમાં ફરી વળ્યો છે ધબકાર
નવું પાન ફૂટ્યું કે ફૂટશે !
વસંત આવી કે આવશે !
જોયા કરું છું વિસ્મયથી
ને પાન તો એક પછી એક ફૂટ્યે જ જાય છે !
લીલી-કૂમળી એની ચમક
જાણે તારી આંખો !

હવે તો-
ડાળીઓય દેખાતી બંધ.
નથી દેખાતું પાન સિવાય કશું
ધીમે ધીમે બદલાય છે તે
પાનનો રંગ કે તારી આંખનો ?
નક્કી થઈ શકતું નથી
વસંત આવવામાં છે કે જવામાં ?

થાય છે :
નવું વચન આપવા કે
આપેલું વચન પાળવા માટે જ નહીં
પણ, આ વૃક્ષને જોવા માટેય
તારે આવવું રહ્યું !
▫

★ હર્ષદ ત્રિવેદી ★

## ❑ પીડા

જાણતો નથી, જાણતો નથી.
વિરહ-વ્યથા કેટલી તને પીડતી હશે,
જાણતો નથી.
સ્વમાં એવો તો ખોવાયો છું
કે મને માત્ર મારી પીડાની જ જાણ છે...

અંજન-શલાકા થઈને
સૂર્યનું પ્રથમ કિરણ રોજ આંજે છે,
મારી આંખોમાં તારા નામનો હળવો ઉજાસ.
ને હું ઝબકી ઊઠું છું.
પડકારે છે મને,
પાંખ વીંઝીને જતી કિલકારી.
ને તને તો ખબર છે-
હું ઊડવાનું જાણતો નથી !
ઘણીવાર દેખાય છે
મને તારું ભવન.
હવામાં લ્હેરાતો એનો ધ્વજ,
કોટ ને કાંગરા, જાળી ને જાળિયાં;
ઉશ્કેરે છે મને તારી કને દોડી આવવા
હું ડગ ભરું છું.
સામે દેખાય છે અફાટ સમુદ્ર.

ને તને તો ખબર છે
હું તરવાનું પણ જાણતો નથી !

મને યાદ છે
એક વાર તેં કહેલું :
'ચાહવાનું સુખ મને મળે છે
એનાથી સોગણું તને મળો !
મારા વિરહમાં તને જે થાય છે
એનાથી હજારગણી પીડા મને મળો !'

હવે હું
મને જાણતો નથી.
જાણું છું
માત્ર મારી પીડાથી તને જાણું છું !
❑

## ▢ પ્રેમ

મને ખબર છે :
એનું એક પણ વચન સાચું નથી.
માથે હાથ મૂકી
કહ્યું હતું મને,
જા આજથી બંધ બધા સંવાદ.
નહીં લોપું મરજાદ !
ને એણે શરૂ કર્યો વિવાદ,
એ રીતેય પાડ્યા કર્યો સાદ !

મને ખબર છે :
એની એક પણ પ્રતિજ્ઞા સાચી નથી.
ગળે હાથ ધરી
કહ્યું હતું મને
જા આજથી મળું નહીં કોઈ સ્વપ્ને !
ને એણે શરૂ કર્યું તરવરવું
આંખ સુદ્ધાં ન મીંચવા દીધી મને !

મને ખબર છે :
એનો એક પણ પ્રશ્ન સાચો નથી.
હાથમાં રાખી હાથ
પૂછયું હતું મને,
આ વારે તો તું નહીં જ આવે ને યાદ?
કોઈનોય આવો તે હોતો હશે નાદ?
શોધું છું એનો ઉત્તર
ને ઉત્તરોત્તર...

મને ખબર છે :
દોર સાવ કાચો છે.
એનો પ્રેમ-
માત્ર એનો પ્રેમ સાચો છે !

▢

## ❑ મેઘધનુ

કોઈને
આવી રીતે ભૂંસી નાખવું
એ કંઇ જેવી તેવી વાત છે?

અનંતમાં પ્રવેશવાનું
ઇજન આપતો ખૂલ્યો હતો
મેઘધનુષી દરવાજો ભૂરા આભમાં.
એક પળ અંદર જઇ
વિહરવાનું થઇ આવ્યું મન.

પણ, ના.
મારે તો ભૂંસવું હતું મેઘધનુને,
કોઇની આંખો જેવા આકાશને.
ફેરવતો જ રહ્યો નજરનું ઇરેઝર
એક પછી એક રંગ
આછા થતાં થતાં થઇ જાય ગુમ!
ન મળે એનાં નામોનિશાન!

હજી પણ
ઇરેઝર તો ફર્યા જ કરે છે
પણ નથી ભૂંસી શકતો આકાશને.
અહીંથી ડૂબેલો રંગ
ફૂટી નીકળે છે બીજે ઠેકાણે!
જેમ ભૂંસું છું વધારે ઘાટા થતા જાય છે લપેડા!

થાકતી આંખોમાં
ધીરે ધીરે ઊતરી આવે છે
આખું આકાશ, મેઘધનુ સમેત.

હું આંખો મીંચી
પૂછું મને-
કોઇનેય આવી રીતે ભૂંસી નાખવું
જેવી તેવી વાત છે?

❑

## ▢ તારો અવાજ

ઘણી વાર
મેં સાંભળ્યો છે તારો અવાજ.
હવામાં રમતી ઘંટડી સાથે ગોઠડી કરતો,
વાણી જયરામની રેકર્ડમાં પીન બની ફરતો,
કલકલિયાના કિર્ર... કિર્ર... કિ... ઇ... રે... આવર્તનોનો
પીછો કરવા પાંખ ફફડાવતો તારો અવાજ.

ક્યારેક
વહેલી સવારે ચન્દ્રની ઝાલર ઉપર
ખરતા તારાના ડંકે બજી ઊઠતી તું.
અનુરણન શમે ત્યાર પહેલાં તો-

ગોળો વીંછળવા ફરતો તારો હાથ
ને ખળળ ખળુ કરતું એકાએક ઢગલો થઈ જતું પાણી
અંદરથી ઢંઢોળી નાખે છે મને,
યાદ અપાવે છે કોઈ વણછીપી અબોલ તરસની !

ચમચા- ચીપિયાના ચમચમાટ વચ્ચે
ગણગણી ઊઠતા તારા અવાજને
પકડમાં લેતી સાણસીને હું સાંભળું છું
ને એક આછી તિરાડ પડે છે મારા લયમાં... !

દૂધ મેળવતાં પહેલાં
હથેલીભર મેળવણ ચાખવાની તારી ટેવ
ખનકતી બંગડીની સાથે
થીજાવી દે છે મને 'છરીએ કાપે એવા' દહીંની જેમ
ને હું સાંભળી રહું છું
વલોણાનો ઘમ્મર... ઘમ્મ અવાજ.

વર્ષોથી બંધ પડેલા કોઈ સાજમાં
દબાયેલો- પુરાયેલો- ડુસ્કાતો સ્વર
ક્યાંક કાટ ખાયેલા મિજાગરાનો કડડડ... કટ્
ઊઘડતો અવાજ
બધું એકસામટું...

ધમ્મરધમ્મ. ધમ્મરધમ્મ...

હજીયે હું શોધું છું તારો અવાજ
મધુર- મધ્યમ- મલપતો
રવાદાર રણકતો
મારા કોઈ ગીતની પંક્તિ શો
ચળકતો તારો અવાજ !

□

## □ ભૂલી ગયો છું !

ગઈ કાલે સવારે
ટપોટપ ખર્યાં બે-ચાર જાંબુ
પાણી આવી ગયું મોંમાં
તોય તને યાદ ન કરી !

ડાળ ઉપર
બુલબુલ એકશ્વાસે
પોકારતું રહ્યું તારું નામ
મેં આંખ આડા કાન કર્યા
ને એ ઊડી ગયું !

પરબમાં પાણી રેડતાં
રોજ કોઈ પૂછે છે
ઠીબ સાફ કરી ?
ને હું જામી ગયેલી લીલનાં
ઘસી કાઢું છું એક પછી એક પડળ !

ઘરમાં આવીને દીવાલ પરની
તસવીર ઉતારીને
ઊંધી વાળી દઉં છું
ને મને કહું છું
હું તને ભૂલી ગયો છું !

□

## ▫ ઝળહળ ખળખળ

પાણીમાં ઝબોળાય
એમ પગ લંબાવી બેઠો છું
નદી કશુંક ગાય છે ધીમે અવાજે
છપાક્ છપાક્
એનું ગાન સમજવા
કાન સરવા કરું છું.

હમણાં લગી
ચન્દ્ર આછો હતો
એકાએક એનો ઉજમાળો ચહેરો
હસી ઊઠ્યો !

પંખીઓ
કલરવ ઉડાડતાં
પોતપોતાના માળા ભણી
વીંઝી રહ્યાં છે પાંખ.

સામે તીરેથી
એક હોડી સરકી રહી છે
આ તરફ.
એમાં તું તો નહીં હોય?
ના, તું તો ક્યાંથી હોય?!

એ તરફથી
નજર હટાવી ઠેરવું છું પગ ઉપર
પ્રવાહમાં તણાતું આવેલું
એક પાન બે પગ વચ્ચે અટવાય છે.

બન્ને પગ ભેગા કરી
એને લેવાનો પ્રયત્ન કરું છું.
પણ, એ તો હળવે રહીને સરકી ગયું
વીતેલા સમયની જેમ !

નિરાશ થઈ ડગ ભરું છું ત્યાં
નદીનું છપાક્ રોકે છે મને.
જોઉં છું:
દૂરથી તરતો તરતો
આવી રહ્યો છે એક દીવડો !
ભીતર બધું ઝળહળ !
ઝળહળ ખળખળ.
ખળઝળ હળખળ !

▫

## ▫ શું થયું છે આપણી ભાષાને ?

અમારો બોલ્યો એક અક્ષરેય
ન પહોંચે તમને,
કે ન સમજાય અમને તમારા ફફડતા હોઠ !
સમજતાં'તાં આપણે બન્ને
એ ભાષા હવામાં ઓગળી ગઇ છે.
કેમ તોતડાય છે સહુની જીભ ?
શું થયું છે આપણી ભાષાને ?
અમે કહ્યું, ક્યાંકથી લાવો ઘૃત
ને તમને ચડ્યું હાથ પેટ્રોલ !
પ્રગટાવો દીપ, કોઇ બોલ્યું-
ને આપણે તો સળગાવ્યા કાકડા !
અમને એમ કે ઉતારશો આરતી
તમે તો હૃદયમાં કર્યાં અગનવર્તુળો !
કહ્યું અમે, બજાવો મૃદંગ - ખંજરી,
ખેલ્યા તમે બૉમ્બ- ફટાકડી - છરી !
મળે ચાંગળુક જળ
તો એનો હતો ખપ,
કિન્તુ તમે લાવ્યા
ખોબેખોબા માનવ-રક્ત !
વાતેય સાચી
આપણી તો સગાઇ જ લોહીની
પણ-
ભૂલે લોહી ભાષાને કે ભાષા ભૂલે લોહી
ત્યારે કોણ, કોને પૂછે :
કેમ તોતડાય છે સહુની જીભ ?
શું થયું છે આપણી ભાષાને ?
લાવો ક્યાંકથી-
તૂટલી-ફૂટલી, પણ ભાષા-
લાવો ક્યાંકથી
જે સમજાય આપણ બન્નેને !!

▫

## ઊંડાં રે નવાણો

ડાળ્યું રે વેડીને ખેર્યાં પાંદડાં,
છાંયો દઈને લાધો તડકો તેજ જો;
છાબલિયું કરીએ તો આંખ્યું ઊઘડે !

સાંજ પડ્યે રતુઆઓ ઊડે એકલા,
માળામાં વિંઝાતું આખું આભ જો;
ઝગમગવા લાગ્યા રે નવલખ તારલા !

આ બાજુ ધખધખતા રણની ધૂપ જો,
બેસી આ વાદળની વચ્ચે વીજળી;
ચમકે ને ચમકાવે આઠે અંગમાં !

સાજે રે સરવરિયાં છલછલ લ્હેરતાં,
ઊંડાં રે નવાણો નાવા નોંતરે;
પંડ્યે રે નાહ્યાં નો કોરો આત્મો !

અણગમતાંના કરીએ કેવા ઓરતા,
ગમતીલાં વેરી તો જોજન દૂરનાં;
આંસુડાંને ઠપકો દઈને વારવાં !

## મકરંદ મુસળે

હોય ભલેને લાખ કુટેવો
માણસ તોયે મળવા જેવો

સૌ પૂછે છે સારું છે ને ?
સાચો ઉત્તર કોને દેવો ?

આપ ભલેને હોવ ગમે તે,
હુંય નથી કંઈ જેવો તેવો.

બાળક ખાલી આંખ  મિલાવે
ત્યાં જ મને છૂટે પરસેવો

દર્પણ ચોરેચૌટે શોધે
અસલી ચહેરો હોય છે કેવો ?

❑

કોણ ખરું છે ખોટું શું છે હું પણ જાણું તું પણ જાણે,
મનમાં કોના ઓછું શું છે? હું પણ જાણું તું પણ જાણે.

સૌનું હસવું રડવું સરખું, ચઢવું ને ઓસરવું સરખું,
તોય બધામાં નોખું શું છે? હું પણ જાણું તું પણ જાણે.

ક્યારે કેવી ચાલ રમાશે જો જાણો તો જીતશો, બાકી,
ઊંટ, વજીર, ને ઘોડું શું છે? હું પણ જાણું તું પણ જાણે.

દિલ પર રોજેરોજનું ભારણ સંબંધો તૂટવાનું કારણ,
ઝાઝું નહીં તો થોડું શું છે? હું પણ જાણું તું પણ જાણે.

તારો મોભો, માન, પ્રતિષ્ઠા, વૈભવ, કીર્તિ સૌ રે'વાદે,
કાળું શું છે, ધોળું શું છે? હું પણ જાણું તું પણ જાણે.

❑

જેટલાં ફળ હોય છે સો-એક વૃક્ષમાં,
એટલા અર્થોભર્યા એકાદ શબ્દમાં.

આંખથી જ્યારે વહ્યું ત્યારે ખબર પડી,
સાવ પાણી હોય છે ક્યારેક રક્તમાં.

ટ્રેનમાં જાતો હતો બસ વાત એટલી,
ઝાડવાં દોડી ગયાં મારી વિરુદ્ધમાં.

કાચબો જીતી ગયો એ મેંય સાંભળ્યું.
હોય છે સંભાવના સઘળી પ્રયત્નમાં.

હો બધું જગ્યા ઉપર એમાં જ રસ નથી,
એક બાળકને મજા છે અસ્તવ્યસ્તમાં.

❑

વાત મારી માનશે એવુંય કંઇ નથી,
આમ પણ મારે હવે કે'વુંય કંઇ નથી

કંઇ નથી તારી કને જાણી ગયો છું હું
તારી પાસેથી ખુદા લેવુંય કંઇ નથી.

આમ પોતાનો નથી ગણતા મને કદી
આમ પાછું પારકા જેવુંય કંઇ નથી.

આંગણામાં કોઇ તો આવે કશું કહે
શું કરું મારે શિરે દેવુંય કંઇ નથી.

આંખ તારી મારું સરનામું બની ગઇ,
ઇંટ પથ્થરમાં હવે રે'વુંય કંઇ નથી

મારી મુઠ્ઠીમાં હશે દુનિયા મને હતું.
જેવું મેં ધાર્યું હતું એવુંય કંઇ નથી.

❑

ખળખળ વહેતું પાણી જાણે,
હોય કબીરી વાણી જાણે.

શબ્દો આવ્યા હોઠ સુધી ને
ભીંસ પછી વરતાણી જાણે.

ડોલે ફૂલ ઝુકાવી ગરદન,
રાધા હો શરમાણી જાણે

બાળકના હસવાની સામે,
સ્વર્ગ ભરે છે પાણી જાણે.

હોઠ સુકાયા, આંખો ભીની,
લાગણીઓ ફંટાણી જાણે,

અફવા સીધે રસ્તે પહોંચી,
સચ્ચાઇ અટવાણી જાણે.

કાગો હોઠ સીવીને બેઠો,
કાંઇ નથી એંધાણી જાણે.

❑

આર યા તો પાર હોવી જોઇએ,
જીભને પણ ધાર હોવી જોઇએ.

નોંધ લેવાયા વગર છૂટકો નથી,
હાજરી દમદાર હોવી જોઇએ.

તો પ્રણયમાં આવશે સાચી મજા,
શહેરમાં ચકચાર હોવી જોઇએ.

સાવ સીધીસટ રીતે સમજાઇ ગઇ,
આંખનો અણસાર હોવી જોઇએ.

વાંસળીમાં સૂર જન્માવી ગઇ,
આ હવા, ફનકાર હોવી જોઇએ.

કૃષ્ણ જો આવી ચઢે તો માનજે,
દ્રૌપદી લાચાર હોવી જોઇએ.

❑

રસ નીતરતી સાંજના ઉલ્લાસ જેવું
આપણું હોવું સભામાં ખાસ જેવું.

જોઉં છું કે કોણ રોકે છે તને, જા,
તું ફરી વળ ચોતરફ અજવાસ જેવું.

જ્યાં નજર પહોંચે બધે દેખાય કોઈ,
કોણ પથરાયું હશે આભાસ જેવું.

આ લીધો ને લે ફરી મૂકી દીધો બસ !
શ્વાસનું પણ હોય છે ફકાસ જેવું.

સૂર્ય જેવો સૂર્ય પણ ડૂબી ગયો લે,
ક્યાં બચ્યું છે કોઇમાં વિશ્વાસ જેવું.

❑

વાત મારે સાનમાં કરવી હતી,
આંગળી તારા ભણી ધરવી હતી.

મેં અરીસાઓ બધા રંગી દીધા,
જાતને આમેય છેતરવી હતી.

બાગમાં હું સાવ ધીમેથી ગયો,
ખુશ્બૂઓને બાનમાં કરવી હતી.

મોહરું તરડાઈને તૂટી ગયું,
એ નજર પણ તેજ સોંસરવી હતી

મેં જ મારું મોં પછી જોયું નથી.
વાસ્તવિકતા એટલી વરવી હતી.

❑

યુદ્ધનો ટંકાર કર છૂટકો નથી.
તું જ પહેલો વાર કર છૂટકો નથી.

તું નરો વા કુંજરો વા કહી પછી,
દ્રોણનો સંહાર કર છૂટકો નથી.

એક ઘામાં થાય કટકા એ રીતે
જીભને તું ધાર કર છૂટકો નથી.

ઢાલ સુગ્રીવની કરી વાલી હણ્યો,
રામ, તું સ્વીકાર કર છૂટકો નથી.

સાત કોઠા જાણવાની વાત છે.
પેટમાં 'હું'કાર કર છૂટકો નથી.

❑

પીઠ સૌએ સામસામે થાબડી છે.
આ બધી રીતો મને ક્યાં આવડી છે.

સાવ નાની વાતમાં ભડભડ બળે છે,
આપણું હૈયુંય રૂની ગાંસડી છે.

કામ ચાલી જાય છે શબ્દો વગર પણ,
મૌન તો સંવાદની બારાખડી છે.

પાર્થ પણ પૌરુષ તજી વ્યંઢળ બન્યો છે.
આ ગરજ પણ જો બિચારી બાપડી છે.

છે બધું નિર્ભર તમારા માનવા પર
આમ તો 'ગીતા'ય કેવળ ચોપડી છે.

❑

વખત આવ્યો અને રસ્તો જડ્યો છે જો,
ફરીથી એકડો ઘૂંટવો પડ્યો છે જો.

ધરાને ચૂમવા જેવો ઝૂકું છું ત્યાં,
મને મારો જ પડછાયો નડ્યો છે જો.

ઝરણ અફળાય ને પથ્થર રહે કોરો,
અહમ્ જઇ આપણો ક્યાં આથડ્યો છે જો.

અમારો જીવ લેવામાં કરો જલદી,
સમય બસ માંડ હમણાં સાંપડ્યો છે જો.

બધા પાછા ફરે એવું નથી હોતું.
પતંગ આકાશમાં ઊંચે ચડ્યો છે જો.

❑

મોહરું પહેરી ચકાસી જોઇએ.
આયનામાં જૂઠ ઠાંસી જોઇએ.

ભીતરે બાહર બધે છે આયના,
સાવ છાનું ક્યાંથી નાસી જોઇએ.

માર્ગ હોવો જોઇએ ખુલ્લો હજી,
શક્યતાઓને તપાસી જોઇએ.

મેં નરો વા કુંજરો વા કહી દીધું,
ક્યાં સુધી મોંઢું વકાસી જોઇએ.

ઓળખાશે ભક્તથી ભગવાન પણ,
એક મીરાં જેમ દાસી જોઇએ.

❑

દસ જનમ લીધાં હતાં એણે ફરી ફરી
કોણ કુલડીમાં ભરે પાછું દળી દળી.

તું મને સામે મળે બસ વાર એટલી
હુંય બદલો લઇશ ને તે પણ ગણી ગણી

પ્રેમનો પ્રસ્તાવ મૂકયો મેંય જલ્દીમાં
આબરૂ ચાલી ગઇ મારી રહીસહી

ખાસ એવા માણસોથી ચેતવું રહ્યું,
કોઇ પણ કારણ વગર બોલે નમી નમી.

આ નથી રસ્તો, હવે સમજાય છે મને.
હુંય થાક્યો છું દીવાલોને ચણી ચણી.

❑



★ મકરંદ મુસળે

મોહરું પહેરી ચકાસી જોઈએ.
આયનામાં જૂઠ ઠાંસી જોઈએ.

ભીતરે બાહર બધે છે આયના,
સાવ છાનું ક્યાંથી નાસી જોઈએ.

માર્ગ હોવો જોઈએ ખુલ્લો હજી,
શક્યતાઓને તપાસી જોઈએ.

મેં નરો વા કુંજરો વા કહી દીધું,
ક્યાં સુધી મોઢું વકાસી જોઈએ.

ઓળખાશે ભક્તથી ભગવાન પણ,
એક મીરાં જેમ દાસી જોઈએ.



દસ જનમ લીધાં હતાં એણે ફરી ફરી
કોણ કુલડીમાં ભરે પાછું દળી દળી.

તું મને સામે મળે બસ વાર એટલી
હુંય બદલો લઈશ ને તે પણ ગણી ગણી

પ્રેમનો પ્રસ્તાવ મૂક્યો મેંય જલ્દીમાં
આબરૂ ચાલી ગઈ મારી રહીસહી

ખાસ એવા માણસોથી ચેતવું રહ્યું,
કોઈ પણ કારણ વગર બોલે નમી નમી.

આ નથી રસ્તો, હવે સમજાય છે મને.
હુંય થાક્યો છું દીવાલોને ચણી ચણી.



પીઠ સૌએ સામસામે થાબડી છે.
આ બધી રીતો મને ક્યાં આવડી છે.

સાવ નાની વાતમાં ભડભડ બળે છે,
આપણું હૈયુંય રૂની ગાંસડી છે.

કામ ચાલી જાય છે શબ્દો વગર પણ,
મૌન તો સંવાદની બારાખડી છે.

પાર્થ પણ પૌરુષ તજી વ્યંઢળ બન્યો છે.
આ ગરજ પણ જો બિચારી બાપડી છે.

છે બધું નિર્ભર તમારા માનવા પર
આમ તો 'ગીતા'ય કેવળ ચોપડી છે.

❑

વખત આવ્યો અને રસ્તો જડ્યો છે જો,
ફરીથી એકડો ઘૂંટવો પડ્યો છે જો.

ધરાને ચૂમવા જેવો ઝૂકું છું ત્યાં,
મને મારો જ પડછાયો નડ્યો છે જો.

ઝરણ અફળાય ને પથ્થર રહે કોરો,
અહમ્ જઇ આપણો ક્યાં આથડ્યો છે જો.

અમારો જીવ લેવામાં કરો જલદી,
સમય બસ માંડ હમણાં સાંપડ્યો છે જો.

બધા પાછા ફરે એવું નથી હોતું.
પતંગ આકાશમાં ઊંચે ચડયો છે જો.

❑

સૌ પ્રસંગો એમ સંભાળી લઉં છું.
હું મને અવસર મુજબ ઢાળી લઉં છું.

એ મને તારા વિશે જ્યારે પૂછે છે,
બહુ સિફતથી વાતને વાળી લઉં છું.

ધારણામાં એટલે સાચો ઠરું છું.
શક્યતાઓ સો વખત ચાળી લઉં છું.

છે મને મારા વિશે ઊંચા ખયાલો
હું ભરમ કંઇ કેટલા પાળી લઉં છું.

સ્વસ્થ હોવા જોઇએ સંબંધ એથી
લોહી જેવા લોહીને ગાળી લઉં છું.

□

હો નદી સાગર મહીં ભળે, ભળે ને ભળે.
લોહી લોહીની તરફ વળે, વળે ને વળે

મેં સહજ ઝીલ્યો હતો અજાણતામાં સૂરજ
હાથ બાકી આમ પણ બળે, બળે ને બળે.

આભ ફાટે કે ધરા, વિધિ લખે ના લખે,
હૂંફ માની સોડમાં મળે, મળે ને મળે.

માત્ર ઊગી ના શકે, નિયમ છે સંસારનો,
હો દિવસ કે જિંદગી ઢળે, ઢળે ને ઢળે.

આંખ - દષ્ટિ - દશ્ય, શબ્દ -અર્થ વર્ષો થયાં,
એકબીજાંને હજી, છળે, છળે ને છળે.

□

હૃદય પર પ્રહારો ખમીને રહું છું
ઘણી વાર હું સમસમીને રહું છું.

ખબર છે ગુમાવુંય હું દ્રૌપદીને
આ ચોપાટ તો પણ રમીને રહું છું.

મને સ્થિર કરવાના યત્નો ત્યજી દે,
સમયચક્ર છું હું ભમીને રહું છું.

નથી કોઈ જાદુ નથી આ કરિશ્મા
નમું છું હું તેથી ગમીને રહું છું.

હવે ભીંત ભીનાશ પકડી રહી છે
હું વરસાદ માફક ઝમીને રહું છું.

❑

પાનખર ઘેરી વળી છે ચેતજે,
ખૂશ્બુઓ બેબાકળી છે ચેતજે.

શક્ય છે કે નામ તારું નીકળે,
મેંય અફવા સાંભળી છે, ચેતજે.

આ વખત ગંભીરતાથી કામ લે.
હાય દિલથી નીકળી છે ચેતજે

દોટ નાહક ના મૂકો પાછળ કદી,
આ પ્રસિદ્ધિ આંધળી છે, ચેતજે.

તું જ અર્જુન એકલો યોદ્ધો નથી,
કર્ણ પણ બાણાવળી છે, ચેતજે.

❑

વસંતી વાયરો વંઠેલ છે, ન્હોતું કહ્યું?
બહેકવું એ જ એનો ખેલ છે, ન્હોતું કહ્યું?

કદી આવે, ન આવે, ભીંજવે - ના ભીંજવે,
અષાઢી વાદળી રખડેલ છે ન્હોતું કહ્યું?

વરસ આ સોળમું બેઠું ને ઘોડા થનગન્યા,
હસે છે, કેટલી ગાફેલ છે! ન્હોતું કહ્યું?

નથી કંઇ કામની આ બાણવિદ્યા કે ગદા,
જુગારી દાવ પર બેઠેલ છે ન્હોતું કહ્યું?

ગળેથી એક ડૂમો બહાર ના આવી શક્યો,
છટકવું કેટલું મુશ્કેલ છે ન્હોતું કહ્યું?

ખુદા પણ નહીં ધરે તારી વ્યથાને કાન પર,
ગુનામાં એય પણ સામેલ છે, ન્હોતું કહ્યું?

❑

તુંજ મને સમજાવ સહેલી
કોને માથે દાવ સહેલી

ચાલ તને અજમાવું આજે
તુંય મને અજમાવ સહેલી.

નાની વાતે ટાંકો તૂટ્યો
સંબંધો સંધાવ સહેલી

તારો મારો શું છે નાતો
તું જ મને સમજાવ સહેલી.

સપનાને સપનું રહેવા દે
તું તો ભોળી સાવ સહેલી

તારી આંખોમાં છલકે છે
સરવર, કૂવા, વાવ સહેલી.

દરિયા સામે બાથ ભીડે છે
કોઈ ખખડધજ નાવ સહેલી

ઇશ્વર એવો દીસે સૌને
જેવો જેનો ભાવ સહેલી

❑

અળગી કદી નથી તને મેં અવગણી નથી,
તું પ્રેમનો ન માપ એની માપણી નથી.

અથવાનું મન કરે કદી કેદીને આવજે,
ભીંતો અમારી એટલી ઊંચી ચણી નથી.

આવે કાગળમાં જે રીતે બસ આવવા દીધી,
મેં લાગણીની કોઈ દી' માત્રા ગણી નથી.

હું આયનામાં જાત જોઈ ખળભળી ઊઠ્યો,
સારું છે એમની નજર મારા ભણી નથી.

દેખાઉં છું, તો છું નહીં, ને એટલેજ તો,
મારી છબીને મેં કદી મારી ગણી નથી.

એથી જ પ્રેમ પામવાની આશા છે હજી,
તેં હા કહી નથી મને, ના પણ ભણી નથી.

# વ્હાન રામોન હિમેનેથ* :
# કવિ-પરિચય, ભૂમિકા ને કાવ્યાનુવાદ : મહેશ દવે

સ્પેનમાં દક્ષિણે આવેલો છે અન્ડલૂઝિયૂઅનો રમ્ય પ્રદેશ. પ્રકૃતિની તેના પર મહેર છે. ત્યાંના મોગ્યુએર નામના ગામમાં ૧૮૮૧માં વ્હાન રામોન હિમેનેથનો જન્મ. કવિ સુખી અને સંસ્કારી કુટુંબના સંતાન હતા. ઊર્મિકાવ્યધારાની લાંબી અને વૈવિધ્યભરી પરંપરાના વાતાવરણમાં કવિ ઊછર્યા. રમણીય પ્રકૃતિ-પરિસરમાં સાદગી-ભરેલું જીવન અને અપાર વિસ્મયથી રોમાંચિત ભાવસૃષ્ટિ એમનાં સદ્‌ભાગ્યમાં હતાં. રંગ, રૂપ, ફૂલ, ગંધ, વૃક્ષ, વનસ્પતિ, નદી, નાળાં, પહાડ, સરોવર, હરિયાળી, સૂરજ, શશી, સાગર, પક્ષી, પ્રાણી ને માનવસૃષ્ટિનો સંસાર અને દિવ્યતાનો રહસ્યમય અનુભવ કરાવે તેવું વિસ્મયપ્રેરક વિશ્વ તેમને મળ્યું હતું. કવિનાં હાડ-માંસ આ વાતાવરણથી રસાયાં. ભીતર રહેલું ઈશ્વરદત્ત કવિબીજ કોળ્યું. પાસે જ હતું પાલોસ બંદરનું બારું. ત્યહીંથી જ કોલંબસે નવા વિશ્વની શોધ માટે પ્રયાણ આરંભેલું. ચોર્યાસી બંદરના વાવટા જેવું મોટું શહેર સવ્વીલે પણ નજીકમાં જ. દુનિયાભરનાં ઐશ્વર્ય અને કલાકારીગીરીના નમૂના ત્યાંના બંદરગાહે ઠલવાતાં.

મોગ્યુએરના ગ્રામપ્રદેશનો ખૂણેખૂણો હિમેનેથને પરિચિત. જળ-સ્થળ સાથે આત્મીય ઘરોબો. તેમાંથી જ મળ્યો હતો તેમને પ્રેરણાનો અખૂટ સ્રોત. કિશોરવયમાં ચિત્રકળાનો અભ્યાસ કરવા કવિ સવ્વીલે જઈ વસેલા. મોગ્યુએર પાછા આવીને રંગ-પીંછીને બદલે તેમણે શબ્દ ને લયસંગીતથી કિશોરવયમાં જ કાવ્યો કરવા માંડ્યાં. સવ્વીલેનાં વૃત્તપત્રો ને માજ્રેડ(Madrid)નાં સામયિકોમાં તેમની કવિતાઓ આદર પામી. આ જ અરસામાં સ્પેને તેના સામ્રાજ્યના ક્યુબા, પ્યુરટે રિકો ને ફિલિપાઇન્સ જેવાં સંસ્થાન ગુમાવ્યાં. સ્પેનિશ ભાષામાં 'અધુનાવાદ' (modernism)ના પ્રણેતા રૂબેન દારિયો નિકારાગ્વાથી સ્પેન આવ્યા, રાજધાની માજ્રેડમાં વસ્યા. એ વખતના બે સન્માન્ય કવિકુલગુરુ, અઢાર વર્ષના હિમેનેથની કવિતામાં તેમને વિત્ત દેખાયું. હિમેનેથને તેમણે પત્ર પાઠવ્યો, માજ્રેડ આવી તેમના નવકવિવૃંદમાં જોડાવા આમંત્રણ આપ્યું. ૧૯૦૦ના એપ્રિલમાં હિમેનેથ માજ્રેડ આવ્યા, દારિયો સાથે જોડાયા.

---

*આપણે ત્યાં આ કવિનું નામ વૉન યિમેનેઝ તરીકે પ્રચલિત છે, પણ ઉચ્ચાર-શબ્દકોશ વ્હાન હિમેનેથ તરીકેનો ઉચ્ચાર દર્શાવે છે. સ્પેનિશ માતૃભાષા ધરાવતા ગુજરાતીના જાણકાર ફાધર ઈશુદાસ કવેલી પણ વ્હાન હિમેનેથ ઉચ્ચારનું સમર્થન કરે છે (આધાર ભોળાભાઈ પટેલ સાથેની તેમની ચર્ચા). તેથી 'ડૉન ક્વીક્ઝોટ' સુધારી 'ડૉન કિહોટે' કર્યું તેવી જ રીતે હિમેનેથ ઉચ્ચાર અપનાવવો રહ્યો.

હિમેનેથની કવિતાથી દારિયો પહેલેથી જ પ્રસન્ન. એક સુંદર સૉનેટ રચી દારિયોએ હિમેનેથની કવિપ્રતિભા અને કવિકર્મનું અભિવાદન કર્યું. ઓગણીસ વર્ષની વયે ૧૯૦૦ની સાલમાં દારિયોની નિશ્રામાં હિમેનેથનો પ્રથમ કાવ્યસંગ્રહ Violet Souls પ્રગટ થયો.

૧૯૦૫ સુધી હિમેનેથ માજેડમાં રોકાઈ પડ્યા, એ દાયકાના નવકવિવૃંદમાં અગ્રેસર થયા. જોકે ૧૯૦૨થી જ તેમણે પોતાની નવી-નોખી વૈયક્તિક કવિપ્રતિભા વિકસાવવા માંડી. કોઈની કંઠી બાંધીને કવિતા કરે એમાંના એ માણસ નહોતા. જ્યાં લાગ્યું ત્યાં કવિવૃંદના સાથીદારોની કવિ તેમજ મનુષ્ય તરીકે ટીકા કર્યા વગર હિમેનેથ રહી શક્યા નહીં. સ્વાસ્થ્યનું કવિને પહેલેથી જ લેણું નહોતું. નાજુક તબિયત અને અવારનવાર આવી જતાં વિષાદનાં વાદળોને કારણે ૧૯૦૫માં કવિ વતનમાં પાછા ફર્યા. એકાકીપણા અને એકાન્તવાસમાં મોગ્યુએરમાં દિવસો વીત્યા, પણ કાવ્યપ્રવૃત્તિ એવી ને એવી જ ચાલુ રહી. ઓગણીસથી છત્રીસ વર્ષની વયનાં ૧૭ વર્ષોમાં ૧૭ જેટલા કાવ્યસંગ્રહો તેમણે આપ્યા છે અને તે પછી પણ અસંખ્ય ગ્રંથસ્થ અને અગ્રંથસ્થ કાવ્યસમૃદ્ધિ કવિ પાસેથી મળી છે.

૧૯૧૨માં હિમેનેથ ફરી માજેડ આવ્યા. તેમની કવિતાની ચાહક એવી અર્ધ-અમેરિકન, અર્ધ-સ્પેનિશ યુવતી ઝેનોબિયા કામ્પ્રુબીનો સાથે પરિચય થયો. ઝેનોબિયા નાનપણથી અંગ્રેજી ભાષાનાં જાણકાર. રવીન્દ્રનાથના 'ગીતાંજલિ' અને 'ધ ક્રેસન્ટ મૂન' (અંગ્રેજી અનુવાદો) તેમણે વાંચેલા. તેમાંથી તેમણે સ્પેનિશ ભાષામાં કેટલાક અનુવાદ કર્યા, હિમેનેથને તે વંચાવ્યા. ટાગોરમાં હિમેનેથને જાણે પોતાના જ ગોત્રના કવિનો પરિચય થયો. એક સ્પેનિશ વિવેચકે કહ્યું છે, 'રવીન્દ્રનાથની કવિતાએ હિમેનેથ અને ઝેનોબિયા વચ્ચે Cupid(કામદેવ)નું કામ કર્યું.' બંને વચ્ચે પ્રણય પાંગર્યો. ૧૯૧૬માં ઝેનોબિયા પોતાનાં સગાંવહાલાંઓને મળવા ન્યૂયૉર્ક ગયાં. 'ફિયાન્સે' હિમેનેથ તેની સાથે થયા. ન્યૂયૉર્કમાં બંને લગ્નગ્રંથિથી જોડાયાં. લગ્ન પછી બંને વીસેક વર્ષ માજેડ રહ્યાં. ઝેનોબિયાનું રવીન્દ્ર-અનુવાદકાર્ય ચાલતું રહ્યું. રવીન્દ્રનાથનાં આઠ જેટલાં પુસ્તકોના અનુવાદ તેમણે કર્યા છે. બધામાં હિમેનેથનો સંસ્પર્શ અને દરેકમાં પ્રસ્તાવનારૂપે હિમેનેથે પોતાના ગદ્યકાવ્યથી ભૂમિકા બાંધી આપી છે.

૧૯૩૬માં સ્પેનમાં 'સિવિલ વૉર' થઈ. તે વખતે હિમેનેથ-દંપતી અમેરિકા ચાલ્યું ગયું; પ્યુરટે રિકો, ક્યુબા, મિયામી, વૉશિંગ્ટન, મેરીલૅન્ડ, આર્જેન્ટિના ને ઉરુગ્વે રહ્યાં.

જુદી-જુદી યુનિ.ઓમાં અધ્યાપનકાર્ય કર્યું. ૧૯૫૬માં તેમને નોબેલ પ્રાઇઝ મળ્યું. તેની જાહેરાતના ત્રીજા જ દિવસે ઝેનોબિયા અવસાન પામ્યાં. હિમેનેથ ભાંગી પડ્યા. પ્રેમાળ, સમજદાર, સમાન રસ ધરાવતી અને સમર્પિત પત્નીનો વિયોગ વસમો થઈ પડ્યો. બે જ વર્ષમાં, ૧૯૫૮માં તેમને સાથ આપવા હિમેનેથે પણ અંતિમ પ્રયાણ કર્યું. 'મોગ્યુએરની ધરતી પરના ભૂરા અનંત આકાશ તળે' બંનેની કબર બાજુબાજુમાં છે.

બાહ્ય જગતનાં તત્ત્વોથી અંતરતમમાં જાગતાં સંવેદનોની અભિવ્યક્તિથી કવિતાની શરૂઆત થાય છે. તે પછી કવિતામાં પ્રવેશે છે વાસ્તવ અને બુદ્ધિવાદ. છેલ્લે દિવ્ય સૌંદર્યની સૂક્ષ્મ, શુદ્ધ અભિવ્યક્તિથી મોટા ગજાનો ઉત્તમ કવિ પ્રશિષ્ટ શાશ્વતી પ્રાપ્ત કરે છે. હિમેનેથના કવિજીવનમાં આવા ત્રણ તબક્કા દેખાય છે. હિમેનેથના જીવનમાં ચિત્રકળા અને સંગીતનું આગવું અને ગજબનું સ્થાન હતું. રંગરૂપ અને લય-સંગીતનું તેમની કવિતામાં અનોખું પ્રાધાન્ય રહ્યું. તેથી સુયોગ્ય રીતે જ તેમના કવિજીવનના ત્રણ તબક્કા રંગ અને સંગીતના સંકેતથી નોખા પડાય છે. ૧૯૦૦થી ૧૯૧૬નો પ્રથમ સમય પીળાં ને લીલા રંગ તથા આત્મ-વિષાદ સંગીતથી જુદો પડે છે. ૧૯૧૭થી ૧૯૩૬નો સમય શુભ્ર-શ્વેત તથા પ્રીત-સંગીતથી ભરેલો છે. ૧૯૩૭થી મૃત્યુ સુધીના છેલ્લા તબક્કામાં અદૃશ્ય રંગ અને દિવ્ય સંગીતની પ્રશિષ્ટ શાશ્વતી પ્રગટી છે.

પ્રથમ તબક્કાની શરૂઆતમાં 'અધુનાવાદ' અને ફ્રેંચ પ્રતીકવાદની અસર વર્તાય છે. જોકે તેમની મૂળ સાદગી અને લયસંગીત પણ સાથે જ પ્રવર્તે છે. બહુ થોડા જ વખતમાં દારિયો અને તેમના વૃંદ તથા ફ્રેન્ચ પ્રતીકવાદની અસરમાંથી હિમેનેથ મુક્ત થઈ ગયા, પોતાની આગવી પ્રતિભા વિકસાવી અને સ્પેનિશ કવિ બેકરની પરંપરામાં પાછા ફર્યા. આત્મીયતામાં પરિણમતી વૈયક્તિક અંગતતા અને શબ્દસંગીત તરફ વળ્યા. 'રાતનો સમય', 'બધા મારગ', 'કશું નથી ત્યાં' ( કાવ્યઅનુવાદ ક્રમ ૧,૨, ૩) ઇ. પહેલા તબક્કાનાં કાવ્યો છે. 'પ્લેટેરો અને હું'નાં ગદ્યકાવ્યો (કા.અ.ક્ર. નં.૪થી૮) પણ ૧૯૦૭થી ૧૯૧૬ના ગાળામાં લખાયેલાં. જોકે તે પ્રગટ પાછળથી થયાં.

'ડાયરી ઑફ અ ન્યૂલી-વેડ પોએટ'(૧૯૧૭)થી નવો વળાંક આવ્યો. પેસિફિક મહાસાગર વળોટી કવિ અમેરિકા પહોંચ્યા છે. સાગરના અસીમ અનંત વ્યાપના સૌંદર્યથી કવિતાઓ ઊભરાવા માંડી(દરિયા કા.અ.ક્ર.નં.૧૩,૧૬). વિશ્વ સાથે તાદાત્મ્ય સધાયું, રચનાઓ વધારે સઘન, ચોક્કસ, લાઘવયુક્ત, અનાવૃત અને પારદર્શક બનવા

માંડી. કવિતાના વિષય પરના તેમનાં કાવ્યોમાં કવિતાવિચારનો વિકાસ અને આત્મ-વિવેચન જોવા મળે છે(જુઓ કા.અ.ક.નં.૧૭). સૌંદર્ય, પ્રેમ અને મૃત્યુ કવિના શાશ્વત અને સ્થાયી વિષયો રહ્યા (જુઓ કા.અ.ક. નં. ૨, ૯, ૧૦, ૧૧, ૨૧, ૨૩, ૨૫). તેમની કવિતા અને વિચારો વસ્તુઓના અસલ સ્વરૂપને પારખવા તરફ વળ્યા(જુઓ કા.અ.ક.નં.૧૨,૧૯). અતીતનાં ખટમધુરાં સ્મરણો તેમની કવિતામાં અવારનવાર વ્યક્ત થયાં છે (જુઓ કા.અ.ક.નં.૧૮,૨૨). મુક્ત છંદમાં વિહરતાં પહેલાં કવિએ સૉનેટના સુઘટ્ટ સ્વરૂપમાં સિદ્ધિ દાખવી (Spritual Sonnets). ખ્રિસ્તી પરંપરાની 'મિસ્ટિક' કવિતા તથા યેટ્સ અને રવીન્દ્રનાથના કાવ્યવિશ્વનું પરિશીલન તેમને નવી દિશા આપી ગયું.

કવિતાને વધુ ને વધુ શુદ્ધ અને પૂર્ણ બનાવવાની ભાવનાએ હિમેનેથને દિવ્ય તત્ત્વની અનાવૃત કવિતા (Naked poetry) તરફ વાળ્યા. કવિ આધ્યાત્મિક વિશ્વના યાત્રી બન્યા. તેમણે કહ્યું છે, 'કવિતાનો મારો સમગ્ર વિકાસ ઈશ્વર તરફનો વિકાસ છે.' 'દાયકાના કવિવૃંદ'ના સાથીઓએ હિમેનેથની આકરી ટીકાઓ કરી. કવિતાને બદલે રહસ્યવાદનો ડોળ તેમને ખપતો નહોતો. પણ ખરી કસોટી તો એ છે કે તેમનો વિષય ગમે તે હોય તેમની કવિતા કેવી બની છે તે મહત્ત્વનું છે. આ ચારણે હિમેનેથ પાર ઊતરે છે એટલું જ નહીં તેમણે સ્પેનિશ તેમજ વિશ્વકવિતાને નવલું રૂપ આપ્યું છે.

હિમેનેથ શરૂઆતથી જ પોતાની કવિતા ઉપરાંત અન્ય પ્રતિભાશાળી કવિઓને આગળ લાવવામાં અને તેમની કવિતા પ્રગટ કરવામાં અગ્રેસર રહ્યા. તેમણે એક પછી એક 'હેલીઓસ', 'ઇન્ડાઈસ', 'સી' જેવાં સામયિકોનું સંપાદન કર્યું. યુવાન કવિઓની એક નવી પેઢી તેમણે તૈયાર કરી જેમાં રાફેલ અલબર્ટી, લોર્કા, સલેનસ અને ગિલેન જેવાઓનો સમાવેશ થાય છે. તેમની માન્યતા હતી : 'યુવાનોને પ્રોત્સાહન આપો, પીઢ-પરિપક્વને ખખડાવો ને તેમની પાસેથી મોટી અપેક્ષા રાખો તથા વૃદ્ધોને સહિષ્ણુતાથી સહી લો.' ગ્યુઈથેની પ્રાણવાન ઉક્તિ : 'આગળ વધો તારલાની જેમ, ઉતાવળ વિના અને આરામ લીધા વગર', એ તેમનો જીવનમંત્ર હતો. તેમના જીવનમાં હિમેનેથે આ મંત્ર સાર્થક કર્યો.



૧

## રાતનો સમય

મારી ભીતર ઊંડેઊંડે
ચંદ્ર રેલતો તેજનાં ઝરણાં
મીઠાં જળના શાંત સરોવર
જેવી થાતી મારી રમણા

ને સર્વેના સુખને માટે
મારું ભીતર છલછલ છલકે
વિશ્વબાગની ધારે-ધારે
પ્રકાશનાં જળ પ્રસરે-પ્રસરે

જળ તો જોડે ફૂલ ને તારક
જગવે તૃષા: દિવ્ય ઝળહળાં
જેમાં દીસે ભૂરા પ્રદેશો
પ્રેમ તણી નૌકા તૂટી ત્યાં
તેના વીખરેલા અવશેષો.

૨

## આવવું તારી કને

બધા મારગ બપોરના
રાત્રે થઈ જાય છે એક.
પ્રિયે, એ માર્ગે આવવું મારે, તારી કને
સાવ સલામત છુપાઈને છેક.

એ માર્ગે થઈ આવવું તારી કને
પર્વતમાળા પર પથરાયેલા પ્રકાશની જેમ,
દરિયા પરથી આવતી લહરની જેમ,
ફૂલોની ફોરમની જેમ. □

# કશું નથી ત્યાં

– કશું નથી ત્યાં. માત્ર છે પાણી. – કંઈ નથી એ?
પાણી એ શું કશું નથી રે?
કોઈ નથી ત્યાં. ફક્ત છે ફૂલ. – કાંઈ નથી ત્યાં?
ફૂલ હોય તે કશું નથી શું?

– કોઈ નથી ત્યાં. પવન હતો એ. – કોઈ નહીં તે?
પવન એટલે કોઈ નથી શું?
કશું નથી. કેવળ ભ્રાન્તિ – કશું નહીં એ?
અને ભ્રાન્તિ કશું નથી કે?

# પ્લેટેરો અને હું : અન્ડાલ્યુસિયન કરુણપ્રશસ્તિ'

**એ નામના કાવ્યગુચ્છમાંથી કેટલીક અનૂદિત કૃતિઓ**

*(હિમેનેથે લખેલાં Platero and I : An andalusian Elegy નામના પુસ્તકમાં ૧૦૭ ગદ્યકાવ્યોનો ગુચ્છ છે. સ્પેનિશ ભાષામાં લખાયેલાં ગદ્યકાવ્યોમાં આ કાવ્યો ઉત્તમોત્તમ ગણાયાં છે. લુપ્ત થઈ ચૂકેલા તેમના બાળવય અને કિશોરકાળના અન્ડાલ્યુસિયાના સમયને આ કાવ્યોમાં કવિએ ગાયો છે. વીતી ગયેલા એ સમય અને સ્મૃતિ બની ગયેલા એ પ્રકૃતિ-પરિસર માટેનાં ઝંખના, વિલાપ અને ખિન્ન-ઉદાસ સંગીત કાવ્યોમાં ઊપસી આવ્યાં છે. બાળગોઠિયાઓ અને મિત્ર-ગર્દભ પ્લેટેરો સાથે પસાર કરેલી ક્ષણો અને માણેલી ગમ્મતોનું કારુણ્ય પણ કાવ્યોમાં જોવા મળે છે.)*

૪

## પ્લેટેરો

પ્લેટેરો મખમલી રુવાંટીવાળો નાનકડો એવો ગર્દભ છે. એનો સ્પર્શ એટલો સુંવાળો છે કે જાણે હાડકાં વિનાનો રૂનો ગોટો. જળધારના અરીસાઓની બનેલી કાળા સ્ફટિકના રત્નમણિશી તેની આંખો જ ફક્ત નક્કર લાગે છે.

હું એને છૂટો મૂકી દઉં છું ને એ વાડીમાં હરે-ફરે છે. ભૂરાં અને સોનેરી, નાજુક ગુલાબનાં ફૂલોને એ એના નાકથી હળવે-હળવે લાડથી ચૂમે છે... હું એને વહાલથી સાદ દઉં છું, 'પ્લેટેરો!' અને વહાલી લાગે તેવી ખદડુક-ખદડુક દુડકી ચાલે રમ્ય ગોપકાવ્યના આછા હાસ્યના રણઝણ નાદે તે મારી કને આવે છે.

હું જે કંઈ આપું તેને તે આરોગી જાય છે. પોચી છાલવાળાં નાનકડાં સંતરાં, સુકાયેલી મસ્કતી દરાખ અને જામી ગયેલાં મધનાં ટીપાંથી અભિષિક્ત જાંબુડિયાં અંજીર તેને ભાવે છે.

એ બાળક જેવો પ્રેમાળ અને નાજુકડો છે, પણ સાથે જ ખડક જેવો મજબૂત અને ખડતલ છે. એના પર સવાર થઈ નગરના સીમાડા પરની શેરીઓમાં રવિવારે હું નીકળી પડું છું ત્યારે રવિવારનાં સ્વચ્છ વસ્ત્રોમાં સજ્જ થયેલાં, ધીરેધીરે ડગ માંડતાં નગરવાસીઓ તેને જોઈ રહે છે અને વિચારમાં પડી જાય છે :

'વજ્જર જેવો છે એ,' લોકો બોલી ઊઠે છે.

હા, વજ્જર જેવો જ છે. વજ્ર અને સાથે જ ચંદ્ર જેવો રૂપેરી.

## ૫

# સંધ્યાકાળની રમતો

નદીના સુકા ભાઠા સામેની બેહાલ ગલીકૂચીના, ગોધૂલિ સમયના સુરખઈ અંધારામાં, ઠંડીથી અકડાયેલાં અંગો સાથે પ્લેટેરો ને હું દાખલ થઈએ છીએ ત્યારે ગરીબ-ગુરબાં લોકનાં ટાબરિયાં પાઠ ભજવવાનું નાટક કરવાની રમતો રમતાં હોય છે. ભિખારી બનવાનો પાઠ કરી તેઓ એકબીજાને ભડકાવે છે. કોઈ માથા પર ગૂણપાટ ઓઢે છે, બીજો વળી પોતાને આંધળો કહી ઓળખાવે છે તો ત્રીજો વળી લંગડા હોવાનો ખેલ પાડે છે..

કંઈ નહીં તોય એમની પાસે પહેરવા જૂતાં ને કપડાં તો છે, વળી ગમે તેમ કરીનેય એમનાં માવતરોએ તેમને ખવડાવ્યું પણ છે એટલે બાળસહજ ચંચળવૃત્તિથી વળી તેઓ રાજકુંવર અને કુંવરીના પાઠમાં પણ આવી જાય છે.

'મારા બાપુ પાસે ચાંદીનું ઘડિયાળ છે.'

'ને મારા બાપુ પાસે અશ્વ છે.'

'તો મારા બાપુ કને બંદૂક છે.'

ઘડિયાળ ભળભાંખળે તેને ઉઠાડવા માટે, બંદૂક જે ભૂખ ભાંગી શકતી નથી અને અશ્વ જે દુર્દશાની ખાઈમાં જ દોરી જાય છે...

એકબીજાના હાથ પકડી છોકરાંવ પછી ગોળ ગોળ ઘાણી ફરે છે. પ્રવાહી સેર જેવા દૂબળા-પાતળા બિલોરી સ્વરે એકાદ નાની છોકરડી ગર્વભેર રાજકુંવરી માફક ગાન છેડે છે :

> 'હું છું યુવાન વિધવા
> મહાન ઉમરાવ ઓરલે...ની...'

હા, ભલે, ભલે! ગરીબ-ગુરબાંનાં છોકરાંવ, ગાઓ, સપનાં જુઓ! બહુ જલદી યુવાનીનો દોરો ફૂટશે ત્યારે શિયાળાના અંચળામાં ભિખારીની જેમ વસંત તમને બિવડાવી મૂકશે!

'ચાલ ભાઈ પ્લેટેરો, અહીંથી ચાલી નીકળીએ.'

## ૬

# કાંટો

પ્લેટેરો ગોચરમાં આવ્યો ત્યારે તેનો પગ લંગડાતો હતો. હું તરત નીચે જમીન પર બેસી ગયો.

'શું થયું છે, બચ્ચા?'

નબળા, લંગડાતા પ્લેટેરોએ તેનો આગલો જમણો પગ ઊંચો કર્યો ને ખરીના તળિયાનો ભાગ મને બતાવ્યો. રસ્તાની બળબળતી રેતીને જરાક જ અડતી તેની ખરી ઊંચી રહેતી હતી.

તેના દાક્તર દારબૉન કરતાંય વધારે કાળજીથી મેં તેના આગળના પગને વાળ્યો, લાલ લાલ થઈ ગયેલું તળિયું જોયું. હૃષ્ટપુષ્ટ નારંગીના ઝાડનો લાંબો લીલો કાંટો નીલમણિના નાનકડા ગોળ છરાની જેમ ત્યાં ભોંકાઈને રહ્યો હતો. પ્લેટેરોની પીડાથી હું વલોવાઈ ગયો. મેં કાંટો ખેંચી કાઢ્યો. મેઘધનુષી પીળા પાણીના વહેળામાં એ ગરીબડા પ્રાણીને હું લઈ ગયો જેથી ચોખ્ખી ખળખળ જીભ વડે પાણી તેના નાનકડા ઘાવને ચાટીને મટાડી દે.

પછી અમે શ્વેત સમુદ્ર તરફ આગળ વધ્યા. આગળ-આગળ હું હતો. હજી થોડોક લંગડાતો-લંગડાતો એ મારી પાછળ-પાછળ આવ્યો. હળવે-હળવે મારા ખભાને સ્પર્શી હજી તે મારું ધ્યાન ખેંચવા કોશિશ કરતો હતો.

૭

# ખસિયલ કૂતરું

દૂબળો, પાતળો, હાંફતો એ ક્યારેક-ક્યારેક બગીચાના આઉટહાઉસમાં આવતો. 'હડ'.. 'હડ'ના દેકારા સાંભળવા અને પથરા ખાવા ટેવાયેલો બિચારો ખસિયલ કૂતરો અહીંથી તહીં નાસભાગ કર્યા કરતો. કૂતરાં પણ તેને રાક્ષસી દાંત ને નહોરિયાં દેખાડતાં અને બળબળતા સૂરજના તાપમાં, ભરબપોરે, વિષાદ-વેદનાથી ભરેલાં ધીમાં ડગ ભરતો એ ટેકરી નીચે ચાલ્યો જતો.

તે બપોરે એ હાયેનાની પાછળ-પાછળ આવ્યો. એકાએક ચડી આવેલા ગુસ્સાના તોરમાં ચોકીદારે તેની શૉટગન કાઢી. હજી હું આવું એટલામાં તો ખસિયલ કૂતરા પર તેણે ગોળી છોડી. તે અટકાવવાની મને તક જ ન મળી. આ ગોળી સાથેના શરીરે બિચારા કૂતરાએ એકાદ ક્ષણ હચમચાવી મૂકે તેવું અડબડિયું ખાધું, આકાશભેદતી પીડાની કારમી કિકિયારી નાખી ને અકાશિયાના વૃક્ષ નીચે એ ઢળી પડ્યો.

ઊંચી ડોકે પ્લેટેરો કૂતરાને તાકી રહ્યો. ડરની મારી હાયેના અમારા બધા વચ્ચે આમતેમ અથડાતી રહી. કદાચ પસ્તાવો અનુભવતો ચોકીદાર કોઈને પણ ઉદ્દેશ્યા વગર લાંબાં-લાંબાં સ્પષ્ટીકરણ કરતો રહ્યો, પોતા પર વધારે ને વધારે ગુસ્સો તેનામાં દેખાતો ચાલ્યો. પશ્ચાત્તાપમાંથી ઊગરવા તે – નિરર્થક – યત્ન કરતો રહ્યો. હણાયેલા કૂતરાની સાજી આંખ પાતળા પડળથી ઢંકાઈ ગઈ, બરાબર એવી જ રીતે વાદળની છાયાથી સૂરજ જાણે શોકમાં કાળોધબ થઈ ગયો. બપોરની વામકુક્ષીનો સમય પથરાતો ગયો તેમ-તેમ સોનવર્ણાં ખેતરો અને મરી ગયેલા કૂતરા પર અકળાવનારી નીરવ શાંતિ ફેલાતી ગઈ. દરિયા પરથી આવી રહેલી લહેરોથી નીચું વળી ગયેલું નીલગિરિનું વૃક્ષ વધુ ઊંડા શ્વાસે જોશથી રુદન કરી ઊઠ્યું.

## ૮

# મૃત્યુ

મેં જોયું તો પ્લેટેરો ઘાસની પથારીમાં પડ્યો હતો. તેની આંખો સાવ નરમ અને વેદનાથી ભરેલી હતી. તેની પાસે જઈ મેં તેને પંપાળ્યો-થાબડ્યો. તેને ઊભો કરવા માટે મેં મદદ કરવા માંડી.

બિચારો પ્લેટેરો વળ ખાઈ ગયો ને ઊભો થવા ગયો, પણ એનો આગલો એક પગ અંદરની બાજુ વળી ગયો... એ ઊભો ન થઈ શક્યો. મેં એના પગને જમીન પર સીધો કર્યો, પ્રેમથી મેં એને ફરી થાબડ્યો અને દાક્તરને બોલાવ્યા.

તેને જોતાં જ વૃદ્ધ દારબૉને તેમનું બોખું મોં ઊંચું-નીચું કર્યું, તેમના મોઢા પર કરચલીઓ પડી, તેમનું ગોળમટોળ માથું પેન્ડ્યુલમની જેમ હલવા માંડ્યું.

'કોઈ આશા નથી?' મારાથી પુછાઈ ગયું.

તેમણે કહ્યું તે કંઈ હું સમજ્યો નહીં.. બિચારું પ્રાણી મરી રહ્યું હતું... કશું રહ્યું નથી... માત્ર પીડા... ઘાસ સાથે તેણે કોઈ (ઝેરી)મૂળિયું ખાઈ લીધું હશે.

બપોરે પ્લેટેરો મૃત્યુ પામ્યો. રૂના દડા જેવું તેનું પેટ ગોળા જેવું ઢમઢોલ થઈ ગયું હતું. તેના નિસ્તેજ અક્કડ પગ આકાશ તરફ ઊંચા થયેલા હતા. તેના વાંકડિયા વાળ જૂની-પુરાણી ઢીંગલીઓના ચોટલાના ખવાઈ ગયેલા, જરાક અડીએ તો ખરી પડે એવા વાળ જેવા અત્યારે દેખાતા હતા.

સૂનકાર તબેલાની નાનકડી બારીમાંથી અર્ધપારદર્શક પાંખો પર જ્યારે પ્રકાશનું કિરણ પડે ત્યારે જાણે તે હમણાં સળગી ઊઠશે એવું લાગતું એક ત્રિરંગી પતંગિયું ઊડ્યું ને અદશ્ય થઈ ગયું.

૯

## પીળી વસંત

આવતો'તો મહિનો એપ્રિલનો
હતાં ચારેકોર ફૂલ પીળાં :
ઝરણું પીળું,
વાડ પીળી, પીળી ટેકરી,
બાળકોનું કબ્રસ્તાન –
એ વાડી જ્યાં વસતો'તો પ્રેમ, પીળું.

ઢાળેલા પ્રકાશથી
સૂર્યે ચોળી દીધો છે રંગ પીળો આખી અવનિ પર
અને આહ! સોનેરી કમળ-ફૂલો આસપાસ
ઉષ્ણ, સોનરંગી જળ;
પીળાં ગુલાબ પર
પીળાં પતંગિયાં!

વૃક્ષો પર ચડી
પીળા હારની વેલીઓ;
સોનલવરણું જીવન જાગે
ને વરસે સોનસુગંધભર્યાં
આશિષ, દિવસ પર
મૃત્યુ પામેલા માનવોનાં અસ્થિમાં
ઈશ્વરે ઉઘાડ્યા છે તેના પીળા-પીળા હાથ.

૧૦

## છૂટી પાડી પાંખડીઓ એક પછી એક

તું ગુલાબનું ફૂલ હોય તેમ,
પાંખડીઓ છૂટી પાડી એક પછી એક મેં;
જોઈ શકું જેથી અંતર તારું,
પણ ક્યાંય ભાળ્યું નહીં એને.

જોકે આસપાસનો તમામ પરિસર —
ખેતરોપારની ક્ષિતિજો
ને સાગરો —
બધું, બધું જ,
અનંત હતું તેય
ભરાઈ ગયું
જીવંત અને અઢળક
સુગંધથી.

૧૧

## ઑક્ટોબર

અસીમ ગ્રામપ્રદેશ હતો મારી સામે
ધરતી પર લંબાવી પડ્યો'તો હું.
શરદઋતુએ તેના સૂર્યાસ્તના
પારદર્શક પ્રકાશની મીઠાશથી વીંટી લીધાં'તાં ખેતરો.
સમાંતર ચાસ-રેખાઓમાં ધીમેધીમે ફરતું'તું હળ
છૂટી પડતી જતી'તી કાળી માટી.
સ્પષ્ટ ખુલ્લા ચાસમાં
ઓરતા'તા બિયારણ, સરળ રીતે મોકળા હાથ.

મને થયું, લાવ,
રમણીય ખેતરના પહોળા-પહોળા ચાસમાં ઓરી દઉં,
ઉતરડીને ઊંચી ને પ્રગાઢ લાગણીભર્યું મારું હૃદય
ખેંચી કાઢી વાવું તેને
જેથી જુએ જગત આવનારી વસંતમાં
પવિત્ર શાશ્વત એવું પ્રેમનું વૃક્ષ.

૧૨

## પ્રજ્ઞા પારમિતા હે, આપ મને

પ્રજ્ઞા પારમિતા હે,
આપ મને વસ્તુઓનાં અસલ-અદલ નામ
મારા આંતરમને ફરીથી સરજી હોય તે વસ્તુ, તેવું નામ
...મારો શબદ બની જાય વસ્તુ-સ્વયં, તે એવું કોઈ નામ.
જેથી કરીને જાણતા નથી તે વસ્તુઓને જેઓ
મારા થકી પામે તે વસ્તુઓ તેઓ,
વીસરી ગયા છે તે વસ્તુઓને જેઓ
મારા થકી પામે તે સૌને તેઓ
તેને ચાહનારું તમામ લોક
પામે મારા થકી તેને
પ્રજ્ઞા પારમિતા હે,
આપ, આપ, એવું ચોક્કસ નામ
ને તારું નામ, તેઓનું નામ
અને આપ એક શબદ
મારા નામ માટે.

૧૩

## દરિયા

મને થાય છે કે
નીચે ત્યાં ઊંડાણમાં
અથડાઈ પડી છે મારી નૌકા
કોઈ મહાકાય વસ્તુ સાથે
અને કશુંય બનતું નથી...
શાંતિ... મોજાંઓ...
— કશુંય બનતું નથી શું?
કે પછી બધું જ બની ચૂક્યું છે
ને નવા જીવનમાં
શાંતિથી ઊભાં છીએ
આપણે સૌ?

૧૪

## સંગીત

સંગીત —
શુદ્ધ પવિત્ર રાત્રી મહીં
પાગલ થઈ દોડી જતી
નગ્ન સ્ત્રી!

૧૫

## મેં ખેંચી લગામ

મેં ખેંચી લગામ
ને ફેરવી નાખ્યું મોં
પ્રભાતના અશ્વનું
ને લો જીવતો થયો હું, નિસ્તેજ.

ઓહ કેવા
પાગલ,
મારા સ્વપ્નનાં ફૂલ
નિહાળી રહ્યાં મને
ચંદ્ર તરફ તેમના હાથ ફેલાવીને!

૧૬

## એકલો, અટૂલો સાગર

સાગર હે,
તારામાં જ મસ્ત, પર્યાપ્ત તું
ને છતાંય તારામાં કેટકેટલું એવું જે નથી તું!
સદાય દૂર તું પોતાથી, સાવ એકલો!
પ્રત્યેક ક્ષણે ઊઘડે હજારો જખમોમાં તું
મારા લલાટની જેમ,
આવે ને જાય તારાં મોજાં
મારા વિચારોની જેમ,
આવે ને જાય.
સાગર, ચૂમે તું શાશ્વત મૈત્રીમાં
ને ક્યારેક વળી મચકોડે મોં
થઈ જાય વિમુખ તું.

તું છે તું જ, પણ જાણતો નથી એ વાત તું,
ધબકે હૃદય તારું ને અનુભવે ન ધબકાર એના,
એકલતાની શી પરમ સિદ્ધિ!
એકલા, અટૂલા ઓ સાગર!

૧૭

## દેવી કવિતા

સૌપ્રથમ આવી તે મારી સામે, સંપૂર્ણ વિશુદ્ધ,
પ્હેર્યું'તું વસ્ત્ર તેણે માત્ર નિર્દોષ ભોળપણનું
ને ચાહી મેં તેને, ચહું જેમ ભોળા શિશુને.

પછી તેણે માંડ્યાં સજવા
વસ્ત્રો અહીં-તહીંથી આણેલાં
ને અચેતન મનથી જ ઊપજ્યો તિરસ્કાર તેની પર, મને.

રફ્તે-રફ્તે તે બની બેઠી મહારાણી,
આંખ આંજી દે તેવાં ચકાચૌંધ હતાં તેનાં આભૂષણો...
એવો તો મને ચડ્યો કટુતાભર્યો ક્રોધ!

... પાછી ફરવા માંડી તે નિર્વસ્ત્ર થવા તરફ.
ને મારે મુખે મલકાટ.

જલદી-જલદી પાછી આવી ગઈ તે
તેના એકમાત્ર નિર્દોષ ભોળપણના વસ્ત્રમાં
ને જાગી શ્રદ્ધા મને તેનામાં બીજી વાર.

છેલ્લે ફેંકી દીધું
તેણે તે વસ્ત્ર પણ
ને થઈ ગઈ સાવ નિર્વસ્ત્ર...
સદાય મારી,
જીવનભર મેં ચાહેલી,
અનાવૃત કવિતા.

૧૮

## સ્મૃતિ

આપણાં અન્ય સ્મરણોના સરિયામ રસ્તા પર
નથી હોતી, આપણી છૂપી ખાનગી સ્મૃતિઓ!

સ્મૃતિઓ જાગે છે એકાએક કોઈ રાતે
રણમાં ગુલાબની જેમ
ભરબપોરે તારલાની જેમ
—સળગી રહી છે બળવાન તે, આ શીત શૂન્યાવકાશમાં —
ભાગ્યે જ જિવાયેલા
મનુષ્યજીવનની ઉત્તમ પળોના સીમાસ્તંભ સમી!

એક પછી એક દિવસ;
મારગ સુકાભટ
ને પછી એકાએક ચમત્કાર,
રોમાંચક વસંત,
અતીતમાંથી ઊમટી આવી છે સ્મૃતિઓ!

૧૯

## હું

હું નથી હું
હું તો છું પેલો
ચાલે છે એ મારી પડખે ને જોતો નથી હું,
ક્યારેક લઈ શકું છું મુલાકાત એની,
ને ક્યારેક વીસરી જાઉં છું એને;
કરતો હોઉં વાતો જ્યારે હું, ત્યારે રહે છે એ શાંત નિશ્ચલ,
ને જ્યારે હું ધિક્કારું, ઋજુતાથી દઈ દે ક્ષમા એ,
ચાલે એ તે જગાએ જ્યાં હોતો નથી હું
ને એ સ્થિર ઊભો રહેશે, જ્યારે મૃત્યુ પામીશ હું.

२०

## સંગીત

ધસમસતી જળધાર જેવો
ઊછળે ફાટી છાતીમાંથી કામાવેગ
ચીરી નાખતો એકાએક કાળછાયાને –
અપાર પાગલ જીવન બનવાનું છે જે મૃત્યુ,
વિનાકારણ તેને અતીવ ઝંખતી,
ડૂસકાં ભરતી ને નગ્ન કો સ્ત્રી,
તારાઓ ભણી ઉઘાડી નાખે જેમ બારીઓ ઝરૂખાની.

અને નથી ફરતું તે પાછું
સ્ત્રી કે જળ
રહે જોકે સંગાથ આપણી,
સાચું ને અસ્તિત્વવિહોણું,
ઊભરાતું ને ઊછળતું
અશક્ય જે અટકાવવું.

૨૧

## પરાકાષ્ઠા

મૃત્યુ હે!
જોડાશે નહીં જ્યાં લગી તું મારા જીવનમાં
નહીં થાઉં ત્યાં લગી હું, – પૂરેપૂરો હું,
અર્ધભાગના મારા અજવાળાને સમાવ,
બાકી અર્ધા મારા અંધારા પડછાયાની અંદર,
એમ કરી બનાવ મને પૂર્ણ સદંતર,
સદાય વૈશ્વિક ચેતનાએ સધાય સમતોલન મારું
અર્ધું ઝળહળ હું ઝળકું
ને રહે અર્ધું મારું અણજાણ્યું –

મૃત્યુ હે!
નહીં થાઉં હું પૂરેપૂરો હું,
જ્યાં લગ, તારો વખત આવે
અસ્થિરમાં રહેલા મારા પ્રાણને
શણગારશે ના તું.

## ૨૨

# ક્યાંથી આવ્યાં પક્ષીઓ, જાણું હું સારી રીતે

રાત આખી
રંગો તેમના
ગાતાં રહ્યાં પક્ષીઓ.

સૂર્યની તાજગીમાં
પ્રભાતની તેમની પાંખોના
નથી એ રંગો.

સૂર્યના બુઝાઈ રહેલા અંગારમાં
સંધ્યા સમયના તેમના વક્ષના
નથી એ રંગો.

રાતે ઝંખાઈ નષ્ટ થાય
પર્ણ અને ફૂલોના
પરિચિત રંગો,
હરહંમેશની તેમની ચાંચોના
તેવી જ રીતે નાશ પામતા
નથી એ રંગો).

બીજા પણ છે રંગો
અસલ સ્વર્ગના
માણસે ગુમાવ્યા જે પૂર્ણપણે,
જાણે છે સઘન એ નંદનવનને
પક્ષીઓ ને પુષ્પો.

સુવાસિત આવન-જાવનમાં
ઊડી રહ્યાં સમસ્ત પૃથ્વી પર
પુષ્પો ને પક્ષીઓ.

બીજા પણ છે રંગો

અવિચળ સ્વર્ગલોકના
માનવી વિચરે જ્યાં સ્વપ્નલોકમાં

રાત આખી
રંગ તેમના
ગાતાં રહ્યાં પક્ષીઓ.

બીજા છે એ રંગો
તેમની પાસેના બીજા વિશ્વમાં, તેમની કને
ગુંજે તેને તેઓ રાત્રી સમયે.

રંગો કેટલાક
જોયા છે મેં પૂર્ણ જાગૃતિમાં
ને કયા છે તે રંગો, જાણું હું સારી રીતે.

ક્યાંથી આવ્યાં તે પક્ષીઓ
ગાવા મારી પાસે, રાત્રી સમયે,
જાણું હું સારી રીતે.

વાયુ વીંધી, મોજાં વટાવી
મારી સામે ગાવા મારા રંગો
ક્યાંથી આવ્યાં છે પક્ષીઓ
જાણું હું સારી રીતે.



## ૨૩

# પુનર્જન્મ

ફરી જન્મ લઈશ થઈને પથ્થર
ને ત્યારેય ચાહીશ તને, હે પ્રિયે.

ફરી જન્મ લઈશ થઈને પવન
ને ત્યારેય ચાહીશ તને, હે પ્રિયે.

ફરી જન્મ લઈશ થઈને મોજું
ને ત્યારેય ચાહીશ તને, હે પ્રિયે.

ફરી જન્મ લઈશ થઈને અગન
ને ત્યારેય ચાહીશ તને, હે પ્રિયે.

ફરી જન્મ લઈશ થઈને માનવ
ને ત્યારેય ચાહીશ તને, હે પ્રિયે.

૨૪

## કાવ્ય

૧

સ્પર્શ કરશો ન જરીય
ગુલાબના ફૂલ વિશે એવું જ તો છે!

૨

મૂળસોતો ઉખેડવો છોડને
ભર્યોભર્યો હજી જે સૂર્યોદય સમયના ઝાકળથી.

કેવું જળનું સિંચન
ભીની ધરતીની સોંધી સોડમ
કેવી વર્ષા
મારા લલાટ પરના ચમકતા તારલાઓથી
મારી આંખો
કેવી બંધ-અંધ!

૨૫

## આખરી સફર

ચાલ્યો જઈશ હું
ને ગીત ગાતાં પક્ષીઓ ત્યારેય અહીં જ હશે
ને અહીં જ હશે મારું ઉદ્યાન
તેના હર્યાંભર્યાં વૃક્ષ સાથે, તેના અવર્ણ-શ્વેત જળકૂપ સાથે.

ભૂરું ને શાંત હશે આકાશ પ્રત્યેક બપોરે
ને બજતા રહેશે ડંકા
જેમ વાગે છે ડંકા આજે બપોરે ઘડિયાળ-ટાવરેથી.

મરી પરવાર્યાં હશે ચાહનારા મને,
દર વર્ષે ગામ પાછું ધરશે નવાં રૂપ,
સાફસૂથરા મારા ઉદ્યાનના ફૂલફૂલ્યા ખૂણે
ખટમીઠાં સ્મરણો સાથે ભટકશે મારો પ્રાણ...

અને હું ચાલ્યો જઈશ
થઈશ એકલો, અટૂલો, ઘરવિહોણો;
નહીં હોય મારી આસપાસ હર્યુંભર્યું વૃક્ષ
કે નહીં હોય શ્વેત કૂવો
નહીં હોય ભૂરું નીરવ આકાશ
ને ગીત ગાતાં હશે પક્ષીઓ ત્યારેય અહીં.



# સૉનેટ

❖ SHAKESPEARE ❖

Love is too young to know what conscience is;
Yet who knows not conscience is born of love?
Then, gentle cheater, urge not my amiss,
Lest guilty of my faults thy sweet self prove.
For, thou betraying me, I do betray
My nobler part to my gross body's treason;
My soul doth tell my body that he may
Triumph in love; flesh stays no farther reason,
But, rising at thy name, doth point out thee
As his triumphant prize. Proud of this pride,
He is contented thy poor drudge to be,
To stand in thy affairs, fall by thy side.
No want of conscience hold it that I call
Her "love" for whose dear love I rise and fall.

## રુમિ ▫ અનુ. સુ. દ.

(૧)
તમે તમારા આત્માની તલાશમાં છો?
જો એવું જ હોય તો
તમારા કેદખાનામાંથી બહાર આવો.
ઝરણું છોડો અને નદીમાં ભળો
જેથી સમુદ્ર તરફ વહી શકો
આ દુનિયામાં રચ્યાપચ્યા રહેવાનો
ભાર વહ્યા કર્યો
આ દુનિયાની ઉપર ઊઠો
ત્યાં અનોખું દર્શન...

▫

## ❖ JOHN DONNE ❖

Death be not proud, though some have callèd thee
Mighty and dreadful, for, thou art not so,
For, those, whom thou think'st, thou dost overthrow,
Die not, poor death, nor yet canst thou kill me;
From rest and sleep, which but thy pictures be,
Much pleasure, then from thee, much more must flow,
And soonest our best men with thee do go,
Rest of their bones, and soul's delivery.
Thou art slave to fate, chance, kings, and desperate men,
And dost with poison, war, and sickness dwell,
And poppy, or charms can make us sleep as well,
And better than thy stroke; why swell'st thou then?
One short sleep past, we wake eternally,
And death shall be no more, Death thou shalt die.

(૨)
આપણે એકમેક સાથે ગુંથાયલા છીએ
હું ભૂમિ છું તું પગથિયું
આ પ્રેમ પણ કેવો વિચિત્ર
અને કેવો અપોગ્ય
હું તારી દુનિયા જોઈ શકું
પણ હું તને ન જોઈ શકું

❑

*"When I consider how my light is spent"*

When I consider how my light is spent
Ere half my days, in this dark world and wide,
And that one talent which is death to hide
Lodged with me useless, though my soul more bent
To serve therewith my Maker, and present
My true account, lest he returning chide;
"Doth God exact day-labour, light denied?"
I fondly ask; but Patience to prevent
That murmur, soon replies, "God doth not need
Either man's work or his own gifts; who best
Bear his mild yoke, they serve him best. His state
Is kingly. Thousands at his bidding speed
And post o'er land and ocean without rest:
They also serve who only stand and wait."

(૩)
પહેલાં તો એણે
મને અનંત સંવનનથી
ચિક્કાર ઉત્તેજિત કરી
વેદના અને ગમગીની
દઈદઈને અંતે એણે
મને બાળી
શતરંજની આ રમતમાં
મારે મને ગુમાવવી જ પડે
જેથી હું એને જીતી શકું

□

## ❖ WILLIAM WORDSWORTH ❖

*"The world is too much with us; late and soon"*

The world is too much with us; late and soon,
Getting and spending, we lay waste our powers:
Little we see in Nature that is ours;
We have given our hearts away, a sordid boon!
This sea that bares her bosom to the moon;
The winds that will be howling at all hours
And are up-gathered now like sleeping flowers;
For this, for every thing, we are out of tune;
It moves us not—Great God! I'd rather be
A Pagan suckled in a creed outworn;
So might I, standing on this pleasant lea,
Have glimpses that would make me less forlorn;
Have sight of Proteus coming from the sea;
Or hear old Triton blow his wreathed horn.

(૪)
તારા મિલનમાં હું સૂઈ શકતી નથી
તારા વિરહમાં આંસુઓ મને રોકે છે
મારા પ્રિયતમ ! તું મને જોયા કર
મારી પ્રત્યેક અનિદ્રાની રાતે
અને તને જ આ બધાનો તફાવત સમજાશે

□

## TO WORDSWORTH

Poet of Nature, thou hast wept to know
That things depart which never may return:
Childhood and youth, friendship and love's first glow,
Have fled like sweet dreams, leaving thee to mourn.
These common woes I feel. One loss is mine
Which thou too feel'st, yet I alone deplore.
Thou wert as a lone star, whose light did shine
On some frail bark in winter's midnight roar:
Thou hast like to a rock-built refuge stood
Above the blind and battling multitude:
In honored poverty thy voice did weave
Songs consecrate to truth and liberty,—
Deserting these, thou leavest me to grieve,
Thus having been, that thou shouldst cease to be.

(૫)
પ્રાર્થના ધુમ્મસને હટાવે છે
અને હૃદયને ફરીથી શાંતિ અર્પે છે
રોજ સવારે રોજ સાંજે
હૃદય મારૂં ગાતું રહે
હે ઈશ્વર, હે પ્રભુ
ઈશ્વર સિવાય કોઈ વાસ્તવિકતા નથી



*"I cry your mercy—pity—love!—aye, love"*

I cry your mercy—pity—love!—aye, love,
Merciful love that tantalises not,
One-thoughted, never wand'ring, guileless love,
Unmask'd, and being seen—without a blot!
O, let me have thee whole,—all,—all—be mine!
That shape, that fairness, that sweet minor zest
Of love, your kiss, those hands, those eyes divine,
That warm, white, lucent, million-pleasured breast,—
Yourself—your soul—in pity give me all,
Withhold no atom's atom or I die,
Or living on perhaps, your wretched thrall,
Forget, in the mist of idle misery,
Life's purposes,—the palate of my mind
Losing its gust, and my ambition blind.

(૬)
હું જ્યારે મારા જીવન તરફ જોઉં છું
ત્યારે મને કેવળ જણાય છે કે
પ્રેમ એ જ મારા આત્માનો
ચિરંતન સાથી સંગાથી છે
ખૂબ ઊંડેઊંડેથી મારો આત્મા
કહી ઊઠે છે : વિલંબ ન કર,
પ્રેમને માટે સર્વ સમર્પણ કરી દે.

❑

The face of all the world is changed, I think,
Since first I heard the footsteps of thy soul
Move still, oh, still, beside me; as they stole
Betwixt me and the dreadful outer brink
Of obvious death, where I who thought to sink
Was caught up into love, and taught the whole
Of life in a new rhythm. The cup of dole
God gave for baptism, I am fain to drink,
And praise its sweetness, sweet, with thee anear.
The names of country, heaven, are changed away
For where thou art or shalt be, there or here;
And this—this lute and song—loved yesterday,
(The singing angels know) are only dear,
Because thy name moves right in what they say.

(૭)
હું જ્યારે મરણ પામું ત્યારે
મારા શબને વિરામ આપજો
પણ જો મારા ચીંથરેહાલ થયેલાં હોઠને
એ ચૂમે
અને મને ફરી પાછું જીવન પ્રાપ્ત થાય
તો સ્હેજ પણ નવાઈ ન પામતા

❑

## ❖ MATTHEW ARNOLD ❖

### SHAKESPEARE

Others abide our question. Thou art free.
We ask and ask. Thou smilest and art still,
Out-topping knowledge. For the loftiest hill
Who to the stars uncrowns his majesty,
Planting his steadfast footsteps in the sea,
Making the heaven of heavens his dwelling-place,
Spears but the cloudy border of his base
To the foiled searching of mortality.
And thou, who didst the stars and sunbeams know,
Self-schooled, self-scanned, self-honoured, self-secure,
Didst tread on earth unguessed at. Better so!
All pains the immortal spirit must endure,
All weakness which impairs, all griefs which bow,
Find their sole speech in that victorious brow.

(૮)
મારી આંખો એટલી નાની અમથી છે
કે મારા આવડા મોટા વિરાટ વિષાદને
હું કેમ કરીને મૂકું એમાં?
એ તો લગભગ અશક્ય
એણે કહ્યું : 'જો, તારી આંખ ભલે નાનકડી હોય,
પણ તું આખી સૃષ્ટિને જોઈ તો શકે છે ને!

❑

## from *The House of Life*

INTRODUCTORY SONNET

A Sonnet is a moment's monument,—
Memorial from the Soul's eternity
To one dead deathless hour. Look that it be,
Whether for lustral rite or dire portent,
Or its own arduous fullness reverent:
Carve it in ivory or in ebony
As Day or Night shall rule; and let Time see
Its flowering crest impearled and orient.

A Sonnet is a coin: its face reveals
The soul,—its converse, to what Power 'tis due:—
Whether for tribute to the august appeals
Of Life, or dower in Love's high retinue
It serve, or, mid the dark wharf's cavernous breath,
In Charon's palm it pay the toll to Death.

(૯)
ગઈ રાતની વાત
મને કહો વિશ્વનું રહસ્ય
મેં શાણાને કરી વિનંતી
લંબાવીને હાથ.
અત્યંત મૃદુ મુલાયમ સૌમ્ય અવાજે
એણે કહ્યું : "શાંત થા,
રહસ્ય કદીયે બોલાય નહીં
એ તો મૌનમાં હોય વીંટાયેલું"

❑

## ❖ W. B. YEATS ❖

### LEDA AND THE SWAN

A sudden blow; the great wings beating still
Above the staggering girl, her thighs caressed
By the dark webs, her nape caught in his bill,
He holds her helpless breast upon his breast.

How can those terrified vague fingers push
The feathered glory from her loosening thighs?
And how can body, laid in that white rush,
But feel the strange heart beating where it lies?

A shudder in the loins engenders there
The broken wall, the burning roof and tower
And Agamemnon dead.
Being so caught up,
So mastered by the brute blood of the air,
Did she put on his knowledge with his power
Before the indifferent beak could let her drop?

(૧૦)
ગઇ રાતે મારો પ્રિયતમ
એટલો સુંદર, જાણે ચંદ્ર.
સૂર્ય કરતાં પણ હતો તેજસ્વી.
રમ્ય, ભવ્ય રૂપ
મારી પહોંચની બહાર
એ સિવાય તમામ મૌનનો વિસ્તાર.

❑

## ACQUAINTED WITH THE NIGHT

I have been one acquainted with the night.
I have walked out in rain—and back in rain.
I have outwalked the furthest city light.

I have looked down the saddest city lane.
I have passed by the watchman on his beat
And dropped my eyes, unwilling to explain.

I have stood still and stopped the sound of feet
When far away an interrupted cry
Came over houses from another street,

But not to call me back or say good-by;
And further still at an unearthly height
One luminary clock against the sky

Proclaimed the time was neither wrong nor right.
I have been one acquainted with the night.

(૧૧)
વ્હાલા હૃદય ! તું સાવ તર્કવિહોણું છે
પહેલાં પ્રેમમાં પડે
અને પછી ચિંતા કરે તારી જિંદગીની
તું લૂંટે અને તું ચોરે
અને પછી ચિંતા કરે કાયદા કાનૂનની

❑

## ❖ T. S. ELIOT ❖

### from *The Dry Salvages* [OPENING STANZA]

I do not know much about gods; but I think that the river
Is a strong brown god—sullen, untamed and intractable,
Patient to some degree, at first recognised as a frontier;
Useful, untrustworthy, as a conveyor of commerce;
Then only a problem confronting the builder of bridges.
The problem once solved, the brown god is almost forgotten
By the dwellers in cities—ever, however, implacable,
Keeping his seasons and rages, destroyer, reminder
Of what men choose to forget. Unhonoured, unpropitiated
By worshippers of the machine, but waiting, watching and waiting.
His rhythm was present in the nursery bedroom,
In the rank ailanthus of the April dooryard,
In the smell of grapes on the autumn table,
And the evening circle in the winter gaslight.

(૧૨)
તારા હૃદયથી મારા હૃદય સુધી
પહોંચવાનો એક પંથ છે
અને મારું હૃદય તેને જાણે છે.
જળ જેવું એ પવિત્ર અને પારદર્શક છે
જ્યારે જળ દર્પણ જેવું સ્થિર હોય છે
ત્યારે એ ચંદ્રને જોઇ શકે છે



## ❖ EDNA ST. MILLAY ❖

*"What lips my lips have kissed, and where, and why"*

What lips my lips have kissed, and where, and why,
I have forgotten, and what arms have lain
Under my head till morning; but the rain
Is full of ghosts tonight, that tap and sigh
Upon the glass and listen for reply,
And in my heart there stirs a quiet pain
For unremembered lads that not again
Will turn to me at midnight with a cry.
Thus in the winter stands the lonely tree,
Nor knows what birds have vanished one by one,
Yet knows its boughs more silent than before:
I cannot say what loves have come and gone,
I only know that summer sang in me
A little while, that in me sings no more.

(૧૩)
તારું નામ દેવાથી કૈં વળતું નથી
તું મને દેખાતો નથી.
તારા ચહેરાના તેજથી
હું થઇ જાઉં છું અંધ.
ઝૂરું છું તારા હોઠ માટે
પણ એને કારણે એ બન્ને
નજીક નથી આવી શકતાં
તારી સ્મૃતિ
મારી તારી વચ્ચેનો એક પડદો છે.

❑

## ❖ E. E. CUMMINGS ❖

*"i like my body when it is with your"*

i like my body when it is with your
body. It is so quite new a thing.
Muscles better and nerves more.
i like your body. i like what it does,
i like its hows. i like to feel the spine
of your body and its bones,and the trembling
-firm-smooth ness and which i will
again and again and again
kiss, i like kissing this and that of you,
i like,slowly stroking the,shocking fuzz
of your electric fur,and what-is-it comes
over parting flesh.. .And eyes big love-crumbs,

and possibly i like the thrill

of under me you so quite new

(૧૪)
હું તો કશું જ ન્હોતો
તેં મને પર્વત કરતાં પણ મોટો કર્યો
હું તો સાવ પછવાડે હતો
તેં મને આગળ કર્યો.
મારું હૃદય છિન્નભિન્ન થઈ ગયું હતું
તેં મારા ઘાવ રુઝાવ્યા
હું પ્રેમી થયો
અને મને ચ્હાતો થયો



## WHO'S WHO

A shilling life will give you all the facts:
How Father beat him, how he ran away,
What were the struggles of his youth, what acts
Made him the greatest figure of his day:
Of how he fought, fished, hunted, worked all night,
Though giddy, climbed new mountains; named a sea:
Some of the last researchers even write
Love made him weep his pints like you and me.

With all his honours on, he sighed for one
Who, say astonished critics, lived at home;
Did little jobs about the house with skill
And nothing else; could whistle; would sit still
Or potter round the garden; answered some
Of his long marvellous letters but kept none.

(૧૫)
ક્યાં ચાલ્યા ગયા તમે
મારા પ્રિયતમ ?
મને સાવ ભગ્ન અને હતાશ કરીને
જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી
તમારે માટે ઝંખ્યા કરીશ
નિરાશામાં જ આશાનો પ્રવેશ હોય છે.

❑

# ✣ GEORGE BARKER ✣

## TO MY MOTHER

Most near, most dear, most loved and most far,
Under the window where I often found her
Sitting as huge as Asia, seismic with laughter,
Gin and chicken helpless in her Irish hand,
Irresistible as Rabelais, but most tender for
The lame dogs and hurt birds that surround her,—
She is a procession no one can follow after
But be like a little dog following a brass band.

She will not glance up at the bomber, or condescend
To drop her gin and scuttle to a cellar,
But leans on the mahogany table like a mountain
Whom only faith can move, and so I send
O all my faith, and all my love to tell her
That she will move from mourning into morning.

(૧૬)
તું મારા હૃદયનો પ્રકાશ
અને મારા આત્માની આશાપેશ.
પારાવાર મુશ્કેલીઓ કરનાર પણ તું
તું પૂછ્યા કરે છે :
"તેં દોસ્તને જોયો છે ?"
તું પૂરેપૂરું સારી રીતે જાણે છે
કે યારના હવે દીદાર થઈ શકે એમ નથી

❏

## ❖ MURIEL RUKEYSER ❖

### ON THE DEATH OF HER MOTHER

A seacoast late at night and a wheel of wind.
All those years, Mother, your arms were full of absence
And all the running of arrows could never not once find
Anything but your panic among all that substance,
Until your wide eyes opened forever. Until it all was true.
The fears were true. In that cold country, winter,
The wordless king, went isolate and cruel,
And he alone real. His armies all that entered.

But here is peacock daybreak; thought-yoked and warm, the light,
The cloud-companions and the greenest.star.
Starflash on water; the embryo in the foam.
Dives through my body in the waking bright,
Watchmen of birth; I see. You are here, Mother, and you are
Dead, and here is your gift: my life which is my home.

(૧૭)
હું મરણ પામું ત્યારે
મારો અગ્નિસંસ્કાર કરજો
આ મારા શરીરમાંથી પ્રકટતો ધુમાડો
હવા પર લખશે
એનું નામ, એનું નામ

❑

## ❖ WELDON KEES ❖

### FOR MY DAUGHTER

Looking into my daughter's eyes I read
Beneath the innocence of morning flesh
Concealed, hintings of death she does not heed.
Coldest of winds have blown this hair, and mesh
Of seaweed snarled these miniatures of hands;
The night's slow poison, tolerant and bland,
Has moved her blood. Parched years that I have seen
That may be hers appear: foul, lingering
Death in certain war, the slim legs green.
Or, fed on hate, she relishes the sting
Of others' agony; perhaps the cruel
Bride of a syphilitic or a fool.
These speculations sour in the sun.
I have no daughter. I desire none.

(૧૮)
હે ભાઈ,
સોનાના જળમાંથી એક ઘૂંટડો પી લે-
એનું અમૃત વિશ્વનું સ્વર્ગમાં રૂપાંતર કરશે
પી, પિયે જા, અને લોકો જેને વિષાદ કહે છે
એ વિદૂષક પર ધિક્કાર હસી લે.

□

*"Love, we must part now: do not let it be"*

Love, we must part now: do not let it be
Calamitous and bitter. In the past
There has been too much moonlight and self-pity:
Let us have done with it: for now at last
Never has sun more boldly paced the sky,
Never were hearts more eager to be free,
To kick down worlds, lash forests; you and I
No longer hold them; we are husks, that see
The grain going forward to a different use.

There is regret. Always, there is regret.
But it is better that our lives unloose,
As two tall ships, wind-mastered, wet with light,
Break from an estuary with their courses set,
And waving part, and waving drop from sight.

(૧૯)
હું હસું છું અને હસ્યા કરું છું-
હું પણ જાણતો નથી શા માટે?
કેવળ ઇશ્વર જાણે છે કે શા માટે ફૂલની ડાળી
સવારની પવનલહરમાં કંપે છે.



## ✣ SYLVIA PLATH ✣

### MAYFLOWER

Throughout black winter the red haws withstood
Assault of snow-flawed winds from the dour skies
And, bright as blood-drops, proved no brave branch dies
If root's firm-fixed and resolution good.
Now, as green sap ascends the steepled wood,
Each hedge with such white bloom astounds our eyes
As sprang from Joseph's rod, and testifies
How best beauty's born of hardihood.

So when staunch island stock chose forfeiture
Of the homeland hearth to plough their pilgrim way
Across Atlantic furrows, dark, unsure—
Remembering the white, triumphant spray
On hawthorn boughs, with goodwill to endure
They named their ship after the flower of May.

(૨૦)
ગુરુ વિનાની જિંદગી
કાં તો ઊંડી નિદ્રા છે
અથવા અદશ્ય મરણ
યાદ રાખજો ! આ રસ્તો
એકલા ચાલવા જેવો સલામત નથી-
જળ જીવલેણ છે,
ઝેર મધુર છે.



## A DREAM OF JEALOUSY

Walking with you and another lady
In wooded parkland, the whispering grass
Ran its fingers through our guessing silence
And the trees opened into a shady
Unexpected clearing where we sat down.
I think the candour of the light dismayed us.
We talked about desire and being jealous,
Our conversation a loose single gown
Or a white picnic tablecloth spread out
Like a book of manners in the wilderness.
'Show me,' I said to our companion, 'what
I have much coveted, your breast's mauve star.'
And she consented. Oh neither these verses
Nor my prudence, love, can heal your wounded stare.

(૨૧)
તારા ચહેરા પરનું સ્મિત દશ્ય માટે પૂરતું છે
તારા નામનો ધ્વનિ ગીત માટે પૂરતો છે
તારી ચાબુકનો પડછાયો જ્યાં પૂરતો હોય
ત્યાં શા માટે તારા જીવલેણ તીરોથી
મારા કટકે કટકા કરે છે ?

❑

# ❖ SHEROD SANTOS ❖

## MARRIED LOVE

As they sat and talked beneath the boundary trees
In the abandoned park, neither one mentioning
Her husband, or his wife, it seemed as though
Their summer shadows had detached themselves
In the confusion of those thousand leaves: but no more
Than they could call those shadows back from the air,
Could they ignore the lives they had undone,
And would undo once more, that afternoon,
Before giving in to what they knew, had always known.
And yet, in turning away, what they would say was not
That thing, but something else, that mild excuse
That lovers use of how things might have been
Had they met somewhere else, or in some better time,
Were they less like themselves than what they are.

(૨૨)
એના પ્રેમમાં હું ઓગળી ગઈ
મીઠાની પૂતળીની જેમ-
સારું, ખરાબ, દૃઢ માન્યતા કે શંકા-
કશું રહેતું નથી.

મારા હૃદયમાં એક સિતારાનો વિસ્ફોટ થયો
ને એમાં સાત આકાશ ખોવાઈ ગયા

❑

### from *33*

*"Where are the girls who were so beautiful?"*

Where are the girls who were so beautiful?
I don't mean back in the olden days either,
I mean yesterday and the day before
yesterday? Tell me, if you can, where will
I find breathless Vivien or Marilyn,
her skirt blown up? Certainly Natalie,
struggling in the cold waves, deserved to be
fished out when the crew finished and given
her monogrammed beach towel and a hot drink.
How many times didn't we pay good money
to see them saved from worse catastrophes
as they trembled in swimsuits on the brink
of death, Rita and Jean, Lana and Joan,
Frances, Marlene—their names sound like our own.

(૨૩)
ટકોરા માર,
અને એ બારણાં ખોલશે
ખલાસ થઇ જા,
અને એ તને સૂર્યની જેમ ઝળકાવશે
ઢળી પડ,
અને એ તને આકાશ સુધી ઊંચકી લેશે
શૂન્ય થઇ જા,
અને એ તારું પ્રત્યેકમાં રૂપાંતર કરશે.

□

(૨૪)
શાણપણના સો પગથિયાની પાર
હું શુભ-અશુભથી મુક્ત થઇ જઇશ.
પડદાની પાછળ મને પ્રાપ્ત થશે
કોઇ અદ્દ્ભૂત આભા, અપૂર્વ સૌંદર્ય
અને હું પછી પડી જઇશ
મારા પ્રેમમાં

□

## ❖ BETH ANN FENNELLY ❖

### POEM NOT TO BE READ AT YOUR WEDDING

You ask me for a poem about love
in place of a wedding present, trying to save me
money. For three nights I've lain under
glow-in-the-dark stars I've stuck to the ceiling
over my bed. I've listened to the songs
of the galaxy. Well, Carmen, I would rather
give you your third set of steak knives
than tell you what I know. Let me find you
some other store-bought present. Don't
make me warn you of stars, how they see us
from that distance as miniature and breakable,
from the bride who tops the wedding cake
to the Mary on Pinto dashboards
holding her ripe red heart in her hands.

(૨૫)

તારે પંથે જતાં
જે કોઇ સ્વમૃત્યુ પામે છે
તે જીવી જાય છે
તું કહે છે
'નશાબાજ થઇને તારી જાતને
ખોઇ ન નાખ'
પણ તારો શરાબ પીધા પછી
કોઇ હોશમાં કઇ રીતે રહી શકે ?



## આ અંકના કવિઓના સરનામાં

**જયન્ત પાઠક**

૨૩, કદંબપલ્લી, નાનપુરા,
સુરત -૩૯૫૦૦૧.

**મકરન્દ દવે**

'નંદિગ્રામ', ધરમપુર રોડ, પોસ્ટ વાંકલ - ૩૯૬૦૦૭,
જિલ્લો - વલસાડ

**મકરંદ મુસળે**

૩, શિવમ એપાર્ટમેન્ટ, ઉમિયા ભવન પાસે,
શિયાબાગ, બરોડા - ૩૯૦૦૦૧.

**મહેશ દવે**

૧, વનશ્રી, ડ્રાઇવ ઇન રોડ, થલતેજ,
અમદાવાદ - ૩૮૦૦૫૪

**વિનોદ ગાંધી**

૮૩, સુવિધાનગર, ભુરાવાવ, ગોધરા - ૩૮૯૦૦૧,
પંચમહાલ

**હર્ષદ ત્રિવેદી**

'સુરતા', એ/૧૧, નેમીશ્વર પાર્ક, તપોવન પાસે,
મુ. અમીયાપુર-૩૮૨૪૨૪, જિ. ગાંધીનગર

કવિતા : દિલમાં દીવો કરો
સળંગ અંક : ૨૧૧
વર્ષ : ૩૬/ અંક : ૧/ ઑક્ટો.-નવે. '૦૨
મુખપૃષ્ઠ સજાવટ : અપૂર્વ આશર



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ



50990

... ફરીથી મોકલવું નહીં.
... ની લેખકની છે.
કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ...
વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.
લવાજમ : દેશમાં ૧૫૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૨૪૦/-, એરમેલ રૂા. ૩૯૦/-, આ અંકના રૂપિયા ૫૦/-.
બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.T.P. 2870831, FAX NO. 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

50990

Black dark deers
Jump with jolts
In my body and mind
I know not
What they fear and why?

My country
Hunts the corridors of history
Like a ghost

I experience the stirring
Of our unborn children
In my womb